# હિંદુ ધર્મ

રાધાકૃષ્ણન

ચંદ્રશંકર શુકલ



# હિંદુ ધર્મ

[ રાધાકૃષ્ણનના અંગ્રેજી નિબન્ધોનો અનુવાદ ]

અનુવાદક

ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ



: સોલ એજંટ :

એન. એમ. ઠક્કર એન્ડ કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.

: પ્રકાશક :

વોરા એન્ડ કંપની, પબ્લિશર્સ, લિમિટેડ.

૩, રાઉન્ડ બિલ્ડિંગ, મુંબઈ ૨.

પર ૩૪૯૫૬

શ્રી. ચંદ્રશંકર શુક્લનાં ઈતર પુસ્તકો

*

સીતાહરણ (પાંચમી આવૃત્તિ)

પિરામીડની છાયામાં

*

અનુવાદો:

ચીનનો અવાજ — લૌવેઝ ડિકિન્સન (બીજી આવૃત્તિ)
ધર્મસંસ્થાપન — ગાંધીજી
રચનાત્મક કાર્યક્રમ — ગાંધીજી
રચનાત્મક કાર્યક્રમ — રાજેન્દ્રપ્રસાદ
હિંદુ જીવનદર્શન — રાધાકૃષ્ણન
મહાત્મા ગાંધી — રાધાકૃષ્ણન
અહિંસાની તાલીમ — ગ્રેગ
ગાંધીજીને જગવંદના — રાધાકૃષ્ણન (બીજી આવૃત્તિ)
ધર્મોનું મિલન — રાધાકૃષ્ણન
ગાંધીજીના જીવનપ્રસંગ — મીલી પોલાક
પુણ્યશ્લોક ગાંધીજી — ભાગ ૧ લો
ગાંધીજી સાથે અઠવાડિયું — લુઈ ફીશર
વેદની વિચારધારા — રાધાકૃષ્ણન
ચૂપ નહીં રહેવાય — ટૉલસ્ટૉય
યન્ત્રો સામે બળવો — જેક્સ
બે નવલકથા — ટૉલસ્ટૉય
સ્વરાજ અને સંસ્કૃતિ — રાધાકૃષ્ણન
ગીતાદર્શન — રાધાકૃષ્ણન

---

આવૃત્તિ પહેલી : ૧૯૪૪

કિંમત ચાર રૂપિયા ચાર આના

અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ
સુરેશચંદ્ર પોપટલાલે છાપ્યું અને એમ. કે. વોરાએ
વોરા ઍન્ડ કંપની, પબ્લિશર્સ, લિમિટેડ,
રાઉન્ડ બિલ્ડીંગ, કાલબાદેવીરોડ, મુંબઈ ૨, માટે પ્રસિદ્ધ કર્યું.

# પ્રસ્તાવના

આ પુસ્તકમાં હિંદુ ધર્મ વિષેના રાધાકૃષ્ણનના પાંચ નિબન્ધોનો અનુવાદ આપેલો છે. તે જુદે જુદે વખતે લખાયેલા છે, ને જુદાં જુદાં પુસ્તકમાંથી લીધેલા છે. (૧) હિંદુ ધર્મનું હાર્દ, અને (૨) હિંદુ ધર્મ એ બે નિબન્ધ 'ધી હાર્ટ ઑફ હિંદુસ્તાન'માંથી લીધેલા છે. (૩) હિંદુ સમાજરચના એ 'ઇસ્ટર્ન રિલિજિયન્સ ઍન્ડ વેસ્ટર્ન થૉટ' નામના પુસ્તકનો સૌથી છેલ્લો લેખ છે. (૪) હિંદુ ધર્મનો પ્રાણ એ 'ધી લીગસી ઑફ ઇંડિયા' નામના લેખસંગ્રહમાં આવેલા રાધાકૃષ્ણનના હિંદુ ધર્મ વિષેના લેખનો અનુવાદ છે. (૫) હિંદુ સંસ્કૃતિ એ લેખ 'ધી કલ્ચરલ પ્રૉબ્લેમ ઑફ ઇંડિયા' નામના લેખસંગ્રહમાંથી લીધેલો છે.

હિંદુ ધર્મ વિષે ખોટા મતાગ્રહ વિના, વિશાળ દૃષ્ટિથી, ને બુદ્ધિને સ્પર્શી શકે એવી રીતે લખાયેલાં વિવેચનો આપણે ત્યાં બહુ થોડાં છે. એમાં આ પુસ્તકથી એક નવો ઉમેરો થશે, ને વિચાર-શીલ વાચકોને આપણા પ્રાચીન છતાં અભિનવ એવા ધર્મનાં વિવિધ તત્ત્વો સમજવામાં કંઇક મદદ થશે, એવી આશા છે.

રાધાકૃષ્ણનના વિચારોથી ગુજરાતી વાચકવર્ગ ક્રમે ક્રમે પરિચિત થતો જાય છે. આત્મદર્શનની સાધના, ને જીવમાત્રની સેવા, એ બેને હિંદુ ધર્મનાં સારભૂત તત્ત્વો ગણવામાં તેઓ વિવેકાનન્દ, રવીન્દ્રનાથ, તિલક, ગાંધીજી વગેરેની સાથે સંમત છે. હિંદુ ધર્મની અનેક ખૂબીઓ ને સૂક્ષ્મતાઓ આ પુસ્તકમાંથી સમજતાં વાચકને જેમ આનન્દ થશે, તેમ પોતે કેવા વારસાને યોગ્ય બનવાનું રહેલું છે તેનું ભાન પણ થશે.

આવાં વિવેચનો તે વિવેચકોની પોતાની કલ્પનામાંથી નીપજેલાં હોઈ હિંદુ ધર્મમાં વસ્તુતઃ એવું કંઇ નથી, એમ કહેવાની વૃત્તિ 'આધુનિકતા'ને રંગે રંગાયેલા અમુક વર્ગમાં જોવામાં આવે છે.

એ જ દલીલ જૂની ધરેડોને પૂજનાર વર્ગને મોઢેથી પણ ક્યારેક સંભળાય છે. એટલે, અનુવાદ કરવા ઉપરાંત મૂળ લેખકના લખાણનું સમર્થન કરે એવાં મૂળ શાસ્ત્રગ્રન્થોનાં વચનો ખોળીને ઠેકઠેકાણે, સ્થળનિર્દેશ તથા ગુજરાતી અનુવાદ સાથે, આપ્યાં છે. એ વાચકવર્ગને ગમશે, અને કેટલાકને એ મૂળ ગ્રન્થો પ્રત્યે પણ કંઈક રુચિ ઊપજશે, એવી આશા વધારેપડતી નથી.

ગોધરા, ૨૨–૧૦–૪૪ ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ

---

## અનુક્રમણિકા



---

## સૂચના

આ પુસ્તકમાં પાનાંની નીચે આપેલાં ટિપ્પણો બે પ્રકારનાં છે: એક સર રાધાકૃષ્ણનનાં પોતાનાં મૂકેલાં; અને બીજાં કેટલાંક વધારે માહિતી યા સ્પષ્ટીકરણને સારુ અનુવાદકે મૂકેલાં. સર રાધાકૃષ્ણનનાં ટિપ્પણો જુદાં ઓળખાઈ આવે એટલા સારુ તેના આંકડાની સાથે* એવી ફૂદડી મૂકી છે: જેમકે ૧*. અનુવાદકનાં ટિપ્પણોના આંકડાની સાથે કશી નિશાની નથી.

# ૧
# હિંદુ ધર્મનું હાર્દ

આ લેખમાં મારો વિચાર હિંદુ ધર્મનાં મુખ્ય મુખ્ય અંગોનું વર્ણન કરવાનો છે, તેનો બચાવ કરવા બેસવાનો નથી. તેના દાર્શનિક સિદ્ધાન્તો, તેનો ઉપાસનામાર્ગ, જીવ બ્રહ્મનો તેણે કલ્પેલો સંબંધ, તેની નીતિવિષયક કલ્પનાઓ, અને તેણે બાંધેલી પ્રણાલિકાઓ વગેરે જુદાં જુદાં અંગોનું સંક્ષિપ્ત નિરૂપણ એમાં આવી જશે.

## ૧. દાર્શનિક સિદ્ધાંત

હિંદુ ધર્મ બુદ્ધિની મર્યાદા સ્વીકારતો છતાં પોતાના સિદ્ધાન્તોને બુદ્ધિથી કસી જોવા દે છે,[૧] એ એની વિશેષતા છે. એક તરફ સ્વપ્નસમી આશાઓનું સેવન, અને બીજી તરફ સંસારત્યાગ; એક તરફ સંકુચિતમાં સંકુચિત વિચારો ને તે કબૂલ કરાવવાનો આગ્રહ, અને બીજી તરફ આત્માનાં અવિચારી ને નિરંકુશ સાહસો; એની અટપટી ને અટવાઈ પડાય એવી ભુલભુલામણી એ ધર્મમાં ઘણી છે. અને ચાર પાંચ હજાર વરસ લગી તેણે પરબ્રહ્મનું સ્વરૂપ સમજવાનો ને તેનો સાક્ષાત્કાર કરવાનો પુરુષાર્થ અવિરતપણે કર્યો છે. છતાં એ બધા સમય દરમ્યાન હિંદુ વિચારકોએ સત્યનિષ્ઠા સાચવીને, અને સત્યના સાક્ષાત્કાર માટે મનમાં તાલાવેલી રાખીને, જીવનના

---

૧. સરખાવો એક તરફઃ नैषा तर्केण मतिरापनेया। कठोपनिषत् ( આ મતિ તર્કથી મળી શકે એમ નથી.) તથા अचिन्त्याः खलु ये भावा न तांस्तर्केण योजयेत् । पंचदशी ( જે વસ્તુઓ અચિંત્ય છે તેને વિષે તર્કનો ઉપયોગ ન કરવો. ) એ વચન; અને બીજી તરફઃ

आर्षं धर्मोपदेशं च वेदशास्त्राविरोधिना ।
यस्तर्केणानुसंधत्ते स धर्मं वेद नेतरः ॥ मनुस्मृति १२; १०६.

(જે માણસ વેદ અને સ્મૃતિનો વેદશાસ્ત્રને અવિરોધી એવા તર્ક વડે મેળ બેસાડે છે તે જ ધર્મને જાણે છે, બીજો કોઈ જાણતો નથી.)

સર્વોચ્ચ કોટિના પ્રશ્નો ઉકેલવાના પ્રયત્નો કર્યા છે. બ્રાહ્મણ સંસ્કૃતિને 'બ્રાહ્મણ' વિશેષણ એટલા માટે લગાડવામાં આવે છે કે તેના પ્રણેતા ને નિયામક બ્રાહ્મણ વિચારકો હતા. તેઓ રાગદ્વેષ વિના વિચાર કરવાની, અને જીવનના ઊંડામાં ઊંડા અનુભવને આધારે ધર્માધર્મનો નિર્ણય કરવાની, તાલીમ પામેલા હતા.[૨]

આ જગતની અધ્રુવતા ને અનિત્યતા જોઈને હિંદુ વિચારકોને એ પ્રશ્ન ઊઠ્યો હતો કે આ અનિત્ય ને નાશવંત જગતમાં નિત્ય ને અવિનાશી એવું કંઈ તત્ત્વ છે ખરું? ને હોય તો તે કેવું છે? આપણાં ચર્મચક્ષુને દેખાતું જગત બદલાતું રહે છે ને નાશ પામે છે

---

૨. विद्वद्भिः सेवितः सद्भिर्नित्यमद्वेषरागिभिः ।
हृदयेनाभ्यनुज्ञातो यो धर्मस्तं निबोधत ॥ मनुस्मृति २; १.

(જેને સચ્છીલ ને રાગદ્વેષ વિનાના વિદ્વાનોએ હંમેશાં સેવ્યો હોય ને જેને હૃદયે મંજૂર રાખ્યો હોય તેને ધર્મ જાણવો.)

વળી, આચાર્ય શિષ્યને ભણાવીને વિદાય આપતાં જે ઉપદેશ આપે છે તેમાં કહ્યું છેઃ

अथ यदि ते कर्मविचिकित्सा वा वृत्तविचिकित्सा वा स्यात् । ये तत्र ब्राह्मणाः संमर्शिनः । युक्ता आयुक्ताः । अलूक्षा धर्मकामाः स्युः । यथा ते तत्र वर्तेरन् । तथा तत्र वर्तेथाः ॥ तैत्तिरीयोपनिषत् १; ११; ३-४.

(સત્કર્મ કયું ગણાય કે સદ્વર્તન કયું ગણાય એને વિષે તને શંકા પડે ત્યાં વિચારશીલ, જિતેન્દ્રિય, કુશળ, કોમળ હૃદયના, ને ધર્મનિષ્ઠ બ્રાહ્મણો જેવી રીતે વર્તતા હોય તેવી રીતે તારે વર્તવું.)

સરખાવોઃ "ભારતીય સંસ્કૃતિને જ્યારે બ્રાહ્મણ સંસ્કૃતિ કહેવામાં આવે છે ત્યારે એનો અર્થ એટલો જ છે કે એ સંસ્કૃતિનું મુખ્ય સ્વરૂપ અને તેના પ્રેરક સિદ્ધાન્તો ઘડનાર તેના તત્ત્વચિન્તકો ને આત્મજ્ઞાનીઓ હતા; જોકે એ બધા જન્મે બ્રાહ્મણ નહોતા. સમાજનું શાસન અને નેતૃત્વ ફિલસૂફોના હાથમાં હોવું જોઇએ એ પ્લેટોની કલ્પનાનો ભારતવર્ષમાં વ્યવહારમાં અમલ થયેલો છે. અન્તિમ સત્યો તે આત્માને લગતાં સત્યો છે, ને તેને લક્ષમાં રાખી તેને આધારે જીવનને સંસ્કારી બનાવવું જોઈએ."—રાધાકૃષ્ણનઃ 'ઇન્ડિયન ફિલૉસૉફી', વૉ. ૧, પૃ. ૨૫.

એવો અનુભવ તેમને થયો હતો. એટલે તેમણે પૂછ્યું કે આ વિનાશ સર્વવ્યાપી ને સર્વભક્ષી છે? કે વિશ્વની સર્વ વસ્તુઓ જે વિનાશમાં ઘેરાય છે તે વિનાશ ક્યાંય રોકાય કે અટકે છે ખરો? ઘણા વિચાર અને ચિન્તનને અન્તે તેમને એ જવાબ મળેલો કે વિશ્વમાં એવું એક તત્ત્વ ખસૂસ છે જે સત્ છે, અવ્યય છે, અવિનાશી છે, અમૃત છે; અને એ તત્ત્વ તે બ્રહ્મ છે.[3] આ પરબ્રહ્મનો અનુભવ આપણને સહુને કોઈ કોઈ પ્રસંગે થાય છે. એવે વખતે આપણને એ પરમ રહસ્યની ઝાંખી થાય છે, અને આપણે હૃદયના ઊંડાણમાં પરમાત્માનું સાંનિધ્ય અનુભવીએ છીએ ને તેનું તેજ આપણાં અંતરને અજવાળે છે. જીવનની વિષમ ક્ષણોમાં, જ્યારે આપણે નિર્ધન ને નિઃસહાય છીએ એમ આપણને લાગે છે ત્યારે પણ, આપણાં અન્તરમાં રહેલા પરમાત્માની ભવ્યતા આપણાં મનમાં એવી શ્રદ્ધા પૂરે છે કે સંસારનાં દુઃખ અને અન્યાય એ એક મહાનાટકમાં વચ્ચે વચ્ચે આવતા વિષ્કંભકરૂપ છે, અને એ નાટકનો અંત તો સત્તા, કીર્તિ ને પ્રેમમાં જ આવવાનો છે. ઉપનિષદ કહે છેઃ "વિશ્વમાં જો આનન્દ ન હોત તો કોણ જીવી શકત, કોણ શ્વાસ લઈ શકત?"[4] તત્ત્વવિચારની દૃષ્ટિએ જોતાં એ પરબ્રહ્મ સતરૂપે ભાસે છે; તે નિત્ય છે, અવ્યય છે, અવિનાશી છે, અમૃત છે. વિશ્વની

---

૩. तदेतदक्षरं ब्रह्म । तदेतत्सत्यं तदमृतम् । मुण्डक २; २; २. (એ બ્રહ્મ અક્ષર છે, સત્ય છે, અમૃત છે.) एतदमृतमभयमेतद् ब्रह्म । छांदोग्य ૮; ૭; ૪. (એ અમૃત છે; એ અભય છે; એ બ્રહ્મ છે.)

૪. को ह्येवान्यात् कः प्राण्यात् । यदेष आकाश आनन्दो न स्यात् । तैत्तिरीय २; ७.

વળી બ્રહ્મને આનન્દરૂપ પણ કહ્યું છેઃ तद्विज्ञानेन परिपश्यन्ति धीरा आनन्दरूपममृतं यद्विभाति । मुण्डक २; २; ७.

(આનંદરૂપ અને અમૃત એવું જે બ્રહ્મ પ્રકાશે છે તેને ધીર પુરુષો વિજ્ઞાન વડે જુએ છે.)

વસ્તુમાત્રમાં તે પ્રગટ થાય છે. તે જ આ જગતનું અધિષ્ઠાન છે.[૫] ઉપાસનાની દૃષ્ટિએ જોતાં એ પરબ્રહ્મ ચિદ્રૂપે ભાસે છે; જગત આખું તેમાંથી જન્મે છે ને તેનામાં જ લય પામે છે.[૬] ભૂતમાત્ર તેમાંથી જન્મે છે, જન્મીને તેને આધારે જીવે છે, અને મરી ગયા પછી તેનામાં પ્રવેશ કરે છે.[૭]

હિંદુ ધર્મના લાંબા ઇતિહાસ દરમ્યાન પરબ્રહ્મનું એકત્વ એ એનો મુખ્ય આદર્શ રહ્યો છે. ઋગ્વેદ કહે છે કે સત્ એક છે, તેને વિપ્રો બહુ રીતે વર્ણવે છે.[૮] ઉપનિષદ કહે છે કે બ્રહ્મ તો એક જ

---

૫. तदेतत्सत्यं तदमृतम् । मुण्डक २; १; २. यत्तदद्रेश्यमग्राह्यमगोत्रमवर्णमचक्षुःश्रोत्रं तदपाणिपादं नित्यं विभुं सर्वगतं सुसूक्ष्मं तदव्ययं तद् भूतयोनिं परिपश्यन्ति धीराः । मुण्डक १; १; ६. (તે સત્ય છે; તે અમૃત છે. તેને જોઈ શકાતું નથી, પકડી શકાતું નથી. તેને ગોત્ર નથી, વર્ણ નથી, આંખ નથી, કાન નથી, હાથ નથી, પગ નથી. તે નિત્ય છે, સર્વવ્યાપી છે, બધે ફેલાયેલું છે, અતિશય સૂક્ષ્મ છે, અવિકારી છે; ભૂતમાત્ર તેનામાંથી ઉત્પન્ન થયેલાં છે. ધીર પુરુષો તેને જુએ છે.)

૬. तथाक्षरात्संभवतीह विश्वम् । मुण्डक १; १; ७. (એ અક્ષરમાંથી આ વિશ્વ ઉત્પન્ન થાય છે.) तथाक्षराद्विविधाः सोम्य भावाः प्रजायन्ते तत्र चैवापि यन्ति । मुण्डक २; १; १. (હે વત્સ, એ અક્ષરમાંથી જાતજાતની વસ્તુઓ ઉત્પન્ન થાય છે, ને પાછી તેનામાં જ સમાઈ જાય છે.)

વળીઃ सर्वं सच्चिन्मयं विद्धि सर्वं सच्चिन्मयं ततम् ।

सच्चिदानन्दमद्वैतं सच्चिदानन्दमद्वयम् ॥ तेजोबिन्दूपनिषत् ६; १.

(સર્વને સચ્ચિન્મય જાણો. આ બધું વિશ્વ સચ્ચિન્મય છે. બ્રહ્મ સત્, ચિત્, આનંદ, અને અદ્વૈત છે.)

૭. यतो वा इमानि भूतानि जायन्ते, येन जातानि जीवन्ति, यत्प्रयन्त्यभिसंविशन्ति । तैत्तिरीयोपनिषद् .

૮. एकं सद् विप्रा बहुधा वदन्ति । ऋग्वेद १; १६४; ४६. सुपर्णं विप्राः कवयो वचोभिरेकं सन्तं बहुधा कल्पयन्ति । ऋग्वेद १०; ११४; ५.

છે, પણ તે જે જે ક્ષેત્રમાં દેખા દેતું ને વિહરતું હોય તે તે ક્ષેત્ર અનુસાર તેને જુદાં જુદાં અનેક નામો અપાય છે.[૯] ત્રિમૂર્તિની કલ્પના રામાયણ મહાભારતના કાળમાં જન્મે છે, અને પુરાણકાળમાં દૃઢમૂલ થઈ ગયેલી દેખાય છે. મનુષ્યની ચેતનામાં જ્ઞાન, ભાવના ને સંકલ્પ એવી ત્રણ પ્રકારની ક્રિયા ચાલે છે, તે પરથી પરમાત્માનાં પણ એવાં જ ત્રણ રૂપ — સત્, ચિત્ અને આનન્દ — કલ્પવામાં આવે છે. સત્ત્વ, અથવા જ્ઞાનમાંથી જન્મેલું સમત્વ; રજસ્, અથવા આવેશમાંથી જન્મેલી ક્રિયાશક્તિ; અને તમસ્, એટલે કે પ્રમાદ તથા મોહમાંથી જન્મેલી જડતા; એ ત્રણ ગુણોનું સામ્રાજ્ય જગતભરમાં ચાલે છે; અને ઈશ્વર પણ એ ત્રૈગુણ્યના નિયમથી મુક્ત ગણાતો નથી.[૧૦] સૃષ્ટિ (સર્જન), સ્થિતિ (પાલન), અને લય (સંહાર) ની ત્રણ ક્રિયાઓ અનુક્રમે રજસ્, સત્ત્વ અને તમસ્ એ ત્રણ ગુણને લીધે થતી મનાય છે. વિશ્વના પાલક વિષ્ણુ તે પરમાત્માનું સત્ત્વ-ગુણપ્રધાન રૂપ છે. વિશ્વના સર્જક બ્રહ્મા તે પરમાત્માનું રજોગુણ-પ્રધાન રૂપ છે. વિશ્વના સંહારક શિવ તે પરમાત્માનું તમોગુણપ્રધાન રૂપ છે. એક જ પરમાત્માના ત્રણ ગુણોને ત્રણ જુદાં જુદાં રૂપ કલ્પી તેમાંથી ત્રિમૂર્તિની કલ્પના ઉપજાવેલી છે.[૧૧] ત્રિમૂર્તિના એ

---

૯. स वा एष एकस्त्रिधाभूतोऽष्टधैकादशधा द्वादशधा अपरिमितधा । मैत्रायण्युपनिषत् ४; ५.

(તે તો એક જ છે. એ એકનાં જ ત્રણ, આઠ, અગિયાર, બાર કે અગણિત રૂપો કલ્પવામાં આવે છે.)

१०. न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।
सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात् त्रिभिर्गुणैः ॥ गीता १८; ४०.

११. तस्य प्रोक्ता अग्र्यास्तनवो ब्रह्मा रुद्रो विष्णुरिति । अथ यो ह खलु वावास्य राजसोंऽशोऽसौ स योऽयं ब्रह्मा । अथ यो ह खलु वावास्य तामसोंऽशोऽसौ स योऽयं रुद्रः । अथ यो ह खलु वावास्य सात्त्विकोंऽशोऽसौ स योऽयं विष्णुः । मैत्रायण्युपनिषत् ४; ५.

ત્રણુ દેવોમાંનો પ્રત્યેક દેવ પોતાની શક્તિ દ્વારા કામ ચલાવે છે. એટલે બ્રહ્મા, વિષ્ણુ ને શિવ એ ત્રણુ દેવને મળતી ત્રણુ દેવીઓ — સરસ્વતી, લક્ષ્મી ને ઉમા — પણુ છે. ખરું જોતાં આ ગુણો ને ક્રિયાઓનું એક ને અદ્વિતીય એવા પરબ્રહ્મમાં એવું સમતોલપણું સધાયું છે કે તેનામાં કોઈ પણુ ગુણુ છે એમ ન કહી શકાય.[12] એક, અકળ ને અવિચિન્ત્ય એવો જે પરમાત્મા સર્વજ્ઞ, સર્વવ્યાપી ને સર્વશક્તિમાન છે, તે જુદાં જુદાં મનને જુદે જુદે રૂપે દેખાય છે. એક પ્રાચીન ગ્રન્થમાં કહ્યું છે કે ભગવાન તો નિરાકાર છે, પણુ ભક્તની સગવડને ખાતર તેના આકાર કલ્પવામાં આવે છે.[13]

## ૨. ઉપાસના

તત્ત્વચિન્તકના સ્વભાવમાં સ્વમતનો ખોટો આગ્રહ કે મમત નથી હોતો. તે વિચારનાં દ્વાર હંમેશાં ખુલ્લાં રાખે છે, અને નવું સત્ય ગ્રહણુ કરવાને તત્પર રહે છે. હિંદુઓનાં મનમાં એવી મોકળાશ હોવાથી તેઓ માને છે કે ધર્મો, અને તેમને અનુસરનાર માણુસોનો એકંદર સ્વભાવ, એ બેની વચ્ચે નિકટનો સંબન્ધ રહેલો છે. ધર્મ એટલે કેવળ પરબ્રહ્મ કે પરમાત્માના સ્વરૂપ વિષેનો અમુક વાદ કે સિદ્ધાન્ત નથી; અને તેને આપણે કપડાંની પેઠે ચાહીએ તે પ્રમાણે પહેરી કે ઉતારી શકતા નથી. ધર્મ એ પ્રજાના આધ્યાત્મિક અનુ-

---

(તેનાં ત્રણુ મુખ્ય શરીર કહ્યાં છે—બ્રહ્મા, રુદ્ર, અને વિષ્ણુ. તેનો જે રાજસ અંશ છે તે બ્રહ્મા છે. તેનો જે તામસ અંશ છે તે રુદ્ર છે. તેનો જે સાત્ત્વિક અંશ છે તે વિષ્ણુ છે.)

૧૨*. रजोगुणः स्मृतो ब्रह्मा विष्णुः सत्त्वगुणात्मकः ।
तमोगुणस्तथा रुद्रो निर्गुणः परमेश्वरः ॥

(બ્રહ્મા રજોગુણી હોય છે, વિષ્ણુ સત્ત્વગુણી હોય છે, રુદ્ર તમોગુણી હોય છે, પણુ પરમેશ્વર તો નિર્ગુણુ હોય છે.)

૧૩. चिन्मयस्याद्वितीयस्य निष्कलस्याशरीरिणः ।
उपासकानां कार्यार्थं ब्रह्मणो रूपकल्पना ॥

ભવનું પ્રગટ રૂપ છે, તેના સામાજિક વિકાસની તવારીખ છે; જે સમાજમાં તે દેખા દે તેનું તે એક અવિભાજ્ય અંગ હોય છે. ભિન્ન ભિન્ન પ્રજાઓ ભિન્ન ભિન્ન ધર્મને અનુસરે છે, એ વસ્તુ અસ્વાભાવિક નથી. એ ભેદ તે રુચિ અને સ્વભાવના ભેદને લીધે પડેલા છે.[૧૪] આર્યો જ્યારે જાતજાતનાં દેવદેવીઓને પૂજનારા આદિવાસીઓના સમાગમમાં આવ્યા, ત્યારે એ આદિવાસીઓની ઉપાસનાઓને એકાએક ઉખાડી નાખવાનું પોતાનું કર્તવ્ય છે એમ તેમને લાગ્યું નહોતું. આખરે તો માણસમાત્ર એક ને અદ્વિતીય એવા પરમાત્માને જ શોધે છે. ભગવદ્‌ગીતા કહે છે કે ભકતો ભગવાનના સર્વશ્રેષ્ઠ રૂપની શક્તિને ઓળખી શકયા નથી એટલા જ માટે કંઈ ભગવાન એમની ઇચ્છાને અવગણવાનો નથી.[૧૫] એક પ્રકારના નિયમો છોડીને ઝપાટાભેર બીજા પ્રકારના નિયમો સ્વીકારવાનો કંઈ પણ પ્રયત્ન થાય, તો તેથી ભૂતકાળ સાથેનું અનુસંધાન તૂટી જાય, અને પરિણામે ગોટાળો ને અવ્યવસ્થા થવા પામે. જગતના મહાન ધર્મગુરુઓને ઇતિહાસ અને પૂર્વપરંપરાના મહત્ત્વનો પૂરતો ખ્યાલ હોય છે; તેથી તેઓ અબુધ ને અજ્ઞાન માણસો પાસે પોતાના આગળ વધેલા વિચારો પરાણે કબૂલ કરાવીને પોતાના જ જમાનામાં જગતનો ઉદ્ધાર

૧૪. 'મહિમ્નસ્તોત્ર'માં કહ્યું છેઃ

रुचीनां वैचित्र्याद् ऋजुकुटिलनानापथजुषां
नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव ।

( માણસો રુચિની ભિન્નતાને લીધે જુદા જુદા માર્ગને સારા માને છે. તોપણ, હે પરમાત્મન્, તે બધા તારી પાસે જ પહોંચે છે, જેમ નદીઓ ગમે તેવી વાંકીચૂંકી ચાલીને પણ અંતે જઇને સમુદ્રને જ મળે છે.)

૧૫. येऽप्यन्यदेवताभक्ता यजन्ते श्रद्धयान्विताः ।
तेऽपि मामेव कौन्तेय यजन्त्यविधिपूर्वकम् ॥ गीता ९; २३.

( વળી, હે કૌન્તેય ! જેઓ શ્રદ્ધાપૂર્વક બીજા દેવતાને ભજે છે તેઓ પણ, ભલે વિધિ વિના છતાં, મને જ ભજે છે. )

કરવાનો પ્રયત્ન કરતા નથી. હિંદુ વિચારકો પોતે તો ઘણા ઊંચા આદર્શને અનુસરતા. પણ સામાન્ય લોકોનાં મન એને માટે તૈયાર નથી હોતાં એ તેઓ સમજતા; ને તેથી તેમની પાસે પોતાના ઊંચા આદર્શનો બળજબરીથી સ્વીકાર કરાવવાને બદલે હળવે હળવે, રીઝવી સમજાવીને કામ લેતા. જે હલકી કોટિનાં દેવદેવીઓને આમવર્ગના લોકો અજ્ઞાનને લીધે પૂજતા તેને પણ તેમણે પોતાના દેવમંડળમાં પ્રવેશ આપ્યો, અને કહ્યું કે એ બધાં એક ને અદ્વિતીય એવા પરમાત્માનાં જ અંગો છે.[૧૬] એક શ્લોકમાં કહ્યું છે: "કેટલાક માણસોના દેવ પાણીમાં વસે છે, એથી વધારે જ્ઞાનીના દેવ સ્વર્ગમાં વસે છે, બાળક જેવા અજ્ઞ માણસોના દેવ લોઢા લાકડામાં વસે છે, પણ જ્ઞાનીઓનો દેવ તો આત્મામાં વસે છે."[૧૭] બીજા એક શ્લોકમાં કહ્યું છે: "કર્મકાંડવાળાનો દેવ અગ્નિમાં છે, ભાવનાવાળાનો દેવ હૃદયમાં છે, અલ્પ બુદ્ધિવાળા મૂર્તિઓમાં દેવ જુએ છે, જ્યારે જ્ઞાનીઓને સર્વત્ર શિવનું દર્શન થાય છે."[૧૮]

હિંદુ દર્શનશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર બંનેના સર્વ સંપ્રદાયો માને છે કે અમુક અમુક સમયને અંતરે સૃષ્ટિનો નાશ થાય છે ને તે ફરી પાછી ઉત્પન્ન થાય છે.[૧૯] એ નાશ અને પુનર્જન્મ તે વસ્તુતઃ

---

૧૬. तद् ब्रह्म । स आत्मा । अंगान्यन्या देवताः । तैत्तिरीय १;५;१.
(એ બ્રહ્મ છે. એ જ આત્મા છે. બીજા દેવો એનાં અંગો છે.)

१७*. अप्सु देवा मनुष्याणां दिवि देवा मनीषिणाम् ।
बालानां काष्ठलोष्ठेषु बुद्धस्यात्मनि देवता ॥

१८*. अग्नौ क्रियावतो देवो हृदि देवो मनीषिणाम् ।
प्रतिमास्वल्पबुद्धीनां ज्ञानिनां सर्वतः शिवः ॥

१९. मन्वन्तराण्यसंख्यानि सर्गः संहार एव च ।
क्रीडन्निवैतत्कुरुते परमेष्ठी पुनः पुनः ॥ मनुस्मृति १; ८०.

(મન્વંતરો અસંખ્ય છે. જગતનાં સર્જન અને સંહાર પણ અસંખ્ય વાર થાય છે. એ બધું પરમેશ્વર ફરીફરીને જાણે ક્રીડારૂપે કરે છે.)

પરમાત્માના હૃદયનું આકુંચન અને પ્રસરણ છે.[20] એ હૃદય નિરંતર ગતિમાન છે તેમજ નિષ્ક્રિય પણ છે.[21] આખું જગત એ પરમાત્માનો આવિર્ભાવ છે. સાયણ કહે છે કે પદાર્થમાત્ર પરમાત્માના આવિર્ભાવનાં સાધન છે.[22] એ પદાર્થોને જુદી જુદી શ્રેણીઓમાં ગોઠવેલા છે. "એ ભૂતોમાં શ્વાસ લેનારાં શ્રેષ્ઠ છે. શ્વાસ લેનારાંમાં બુદ્ધિવાળાં શ્રેષ્ઠ છે. બુદ્ધિમાનોમાં મનુષ્યો શ્રેષ્ઠ છે. મનુષ્યોમાં બ્રાહ્મણો શ્રેષ્ઠ છે."[23] પરમાત્મા, જે સર્વના એકમાત્ર અધિષ્ઠાનરૂપ છે, તે આ વિવિધ આકારો દ્વારા પોતાનું રૂપ પ્રગટ કરે છે.

## ૩. અવતાર

મનુષ્યના અંતરમાં રહેલો અવિનાશી આત્મા સાન્ત, અનિત્ય ને ક્ષણભંગુર જગતથી સંતોષ પામતો નથી. આપણી ઉપાધિઓ ને મૂંઝવણોનું કારણ એ છે કે આપણે આપણાં અંતરમાં વસતા પરમાત્માનું દર્શન—તેનો સાક્ષાત્કાર—કરતા નથી. આપણાં અંતરમાં રહેલા સાન્ત અને નાશવંત અંશોના પાશમાંથી આપણે છૂટી જઈએ તો મોક્ષ આપણા હાથમાં છે. આપણાં હૃદયમાં રહેલું પરમાત્મતત્ત્વ આપણાં જીવનમાં જેટલું વધારે પ્રગટ થાય તેટલા આપણે પ્રાણીજીવનની સીડીમાં ઊંચે ચડતા જઈએ. જે મનુષ્યોમાં પરમાત્મા

---

૨૦. સરખાવો: "નિસર્ગની એકરૂપતા, બ્રહ્માંડની સુવ્યવસ્થા, વિકાસનો સતત પ્રગતિ ને ઊર્ધ્વગતિ કરનારો પ્રવાહ, એ બધાં આત્મહીન યન્ત્રના અચેતન ધબકારા નથી, પણ એક સર્વજ્ઞ જગન્નિયંતાનું ચિદ્ઘન—ચેતનમય—મન છે."— રાધાકૃષ્ણન: 'હિંદુ જીવનદર્શન', પૃ. ૧૭–૮.

૨૧. तदेजति तन्नैजति । ईशोपनिषत् ५.

(તે હાલે છે; તેમજ તે હાલતું નથી.)

૨૨*. परमात्मन: सर्वेऽपि पदार्था आविर्भावोपाधेयाः ।

૨૩*. भूतानां प्राणिन: श्रेष्ठाः प्राणिनां बुद्धिजीविन: ।
बुद्धिमत्सु नरा: श्रेष्ठा नरेषु ब्राह्मणाः स्मृता: ।।
मनुस्मृति १; ९६.

તીવ્રમાં તીવ્ર રૂપમાં પ્રગટ થાય તેમને ઈશ્વરના અવતાર કહે છે. તેઓ ચમત્કારિક રીતે પ્રગટ થયેલાં અલૌકિક રૂપો નથી; પણ માત્ર પરમાત્માના ઊંચા પ્રકારના આવિર્ભાવો છે, અને તેમની તથા નીચી કોટિના સામાન્ય મનુષ્યોમાં પ્રગટ થતા ઈશ્વરરૂપની વચ્ચે ભેદ માત્ર ઓછાવત્તા પ્રમાણનો છે. ગીતામાં કહ્યું છે કે ઈશ્વર સર્વવ્યાપી છે ને વિશ્વના અણુએ અણુમાં વ્યાપેલો છે, છતાં જે વસ્તુઓ વિભૂતિમાન, સુંદર ને તેજસ્વી છે તેમાં તે વિશેષ પ્રમાણમાં પ્રગટ થાય છે. ઋષિઓ ને બુદ્ધો, પેગંબરો ને મસીહાઓ પરમાત્માના અત્યંત તેજસ્વી આવિર્ભાવ છે. ગીતાએ વચન આપી રાખ્યું છે કે એમની જરૂર જ્યારે જ્યારે પડશે ત્યારે તેઓ જગતમાં ઊતરી આવશે. જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય, ને અધર્મની વૃદ્ધિ થાય, ત્યારે ત્યારે રામ યા કૃષ્ણ, બુદ્ધ યા ઈસુ જગતમાં ધર્મ સંસ્થાપનને સારુ અવતરે છે.[૨૪] આ પુરુષો ઇન્દ્રિયોનો વ્યામોહ તોડી

---

૨૪. यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥ गीता ४; ७–८.

(હે ભારત! જ્યારે જ્યારે ધર્મ મંદ પડે છે, ને અધર્મ જોર કરે છે, ત્યારે ત્યારે હું જન્મ ધારણ કરું છું. સાધુઓની રક્ષાને અર્થે અને દુષ્ટોના નાશને અર્થે તથા ધર્મનો પુનરુદ્ધાર કરવાને સારુ યુગે યુગે હું જન્મ લઉં છું.)

असतां निग्रहार्थाय धर्मसंरक्षणाय च ।
अवतीर्णो मनुष्याणामजायत कुलक्षये ॥

महाभारत–वनपर्व २७२; ७१.

(અસાધુઓનો નિગ્રહ કરવાને અને ધર્મનું રક્ષણ કરવાને સારુ, માનવકુળનો ક્ષય થયે, તેણે અવતાર લીધો.)

નાખે છે, હૃદયના પ્રેમને માટે દ્વાર ખુલ્લાં કરે છે, ને આપણા અંતરમાં સત્ય અને ધર્મને માટે અનુરાગ જગવે છે. એવા પુરુષોમાં આપણે ઈશ્વરના અંશને તેજસ્વી રૂપમાં જોઈએ છીએ. તેઓ આપણને સત્યનું, સર્વોચ્ચ કોટિના જીવનનું, અને ત્યાં લગી પહોંચવાના માર્ગનું પ્રત્યક્ષ દર્શન કરાવે છે. તેઓ તેમની પોતાની આંધળી પૂજા કરવાની મનાઈ કરે છે; કેમકે એવી પૂજા પરમાત્મપ્રાપ્તિમાં અંતરાયરૂપ થઈ પડે છે. રામ પોતાને મનુષ્ય જ માનતા હતા.[૨૫] જે હિંદુને પોતાના ધર્મનું કંઈક પણ જ્ઞાન છે તે માનવજાતિના સર્વ સહાયકોને નમન કરવા ને પૂજવા તૈયાર રહે છે. તે માને છે કે ઈશ્વરે જેમ ઈસુ અને બુદ્ધરૂપે અવતાર લીધેલા, તેમ તે ગમે તે માણસને રૂપે અવતાર લે એ સંભવિત છે.[૨૬] ઈસુની દરમ્યાનગીરી સિવાય બીજી રીતે પણ માણસો ઈશ્વરને પામી શકે છે ને મોક્ષ પ્રાપ્ત કરી શકે છે, એટલું જો ખ્રિસ્તી વિચારકો કબૂલ કરે, તો હિંદુઓ ઈસુના ધર્મનાં મુખ્ય તત્ત્વોનો જરૂર સ્વીકાર કરે. ઈશ્વર જે માણસમાં અવતાર લે છે તેના મનુષ્યત્વમાં ઊણપ કે આંચ આવતી નથી. ઊલટું, ઈશ્વરના અવતારમાં તો મનુષ્યત્વનો ઊંચામાં ઊંચો સ્વાભાવિક ઉત્કર્ષ દેખાય છે, કેમકે મનુષ્યનો સાચો સ્વભાવ દેવાંશી છે.

આપણે માનવયોનિમાં છીએ તે દરમ્યાન આપણામાં રહેલો પરમાત્મા ધીરે ધીરે પ્રગટ થતો જાય એ જીવનનું ધ્યેય છે. જીવનની

---

बह्वीः संसरमाणो वै योनीर्वर्तामि सत्तम ।
धर्मसंरक्षणार्थाय धर्मसंस्थापनाय च ॥

महाभारत–आश्वमेधिकपर्व ५४; १३.

(હે સત્તમ! ધર્મના રક્ષણ માટે ને ધર્મની સ્થાપનાને માટે હું ફરતો ફરતો અનેક યોનિમાં અવતાર લઉં છું.)

૨૫*. आत्मानं मानुषं मन्ये रामं दशरथात्मजम् ।

૨૬. अवतारा ह्यसंख्येया हरेः सत्त्वनिधेर्द्विजाः । भागवत १; ३; २६.
(હે બ્રાહ્મણો, સત્ત્વના ભંડારરૂપ એવા હરિના અસંખ્ય અવતારો છે.)

સામાન્ય પ્રગતિ કર્મના નિયમ અનુસાર ચાલે છે. ઈશ્વર તેના ન્યાયાસન પર બેસીને પ્રત્યેક મનુષ્યનો જુદો જુદો ન્યાય તોળે છે ને દરેકના ગુણદોષ તપાસી નિર્ણય આપે છે, એવી કલ્પના હિંદુ ધર્મમાં નથી. ઈશ્વર ક્યાંક બહાર બેઠો બેઠો ન્યાય નથી તોળતો; તેમ તે પોતાની મનસ્વી ઇચ્છા અનુસાર સજામાં વધઘટ નથી કરતો. ઈશ્વર મનુષ્યના **અંતરમાં** છે; અને તેથી કર્મનો નિયમ મનુષ્યના સ્વભાવની સાથે તાણાવાણાની પેઠે વણાઈ ગયેલો છે. માણસની કસોટી ક્ષણે ક્ષણે થઈ રહેલી છે; અને તેણે કરેલો પ્રત્યેક પ્રામાણિક પ્રયત્ન તેના સનાતન પુરુષાર્થમાં મદદગાર થઈ પડશે. આપણે આપણું જે ચારિત્ર ઘડીશું તે ભવિષ્યમાં, આપણે છેવટે ઈશ્વર સાથે અભેદસાક્ષાત્કાર સાધીશું ત્યાં લગી, કાયમ રહેશે. ઈશ્વરનાં બાળકોની નજરમાં તો હજાર વરસ એક દિવસ સમાન હોય. એટલે જો એક જ ભવમાં મોક્ષ ન મળે તો તેમણે નિરાશ કે નાસીપાસ થવાની જરૂર નથી. સહુ હિન્દુઓ પુનર્જન્મને માને છે. જગત આપણી ભૂલોને લીધે ટકી રહેલું છે. સૃષ્ટિને જીવતી રાખનાર શક્તિઓ તે આપણાં ભાંગ્યાં-તૂટ્યાં જીવન છે; તેને આપણે નવેસર રચવાં રહ્યાં છે. જે લાંબો ભૂતકાળ વહી ગયો છે તેમાં આ બ્રહ્માંડ અગણિત વેળા સરજાયું ને નાશ પામ્યું છે; અને આપણે કલ્પી પણ ન શકીએ એટલા અનન્ત કાળ લગી તેનો વિનાશ અને સુધારો થયાં જ કરશે.

## ૪. આત્મદર્શન

ધર્મનો પ્રયત્ન માણસને તેના અંતરમાં વસતા પરમાત્મતત્ત્વનું દર્શન—તેનો સાક્ષાત્કાર—કરવાનું સામર્થ્ય આપવાનો હોય છે. આ સાક્ષાત્કાર કેવળ કોઈ સૂત્ર કે સિદ્ધાન્તનું મોઢેથી ઉચ્ચારણ કર્યે નથી થતો. એમાં તો પરમાત્માને જીવનના સ્વામી ને નિયન્તા રૂપે ઓળખવાનો હોય છે, ને ક્રમે ક્રમે આત્મવિકાસ સાધીને પરમાત્મા સાથે તદ્રૂપ ને તદાકાર બનવાનું હોય છે. પરમાત્મા સાથેની એવી જે તદ્રૂપતા એનું જ નામ સાક્ષાત્કાર. એવો સાક્ષાત્કાર કરવાને માણસે

અમુક જ રસ્તે ચાલવું જોઈએ, એવી આજ્ઞા તેને કરી શકાય નહીં. મનુષ્યનો આત્મા અનન્ત ને અપ્રમેય હોઈ તેની શક્તિ અપાર હોય છે. એ આત્મા જે પરમાત્મા સાથે અભેદ અનુભવવા ઇચ્છે છે તે પણ એટલો જ અનન્ત ને અપ્રમેય છે. અનન્ત આત્મા પર આસપાસના, અપાર વિવિધતાવાળા વાતાવરણની અસર અનંત રીતે પડે. એ અસરને અમુક ગણ્યાંગાંઠયાં ચોકઠાંમાં સમાવી શકાય નહીં. હિંદુ વિચારકો સમજે છે કે જીવનની વિવિધતા પાર વિનાની હોઈ તેને અમુક ચોક્કસ બીબાંમાં જ સમાવી શકાતી નથી. એક પ્રસિદ્ધ શાસ્ત્રવચનમાં કહ્યું છે: "જેમ આકાશમાં પંખીઓ, ને જેમ જળમાં માછલાં, પગલાંની કશી નિશાની મૂકયા વિના વિચરે છે, તેમ જ્ઞાનવેત્તાઓ ઈશ્વરપ્રાપ્તિને પંથે વિચરે છે."[૨૭] ઉપનિષદના ઋષિઓએ, ઈઝરાયલના પેગંબરોએ, અને સર્વ મહાધર્મોના સંસ્થાપકોએ ઈશ્વરની વાણી સાંભળી છે ને તેનું સાંનિધ્ય અનુભવ્યું છે. ભક્તો ઈશ્વરને ભલે ગમે તે નામે સંબોધે ને ગમે તે રીતે તેની ઉપાસના કરે, પણ ઈશ્વર તો એ સહુની પ્રત્યે સાવ પક્ષપાતરહિત હોય છે. ગીતામાં ભગવાને કહ્યું છે: "જેઓ જે પ્રમાણે મારો આશ્રય લે છે તે પ્રમાણે હું તેમને ફળ આપું છું."[૨૮]

છતાં, મનુષ્યના ચિત્તમાં જે ત્રણ પ્રકારની પ્રવૃત્તિ ચાલે છે તેને આધારે ઉપાસનાના ત્રણ ભાગ પાડેલા છે — જ્ઞાનમાર્ગ, ભક્તિમાર્ગ, અને કર્મમાર્ગ. વિચાર, લાગણી અને સંકલ્પ એ મનુષ્યના મનની ત્રણ જુદી જુદી, ને એકબીજા સાથે કશો સંબંધ ન ધરાવતી, ત્રણ શક્તિઓ નથી; પણ અનુભવનાં જ ત્રણ, નોખાં નોખાં

---

૨૭*. शकुनीनामिवाकाशे जले वारिचरामिव ।
यथा पदं न दृश्येत तथा ज्ञानविदां गतिः ॥

૨૮. ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ गीता ४; ११.

ઓળખી શકાય એવાં, અંગો છે. ત્રણુમાંનું દરેક અંગ જીવનમાં પોતાનો ફાળો આપે છે; અને દરેક ઉપર બીજાં બે અંગોની અસર પડે છે. સમ્યક્ જ્ઞાન, સમ્યક્ સંકલ્પ, અને સમ્યક્ કર્મ ત્રણેય જરૂરનાં છે. સમ્યક્ જ્ઞાન આપણુને સત્યનું દર્શન કરાવે છે; સમ્યક્ સંકલ્પ એ સત્યને માટે આપણાં મનમાં અનુરાગ ઉત્પન્ન કરે છે; અને સમ્યક્ કર્મ જીવનને ધારી રીતે ઘડે છે. જ્ઞાન એકલું હોય, ને તેમાં ચેતન પૂરનારી લાગણીની ગરમી ન હોય, તો હૃદય બરફ જેવું ઠંડું બની જાય. એકલી લાગણી હોય, ને તેને પ્રકાશિત કરનારું જ્ઞાન ન હોય, તો તે નર્યાં આવેશ કે વેવલાપણાનું રૂપ ધારણ કરે. એકલું કર્મ હોય, ને તેને સન્માર્ગે દોરનારું જ્ઞાન ન હોય કે તેમાં પ્રેરણા પૂરનારો પ્રેમ ન હોય, તો તે નિરર્થક કર્મકાંડ કે નર્યાં અજંપાવાળી દોડધામ બની જાય. જ્ઞાન, ભક્તિ ને કર્મ ત્રણેયનો સંગમ થાય ત્યારે જ જીવન સંપૂર્ણ બને. છતાં, જુદા જુદા માણસોનાં જીવનમાં આ ત્રણમાંથી જુદાં જુદાં અંગો પ્રાધાન્ય ભોગવે છે; એટલે એ માણસો જીવનની સમસ્યાને જુદી જુદી બાજુએથી નિહાળે છે, ને તેનો જુદી જુદી રીતે વિચાર કરે છે.

## ૫. જ્ઞાનમાર્ગ

ગીતા કહે છે : "જ્ઞાનના જેવી પવિત્ર વસ્તુ આ જગતમાં કોઈ નથી."[૨૯] આ જ્ઞાન એટલે વાદવિવાદમાં કામ આવે એવી વિદ્વત્તા નહીં. ઉપનિષદમાં નારદ અને સનત્કુમારનો સંવાદ આવે છે. નારદ મહાવિદ્વાન છે, અને સનત્કુમાર સાચા આત્મજ્ઞાની છે. એ સંવાદમાં નરી વિદ્વત્તાને નર્યાં 'શબ્દ' (नाम) કહી તેને ગૌણ માનવામાં આવી છે.[૩૦] બીજી એક જગાએ એને 'વાણીનો થાક'

---

૨૯. न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते । ४; ३८.

૩૦. यद् वै किंचैतदध्यगीष्ठा नामैवैतत् । छांदोग्य ७; १; ३.
(તમે જે આ બધું ભણ્યા છો તે તો નર્યાં શબ્દ જ છે.)

કહેવામાં આવી છે.[૩૧] મનુષ્યનો આત્મા મૂળે શુદ્ધ, બુદ્ધ, મુક્ત, જ્ઞાનસ્વરૂપ છે. આપણાં મનની સંકુચિતતા આપણને આપણા આત્માનું દર્શન થવા દેતી નથી, ને આપણી પાસે ભૂલો ને કુકર્મો કરાવે છે. તર્કશાસ્ત્રની પાસે ઉકેલવાનો ખરો પ્રશ્ન એ નથી કે મનુષ્યને કેવી રીતે કે શા માટે જ્ઞાન થાય છે; ખરો પ્રશ્ન તો એ છે કે તેને જ્ઞાન શા કારણથી થતું નથી. ભૂલ યા ભ્રમ એ આપણાં મનની સંકુચિતતાને લીધે થાય છે. એ સંકુચિતતા ઓછી થાય તેમ તેમ બુદ્ધિનો વિકાસ થાય, અને આપણને સત્યનો અપરોક્ષ અનુભવ યા સાક્ષાત્કાર થાય. આવું જ્ઞાન મૂર્તિઓ કે પ્રતીકોની પૂજાથી કે ઇન્દ્રિયોના અનુભવથી નથી થતું. એવા જ્ઞાનમાં તો આત્મા પરમાત્માની સાથે અભેદ અનુભવે છે.[૩૨] ઇન્દ્રિય, મન, બુદ્ધિ આદિ દ્વારા થતું જ્ઞાન અને તાર્કિક વિદ્વત્તા આપણને સાચું જ્ઞાન પ્રાપ્ત કરવામાં મદદગાર થાય ખરાં. ગીતા કહે છે કે સાક્ષાત્કારની સાથે બૌદ્ધિક જ્ઞાન પણ હોવું જ જોઇએ—ज्ञानं विज्ञानसहितम्.[૩૩] બુદ્ધિ યા તર્કની આવી

૩૧. नानुध्यायाद् बहून् शब्दान् वाचो विग्लापनं हि तत्। बृहदारण्यक ४; ४; २१.

(ઘણા શબ્દોનો અભ્યાસ ન કરવો જોઇએ, કેમકે એ તો વાણીનો થાક છે.)

૩૨. આ અભેદાનુભવને માટે 'જ્ઞાન' શબ્દ પૂરતો નથી, એનો ઉલ્લેખ કરતાં રાધાકૃષ્ણને લખ્યું છે: "જ્યારે જ્ઞાન અને જ્ઞેય વચ્ચેનો ભેદ શમી જાય છે ત્યારે જ્ઞાન એ પ્રજ્ઞાન બની જાય છે, અને તેમાં એકલો આત્મા નિત્યજ્ઞાનરૂપે પ્રકાશે છે. આ નિત્યજ્ઞાન એ નિત્ય એવા પરબ્રહ્મનું જ્ઞાન પણ હોય છે. એને માટે 'જ્ઞાન' શબ્દ પૂરતો અર્થબોધક નથી, કેમકે 'જ્ઞાન' શબ્દની સાથે ઇન્દ્રિયો દ્વારા થતી પ્રતીતિનું સૂચન રહેલું છે. 'અપરોક્ષ અનુભવ' એ શબ્દથી વધારે સારો અર્થબોધ થાય છે." — 'ઇન્ડિયન ફિલૉસૉફી', વૉ. ૨, પૃ. ૫૧૦. આને માટે 'સાક્ષાત્કાર' અને 'સમ્યગ્દર્શન' ઉપરાંત 'પ્રજ્ઞાન' શબ્દ પણ વપરાયેલો છે. એ 'તુરીયાવસ્થા' પણ છે.

૩૩. गीता ९; १.

મદદ ન હોય તો અપરોક્ષ અનુભવ યા સાક્ષાત્કાર એ કદાચ માણસે પોતાના મનથી ઊભી કરેલી નરી કલ્પના કે ભ્રમણા પણ નીવડે. 'જ્ઞાનની સાથે વિજ્ઞાન પણ જોઈએ,' એ શરત મૂકીને ગીતાકારે એમ સૂચવ્યું છે કે પરમ સત્યનું દર્શન યા સાક્ષાત્કાર કોઈ પણ માણસથી કરી શકાય એમ છે.[૩૪] ઉપાસના યા પ્રાર્થના વડે એ સાક્ષાત્કાર કરી શકાય છે. આપણે જો આપણા બૌદ્ધિક અહંકારને હણી ઘૂંઘટનો પટ ખોલીએ તો રામ જરૂર મળે. આપણાં મનનાં દ્વાર ખુલ્લાં મૂકી દઈએ તો સ્વર્ગમાંથી આવતો પવન તેમાં પ્રવેશ કરી શકે. યોગસાધનનો આશય ચિત્તને એવી રીતે કેળવવાનો છે કે

---

૩૪. આની વધુ સમજૂતી માટે સરખાવો રાધાકૃષ્ણનનાં નીચેનાં વચન: "શંકર કબૂલ કરે છે કે આ અનુભવ પ્રાપ્ત કરવાની છૂટ સહુને છે, છતાં બહુ થોડા તે પ્રાપ્ત કરે છે. પણ અગત્યની વાત તો એ છે કે જે કોઇ તે પ્રાપ્ત કરવા ઈચ્છે ને તેને માટે પ્રયત્ન કરે તેને એ પ્રાપ્ત થઈ શકે છે. પરમ સત્ય નિત્ય છે, ખરેખરી હસ્તી ધરાવે છે, અને જે વ્યક્તિઓ તેનો સાક્ષાત્કાર કરી શકે તેમને દર્શન દેવાને વાટ જોતું બેઠું છે. પરમાત્મા થોડીક વિશિષ્ટ વ્યક્તિઓને વીજળીના ઝબકારા જેવી જ્ઞાનની થોડીક ક્ષણોમાં, સ્વપ્નાં કે અવાજ વાટે, દર્શન દે છે — એવા વિચાર સાથે શંકરને સમભાવ નથી. જે પરમાત્મા અમુક માણસોને જ દર્શન દે ને બીજાને ન દે, તે ભાવિક માણસોએ પોતાના મનની કલ્પનાથી ઉપજાવી કાઢેલો પરમાત્મા જ કહેવાય. આ અપરોક્ષ અનુભવ યા સાક્ષાત્કારનો માર્ગ મનુષ્યમાત્રને માટે ખુલ્લો છે એ ખરું, છતાં વસ્તુતઃ એની પ્રાપ્તિ કરનાર માણસો થોડા જ નીકળે છે; જ્યારે બુદ્ધિ તો મોટા ભાગનાં વિચારશીલ મનુષ્યોમાં હોય જ છે. કેટલીક શક્તિઓ માણસમાત્રમાં સારી પેઠે વિકાસ પામેલી હોય છે, જ્યારે બીજી કેટલીક સરખા પ્રમાણમાં વિકાસ પામેલી નથી હોતી. મનુષ્યના વિકાસની અત્યારની અવસ્થા જોતાં, અપરોક્ષ અનુભવ એ માણસના મનની કલ્પના હોવાનો પણ સંભવ છે. એ અનુભવ જ્યારે બુદ્ધિની કસોટીમાં પાર ઊતરે ત્યારે જ તેનો પુરાવો સાચો માનવા લાયક ગણી શકાય." — 'ઇન્ડિયન ફિલૉસૉફી', વૉ. ૨, પૃ. ૫૧૩–૪.

તે અંતરાત્માનો બુલંદ અવાજ સાંભળી શકે. એમ બને ત્યારે આપણે પરમાત્મા સાથે — આપણા અંતરમાં વસતા આત્મા સાથે — અભેદ અનુભવીએ છીએ.

જ્ઞાનપૂર્વક પરમાત્મપ્રાપ્તિની સાધના કરવી એ ધીમી ને કષ્ટપ્રદ ક્રિયા છે.[૩૫] પ્લેટોએ કહ્યું છે: "આ સમગ્ર વિશ્વના પિતા ને કર્તાને ખોળવો કઠણ છે; અને તે જડયા પછી તેનું વર્ણન સહુની આગળ કરવાનું તો અશકય છે." એક તો આપણાં જીવન ઘણાં ટૂંકાં; અને તેમાં પાછી આ શોધ આટલી બધી ધીમી. આપણને એટલી ધીમી ગતિ પોસાતી નથી. રાહ જોવાનું આપણને ગમતું નથી. આપણને તો પ્રભુનું દર્શન કરવાની તાલાવેલી હોય છે. આપણે એવી કંઈક શ્રદ્ધા સ્વીકારવા માગીએ છીએ જે આપણને જીવનમાં ટેકો આપીને ટકાવી રાખે; અને આપણને નિઃસંશય બનીને ફરવાનું, કામ કરવાનું, ને સફળતા મેળવવાનું બળ આપે. લોકોને ઈશ્વરપ્રાપ્તિની અધીરાઈ હોય છે તેને લીધે ઊંટવૈદોને લાગ મળી જાય છે. 'મારી વાત માનશો તો હું તમને ઝપાટાભેર મોક્ષ અપાવીશ,' એવું વચન તે આપે છે. સામાન્ય જનસમૂહમાં વહેમ અને જાદુનું જોર જામે છે. બ્રાહ્મણધર્મમાં બુદ્ધિને છેક જ રુખસદ આપવામાં નથી આવી. તેમાં લોકોનું જીવન સત્યનિષ્ઠાને આધારે ચાલે છે. તત્ત્વજ્ઞાનનાં ઊંચામાં ઊંચાં સત્યોને સામાન્ય માણસની બુદ્ધિ સમજી શકે એવી કથાવાર્તાઓનો વેશ પહેરાવી લોકો આગળ

---

૩૫. સરખાવો :

बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते । गीता ७; १९.

(જ્ઞાની મનુષ્ય ઘણા જન્મોને અંતે મને પામે છે.)

उत्सेक उदधेर्यद्वत् कुशाग्रेणैव बिन्दुना ।

मनसो निग्रहस्तद्वद् भवेदपरिखेदतः ॥ गौडपाद

(દર્ભની અણી વડે સમુદ્રને ઉલેચવાનો હોય એવી રીતે મનના નિગ્રહ માટે થાકયા વિના મંડી રહેવું.)

મૂકવામાં આવે છે; એટલા માટે કે "મનુષ્યમાત્ર જીવનનાં કઠણ ને ભયભરેલાં સ્થાનોને વટાવી જાય; સહુને સુખ મળે; સહુને સાચું જ્ઞાન પ્રાપ્ત થાય; અને સર્વત્ર સહુ આનંદ કરે."[૩૬] પુરાણોની કથાઓ નબળા મનના લોકોને સર્વોચ્ચ સત્ય સમજવાની શક્તિ આપે છે, અને અંતરાત્માને સબળ બનાવવામાં તેમને મદદ કરે છે.

## ૬. મૂર્તિપૂજા

દેશમાં ઉપાસનાના જેટલા પ્રકારો ચાલતા હતા તે બધાને હિંદુ વિચારકોએ સ્વીકાર્યા, અને તેમને ચડતા ઊતરતા ક્રમમાં ગોઠવ્યા. જગતમાં તેમજ અંતરમાં ઈશ્વરનું સાંનિધ્ય અનુભવવું એને ઉપાસનાનો સર્વોચ્ચ પ્રકાર માન્યો. શિવપુરાણમાં કહ્યું છે: "ઈશ્વરની હાજરી સહેજે અનુભવાય એ —'સહજ સમાધિ'ની— અવસ્થા ઉત્તમ છે. ધ્યાન ધારણા વગેરે ક્રિયાઓ બીજે નંબરે છે. મૂર્તિની પૂજા ત્રીજે નંબરે છે; અને હોમ યાત્રા વગેરે છેક છેલ્લાં આવે છે."[૩૭] ઋગ્વેદ-

---

૩૬*. सर्वस्तरतु दुर्गाणि सर्वो भद्राणि पश्यतु ।
सर्वः सद्बुद्धिमाप्नोतु सर्वः सर्वत्र नन्दतु ॥ भागवतपुराण

સરખાવો સ્પીનોઝાનું વચન: "પરમ કલ્યાણ એ મનુષ્યમાત્રની સંપત્તિ છે, ને સહુ તે સરખે હિસ્સે ભોગવો."

૩૭*. उत्तमा सहजावस्था द्वितीया ध्यानधारणा ।
तृतीया प्रतिमापूजा होमयात्रा चतुर्थिका ॥ शिवपुराण

[ સરખાવો:
पाषाणलोहमणिमृण्मयविग्रहेषु
पूजा पुनर्जननभोगकरी मुमुक्षोः ।
तस्माद्यतिः स्वहृदयार्चनमेव कुर्याद्
बाह्यार्चनं परिहरेदपुनर्भवाय ॥ मैत्रेय्युपनिषत् २: २६.

(પથ્થર, લોઢું, મણિ ને માટી એની બનાવેલી મૂર્તિઓની પૂજા કરવાથી મુમુક્ષુને પુનર્જન્મ લેવો પડે છે. તેથી યતિએ પોતાના હૃદયનું જ અર્ચન કરવું, ને બાહ્ય વસ્તુઓનું અર્ચન છોડી દેવું. તો જ તેને મોક્ષ મળશે ને ફરી જન્મ લેવો નહીં પડે.) ]

માં મૂર્તિપૂજાનો ઉલ્લેખ નથી. તે પાછળથી પ્રચલિત થઈ લાગે છે. મૂર્તિપૂજા એ અધૂરા વિકસેલા માનસનું લક્ષણ છે એમ હંમેશાં મનાયું છે. માણુસને પોતાના જેવાં જ રૂપગુણુવાળા ઈશ્વરને પૂજવો ગમે છે; એટલે તે ઈશ્વરની ભભકભરી ને ચિત્રવિચિત્ર આકૃતિઓ કલ્પે છે. માણુસ પોતાના મનની કલ્પનાઓને પ્રતીકો તથા કલા-કૃતિઓ સિવાય બીજી રીતે વ્યકત કરી શકતો નથી. એણે કલ્પેલાં કે ઘડેલાં પ્રતીકો પરબ્રહ્મનું યથાર્થ રૂપ પ્રગટ કરવા ભલે ગમે તેટલાં અસમર્થ હોય, છતાં જ્યાં લગી તે મનુષ્ય આત્માને પરમાત્મપ્રાપ્તિની સાધનામાં મદદ કરે ત્યાં સુધી તેમને સાંખી લેવામાં આવે છે. મૂર્તિ કે પ્રતીક જ્યાં લગી ઉપાસનાનો સાચો માર્ગ દેખાડે ત્યાં લગી તેનો ત્યાગ કરવાની જરૂર નથી. અધ્યાપક ગિલબર્ટ મરેએ 'ગ્રીક ધર્મની ચાર ભૂમિકાઓ' નામનું પુસ્તક લખ્યું છે, તેમાં ટાયરના મૅક્સીમસે કરેલા મૂર્તિપૂજાના સુંદર બચાવવાળું એક અવતરણુ આપ્યું છે. તેમાં મૂર્તિપૂજા વિષેની હિંદુ ધર્મની વૃત્તિનો બહુ જ સરસ સાર આવી જાય છે. એ અવતરણુ નીચે પ્રમાણે છે:

"પરમેશ્વર સચરાચર વિશ્વનો પિતા ને કર્તા છે; સૂરજ કે આકાશ કરતાંયે પ્રાચીન છે; કાળ કે અનંતત્વ કે સર્વ બ્રહ્માંડોના કરતાંયે મોટો છે; કોઇ ઋષિ કે ધર્મસ્થાપક તેનું ખરું નામ આપી શકતા નથી; વાણી તેનું વર્ણન કરી શકતી નથી; કોઈ પણ મનુષ્યની આંખ તેને જોઇ શકતી નથી. આપણે તેના સાચા સ્વરૂપનું આકલન કરવા અસમર્થ છીએ છતાં તેનું જ્ઞાન મેળવવા ઝંખીએ તો છીએ; એટલા માટે વિવિધ અવાજો ને નામોની, તથા સોના, હાથીદંત ને રૂપાની મૂર્તિઓની, વનસ્પતિ ને નદીઓની, ગિરિશિખરોની ને વરસાદની મદદ લઈએ છીએ; અને, આપણી નબળાઈને લીધે, આ જગતની સર્વ સુભગ ને સુંદર વસ્તુઓને એ પરમા-ત્માનું નામ આપીએ છીએ. આપણા જગતનાં પ્રેમીઓને વિષે પણ એવું જ નથી બનતું ? તેમને સૌથી વધારે આનંદ તો પ્રેમીનું મુખારવિંદ જોવાથી જ થાય. છતાં તેઓ વીણા, નાનકડો ભાલો, કદાચ ખુરસી, યા દોડવાની જગા, અથવા તો પ્રિયતમ કે પ્રિયતમાનું સ્મરણ કરાવે એવી જગતની

કોઈ પણ વસ્તુ, જોઈને આનંદ મેળવશે. હું મૂર્તિઓને વિષે આથી વધારે ચર્ચામાં શા સારુ ઊતરું ને તેના પર ટીકા શા સારુ કરું ? લોકો પરમાત્માને જાણે એટલું બસ છે. ગ્રીકના મનમાં ફિડિયાસની કળાથી પરમાત્માનું સ્મરણ જાગતું હોય, મિસરવાસીના મનમાં પ્રાણીપૂજાથી જાગતું હોય, ત્રીજા કોઇના મનમાં નદીથી, ને ચોથાના મનમાં અગ્નિ જોઈને જાગતું હોય, તો તેમની વચ્ચેનો વિચારભેદ જોઈ હું ગુસ્સે નથી થતો. માત્ર તેઓ પરમાત્માને જાણે, તેને ચાહે, ને તેનું સ્મરણ કરે, એ જરૂરનું છે.''

આ વચનોમાં કેટલું સત્ય, કેટલી કોમળતા, કેટલી સહિષ્ણુતા છે! એ વચનો આપણા કાનને કર્કશ લાગે છે, કેમકે આપણે નીરસ વાદવિવાદો ને ઝનૂનવાળાં અસત્યો સાંભળવાને ટેવાઇ ગયા છીએ. મૂર્તિમાત્ર પ્રતીક છે એ વસ્તુ આપણે ભૂલી જઇએ, તેમાં રહેલા રૂપકનો લાક્ષણિક અર્થ કરવાને બદલે અક્ષરાર્થ કરીએ, તો જે ઇશ્વરનો સાક્ષાત્કાર કરવા આપણે મથીએ છીએ તેનું ખરું સ્વરૂપ આપણને દેખાવાને બદલે વિકૃત રૂપ જ દેખાય. મૂર્તિપૂજા એક સાધનમાત્ર છે એ વસ્તુ વિચારશીલ હિંદુ કદી ભૂલતો નથી. યોગીઓ શિવને પોતાના આત્મામાં જુએ છે, પ્રતિમાઓમાં જોતા નથી.[૩૮]

હિંદુ ધર્મ સમજે છે કે કીડીને કણ ને હાથીને હારો એ ન્યાયે ઉપાસનાના ઊતરતા પ્રકારોમાં પણ કંઈક ઉપયોગિતા હોય છે. તેથી તેણે જે ધાર્મિક વાતાવરણ પેદા કર્યું છે તેમાં ઊંચામાં ઊંચું તત્ત્વજ્ઞાન છે તેની સાથે મૂર્તિપૂજા પણ રાખી છે; અને એ મૂર્તિપૂજાને અંગે ઘણી સુંદર ને ભવ્ય કલા નિર્માણ થયેલી છે. હિંદુ ધર્મમાં ઊંચામાં ઊંચીથી નીચામાં નીચી શ્રેણી સુધીના સર્વ પ્રકારનાં સંસ્કાર અને ધર્મવૃત્તિવાળા માણસોને માટે સ્થાન છે. હિંદુ ઘરમાં ઉપાસનાના શુદ્ધમાં શુદ્ધ પ્રકારો ચાલે છે તેની સાથેસાથે, એ જ ઘરમાં રહેનાર બાળકોને માટે, કંઈક બાહ્ય પ્રતીકની પૂજા પણ રાખવામાં આવે છે. આપણે પોતે મોટા થયા ને આપણને ખિલોણાંની

---

૩૮*. शिवमात्मनि पश्यन्ति प्रतिमासु न योगिनः । अग्निपुराण

જરૂર રહી નથી, એટલા જ કારણસર બાળકનાં ખિલોણાંને ભાંગી નાખી તેની વૃત્તિઓને દબાવી દેવામાં કશો સાર નથી.[૩૯]

## ૭. ભક્તિમાર્ગ

ભાવનાપ્રધાન માણસો ઈશ્વરને સંપૂર્ણ સૌંદર્ય અને પ્રેમની પ્રતિમારૂપ માને છે, અને તેના સાંનિધ્યના — 'સાવરિયાકે દરસન'ના — આનંદમાં ડૂબી જવા ઇચ્છે છે. કૃષ્ણ એ સૌંદર્ય અને પ્રેમના દેવ છે. ભાવાવેશવાળાં પુરુષોને, અને વિશેષે સ્ત્રીઓને, કૃષ્ણની ભક્તિ ઘણી રુચે છે. એક ભાવભીના લોકગીતમાં કહ્યું છે : "એની વાંસળી મને બોલાવે છે એટલે મારે જવું પડશે. ત્યાં જવાને રસ્તે ઘાડું જંગલ અને કાંટાકાંકરા હશે તોપણ હું તો જવાની જ."[૪૦] એ મુરલીધરની વેણુ વાગે છે ને જગતના જીવોને

---

૩૯. સરખાવો :

"મૂર્તિપૂજા એ મનુષ્યસ્વભાવનું જ એક અંગ છે. આપણે કંઈ ને કંઈ સ્થૂલ વસ્તુને માનવા પૂજવાના તરસ્યા રહીએ છીએ. માણસ બીજી જગાના કરતાં મન્દિર કે દેવાલયમાં જ કંઈક વધારે શાન્ત અને સાત્ત્વિક મનોવૃત્તિવાળો બને છે એનું રહસ્ય બીજું શું છે ? મૂર્તિ એ ઉપાસનાની સહાયક છે. કોઈ હિંદુ મૂર્તિને ઈશ્વર નથી સમજતો. હું મૂર્તિપૂજાને પાપ માનતો નથી." — ગાંધીજી : 'ધર્મમંથન', પૃ. ૧૩.

"હિંદુઓ મૂર્તિથી પર તત્ત્વને મૂર્તિમાં પ્રત્યક્ષ કરે છે......મૂર્તિપૂજા એ પરમાત્માને સંકડાવી નાખવાના પ્રયત્નમાંથી નીકળી નથી, પણ એનો અવ્યવહિત રીતે સાક્ષાત્કાર કરવાની ઉત્સુકતામાંથી ઉદ્ભવી છે...... મૂર્તિપૂજા એ ખરી ધાર્મિકતાનો ઉદ્ગાર છે; પર તત્ત્વને પ્રત્યક્ષ કરી જોવા, સેવવા અને આલિંગવાનો પ્રયત્ન છે." — આ. બા. ધ્રુવ : 'આપણો ધર્મ', પૃ. ૪૩૬–૮.

૪૦. સરખાવોઃ पंढरीचे वाटे। बाभळीचे काटे। सखा माझा भेटे। पांडुरंग। (પંઢરીને રસ્તે કાંટાળા બાવળ વટાવ્યા પછી મારો મિત્ર પાંડુરંગ મને મળવાનો છે.)

બોલાવે છે ત્યારે જેને હૃદય છે એવા કોઈ પણ માણસથી ચાલી નીકળ્યા વિના રહેવાતું નથી. રસિક સ્વભાવવાળા માણસને ભાવનાની તીવ્રતામાંથી જ પરમ સન્તોષ મળી રહેતો લાગે છે. સૌંદર્ય વિશ્વમાં હસ્તી ધરાવે છે એમાં જ એની કૃતાર્થતા છે. ભક્ત ભગવાનના ચરણને પકડી રાખે છે, અને જગતની કોઈ પણ વસ્તુને સાટે એ ચરણ છોડતો નથી. તુકારામ કહે છે : "મેં તારા પગ સખત ઝાલી રાખ્યા છે. હવે હું તને હાલવા નહીં દઉં......તું તારું સર્વસ્વ આપીશ તોપણ હું તે લઈને તને છોડવાનો નથી."[૪૧]

ચૈતન્ય કહે છે : "હે જગદીશ, મારે ધન, કે માણસો, કે સુંદરી, કે કવિતા એમાંથી કશું નથી જોઈતું. તું મને એટલું જ આપ, હે નાથ, કે મને ભવોભવ તારે વિષે અહૈતુક ભક્તિ રહે."[૪૨]

---

૪૧. आम्ही जाणो तुझा भाव । दृढ धरियेले पाव ॥
फांकों नेदूं चुकावितां । नेघों थोडें बहु देतां ॥
बहुतां दिसांचें लिगाड । आलें होत होत जड ॥
तुका म्हणे आतां । ने घों सर्वस्व ही देतां ॥

(હું તારા મનનો ભાવ જાણું છું તેથી મેં તારા પગ સખત ઝાલી રાખ્યા છે. હવે થોડુંઘણું આપીને તું છટકી જવા માગીશ તો હું તે ન લેતાં તને હાલવા નહીં દઉં. અમારી સેવારૂપી કરજનો બોજો તારે માથે ઘણા દિવસ થયાં ચડ્યો હોવાથી તને તે બહુ ભારે લાગવા માંડ્યો છે. એ કરજ ચૂકવવા તું તારું સર્વસ્વ આપીશ તોપણ હું તે લઈને તને છોડવાનો નથી.)

૪૨. न धनं न जनं न सुन्दरीं
कवितां वा जगदीश कामये ।
मम जन्मनि जन्मनीश्वरे
भवताद्भक्तिरहैतुकी त्वयि ॥ शिक्षाशतक ४

સરખાવો :

नास्था धर्मे न वसुनिचये नैव कामोपभोगे
यद् भाव्यं तद् भवतु भगवन् पूर्वकर्मानुरूपम् ।

ભક્તિને સત્યનિષ્ઠા ને સદાચાર કરતાં શ્રેષ્ઠ ગણવાની વૃત્તિનો હિંદુ વિચારકો વિરોધ કરે છે.[૪૩] તેઓ સારી રીતે જાણે છે કે લાગણીઓ એ મનના બીજા વ્યાપારોથી અળગી ને અસ્પૃષ્ટ ક્રિયાઓ નથી. લાગણીઓ પોતે તો નૈતિક દૃષ્ટિએ સારીનરસી નથી હોતી. અમુક લાગણી સારી છે કે નરસી એનો નિર્ણય તો એ કઈ વૃત્તિમાંથી જન્મે છે તે પરથી — તે ઉચ્ચ પ્રકારના ભક્તિભાવમાંથી જન્મે છે કે અધોગામી વિષયવિકારમાંથી તે પરથી — જ કરી શકાય. ભક્તિમાર્ગ એમ નથી કહેતો કે મનુષ્યના હૃદયમાં જેટલી લાગણીઓ જન્મે છે તે બધી પવિત્ર હોય છે. ઈશ્વરને સર્વભાવે શરણે જવાની વૃત્તિની સાથે જે ચિંતનશીલ નમ્રતાની લાગણી જાગે છે તે જ ખરી ભક્તિની લાગણી છે. એવી લાગણીમાં માણસને સાચું જ્ઞાન

---

एतत् प्रार्थ्यं मम बहुमतं जन्मजन्मान्तरेऽपि
त्वत्पादांभोरुहयुगगता निश्चला भक्तिरस्तु ॥ मुकुन्दमाला

(હે ભગવન્ ! મને ધર્મમાં આસ્થા નથી, ધનનો સંગ્રહ કરવામાં પણ નથી, ભોગ ભોગવવામાં પણ નથી એ પૂર્વકર્માનુસારે જેમ થવાનું હો તેમ થાઓ. મને તો આટલી જ પ્રાર્થના બહુ મહત્ત્વની લાગે છે કે જન્મજન્માંતરમાં પણ તારાં ચરણકમળની જોડીમાં મારી નિશ્ચલ ભક્તિ રહો.)

૪૩. દાખલા તરીકે, ભક્તિમાર્ગના પ્રસિદ્ધ ગ્રન્થ नारदभक्तिसूत्रમાં ભક્તને માટે સદાચારની આવશ્યકતા ભાર દઈને જણાવી છેઃ

दु:संगः सर्वथैव त्याज्यः । ४३; कामक्रोधमोहस्मृतिभ्रंशबुद्धिनाश-(सर्वनाश) कारणत्वात् । ४४; अभिमानदंभादिकं त्याज्यम् । ६४; अहिंसा-सत्यशौचदयास्तिक्यादि चारित्र्याणि परिपालनीयानि । ७८.

(ભક્તે દુર્જનોના સંગનો સર્વથા ત્યાગ કરવો; તેમાંથી કામ, ક્રોધ, મોહ, સ્મૃતિભ્રંશ, અને બુદ્ધિનાશ—અથવા સર્વનાશ—નીપજે છે એટલા માટે. અભિમાન દંભ વગેરેનો ત્યાગ કરવો. અહિંસા, સત્ય, શૌચ, દયા, આસ્તિકતા આદિ સદ્ગુણો કેળવવા ને ટકાવી રાખવા.)

થયાની નિશાની છે; અને એ લાગણીને પરિણામે ભક્ત માનવસેવાને પોતાનું જીવન અર્પણ કરે છે. પૂજાઅર્ચા, ભજન, સંગીત અને કલા ભક્તિભાવને વધારવામાં મદદ કરે છે.

## ૮. કર્મમાર્ગ

વહેવારકુશળ માણસ કર્તવ્ય કર્મ તથા સમાજસેવા (યજ્ઞ) કરીને 'સંસિદ્ધિ' પામવા મથે છે. મનુષ્યનો આત્મા મૂળે તો શુદ્ધ બુદ્ધ સ્વતન્ત્ર હોય છે. એ આત્માનું સાચું સ્વરૂપ આપણે જોતા સમજતા નથી તે જ આપણી બદ્ધદશાનું કારણ છે. આપણે જ્યારે ગુલામીને વહાલી ગણી વળગી રહીએ ત્યારે આપણે પૂરેપૂરા ગુલામ બન્યા. આપણને જગતથી વિખૂટા પાડનારી આપણા સ્વાર્થરૂપી દિવાલને આપણે તોડી પાડીએ, અને હૃદયને વિશાળ બનાવી મોટા આદર્શો સિદ્ધ કરવા પાછળ જીવન સમર્પણ કરીએ, તો આપણામાં ધીરે ધીરે એવો પ્રેમ ખીલે જે ભયને ફગાવી દે, વિરોધીના દ્વેષને શમાવે, અને વેરઝેરનાં મૂળ ઉખાડી નાખે. વગરવિચારે, દેખાદેખીથી પાળેલા નીતિનિયમોથી આપણે આપણા ધ્યેય લગી પહોંચી શકીએ એ બનવાજોગ નથી. એ નીતિપાલનને ઈશ્વરસાક્ષાત્કારરૂપી જળનું સિંચન ને પોષણ મળવું જોઈએ. ત્યારે જ આપણે સમજી શકીશું કે પ્રત્યેક મનુષ્યના અંતરમાં પરમાત્મારૂપી મહાસૂર્યમાંથી નીકળતા શાશ્વત પ્રકાશનું એક એક કિરણ રહેલું હોય છે. આપણે જ્યારે મનુષ્યો પર પ્રેમ રાખતા થઈએ છીએ ત્યારે આપણને એવું ભાન થાય છે કે પરમાત્મામાં આપણે અને એ મનુષ્યો સહુ એક જ છીએ (परेऽव्यये सर्व एकीभवन्ति); અને એ એકત્વના પાયા પર આપણે આપણાં જીવનની ઇમારત રચીએ છીએ, ને એને આધારે જીવનનું નાવ ચલાવીએ છીએ. ભૂતમાત્રમાં આત્મા છે ને આત્મામાં ભૂતમાત્ર છે એ પ્રકારનું એકત્વ જોયા ને અનુભવ્યા પછી માણસને અણગમો,

શોક કે મોહ રહેતા નથી.[૪૪] આમાંથી આપણે ત્યારપછીના બીજા વિષય — હિંદુ ધર્મના નીતિનિયમો — પર આવીએ છીએ.

## ૯. નીતિનિયમો

તાત્ત્વિક સિદ્ધાન્તોને આચરણમાં ઉતારવાનો પ્રયત્ન એનું જ નામ નીતિવ્યવસ્થા; એ જ ધર્મસાધન. એ વ્યવસ્થાનો ઉદ્દેશ એ હોય છે કે માણસમાં સૂતી પડેલી શક્તિઓને જાગૃત કરવામાં તેને મદદ કરવી. એમ બને તો માણસ પોતાના આત્મબળ વડે સુરક્ષિત રહી શકે. ન ભૂતકાળનાં બંધનો એને જકડી શકે; ન ભવિષ્યમાં શું થશે એવી બીક તેને સતાવી શકે. આપણા પ્રત્યેક કર્મ વડે આપણે પરમાત્માની પૂજા કરીએ છીએ એવી સુંદર ભાવના મનમાં પ્રતિક્ષણ રહે, અને ઈશ્વર સાથે આપણું સનાતન તાદાત્મ્ય છે એવા ભાનમાંથી નિરંતર આનંદ મળ્યાં કરે, એવી રીતે પૃથ્વી પર જીવવાનો જે પ્રયત્ન છે તેનું જ નામ નીતિમય જીવન છે. આદર્શ મનુષ્ય જીવનમાં નિરંતર ઈશ્વરનો પ્રકાશ નિહાળે છે;[૪૫] અને તેનું જીવન એ સત્ય, વિશુદ્ધિ, પ્રેમ, અને ત્યાગના સદ્ગુણોની જીવતીજાગતી પ્રતિમા બની જાય છે. માણસે કુદરતનાં બળો પર કેટલો કાબુ મેળવ્યો તે પરથી

---

૪૪. यस्तु सर्वाणि भूतान्यात्मन्येवानुपश्यति ।
सर्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते ॥
यस्मिन्सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः ।
तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥ ईशोपनिषत् ६–७.

(જે માણસ ભૂતમાત્રને આત્મામાં જુએ છે ને ભૂતમાત્રમાં આત્માને જુએ છે તે કોઈની ઘૃણા કરતો નથી. જ્યાં ભૂતમાત્ર જ્ઞાની માણસના આત્મારૂપ બની ગયાં ત્યાં, એવું એકત્વ જોનારને, મોહ ને શોક શાના થવા પામે ?)

૪૫. तद्विष्णोः परमं पदं सदा पश्यन्ति सूरयः । ऋग्वेद १; २२; २०.
(ઋષિઓ વિષ્ણુના એ પરમ પદને નિરંતર જુએ છે.)

નહીં, પણ હૃદયના વિકારો પર કેટલો અંકુશ મેળવ્યો તે પરથી, તેણે નૈતિક વિકાસ કેટલો સાધ્યો તેનું માપ નીકળે છે. ગોળાઓનો વરસાદ વરસે તોપણ સત્ય જ બોલવું, ફાંસીએ ચડાવવામાં આવે તોપણ મનમાં વેરભાવ ન ઊપજવા દેવો, મનુષ્યો ને પ્રાણીઓ પ્રત્યે આદર રાખવો, સર્વસ્વનું સમર્પણ કરવું, બીજાઓની સેવામાં કાયા ઘસી નાખવી, અને એક ગાલ પર તમાચો પડે તો બીજો ગાલ ધરવો, એ મનુષ્યનાં મુખ્ય કર્તવ્યો છે. આપણા નવા જમાનાના વહેવારુ સુધારકો કદાચ કહેશે કે એ ગુણો તો ઘણા જ ઊંચા હોઈ, મનુષ્યસ્વભાવ રોજના વહેવારમાં એને અનુસરે એ શક્ય નથી ને યોગ્ય પણ નથી; વળી હિંદી લોકોનાં કે ગૅલીલીના માછીઓનાં નબળાં મનને દિલાસો આપવાના સાધન તરીકે એ ગુણો કદાચ સ્તુતિપાત્ર ગણાય, પણ જગતના વહેવારમાં એ સિદ્ધાંતો અનુસાર ચાલવું અશક્ય છે. મનુષ્યનો અત્યારનો સ્વભાવ અને પૂર્ણત્વનો આ આદર્શ બેની વચ્ચે કેટલું મોટું અંતર છે એની હિંદુ વિચારકોને જાણ હતી. એટલે માણસને તેના અંતિમ ધ્યેયની સિદ્ધિ માટે તાલીમ આપવા સારુ તેમણે સંસ્કારોની ને યમનિયમોની[૪૬] યોજના ઘડી હતી. જે પ્રથાઓ ને સંસ્કારોની અસરથી પ્રજાની નીતિભાવના ને તેનું ચારિત્ર ઘડાય છે તેને 'ધર્મ' એ નામ અપાય છે. આ 'ધર્મ' એ હિંદુ સંસ્કૃતિનું એક મૂલભૂત અંગ છે. હિંદુ ધર્મ લોકોની પાસે અમુક મતોનો પરાણે સ્વીકાર કરાવવાની જરૂર નથી માનતો; પણ યમનિયમ, વિધિનિષેધ આદિની તેણે રચેલી આચારવ્યવસ્થાને અનુસરવા હિંદુમાત્રને આજ્ઞા કરે છે. હિંદુ ધર્મ એ બુદ્ધિએ ઠરાવી રાખેલા ધર્મમતનો સંચય છે તેના કરતાં વધારે તો એક સંસ્કૃતિ છે,

---

૪૬. अहिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमाः । पातंजलयोगसूत्र २; ३०.

शौचसन्तोषतपःस्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः । २; ३२.

(અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય ને અપરિગ્રહ એ યમ. શૌચ, સન્તોષ, તપ, સ્વાધ્યાય ને ઈશ્વરપ્રણિધાન એ નિયમ.)

અથવા કહો કે સંસ્કારોનો સમૂહ છે. તે કહે છે કે 'તમે જો ઇશ્વરની ઇચ્છા અનુસાર એટલે કે ધર્મને માર્ગે ચાલશો તો તત્ત્વબોધ અથવા સત્યનો સાક્ષાત્કાર કરી શકશો.' દરેક મનુષ્યના અંતરમાં જે અગ્નિ ધૂંધવાઈ રહેલો હોય છે તેને પ્રજ્વલિત બની ભભૂકી ઊઠવામાં ધર્મ મદદ કરે છે.

ધર્મ એ સમગ્ર પ્રજાના અંતરાત્માએ માન્ય રાખેલા આચારોની સ્મૃતિ છે. એ આચારના નિયમો કોઈ એક વ્યક્તિએ ઘડેલા કે તેણે લોકસમૂહ પર પરાણે ઠોકી બેસાડેલા નથી હોતા. તેમજ તેનો અમલ કરાવવાને કાયદાની મદદ નથી લેવાતી, એટલે તેમાં બળાત્કારનું તત્ત્વ છે એમ પણ ન કહી શકાય. આચારના એ નિયમોને પ્રજાના મોટા ભાગે યા તો પ્રજાના અંતરાત્માએ કબૂલ રાખ્યા હોય છે. જર્મનો એને sittlichkeit (એટલે કે નીતિધર્મ) કહે છે. એ શબ્દની વ્યાખ્યા આપતાં ફિક્ત કહે છે: "આચારના જે સિદ્ધાન્તોને આધારે લોકો એકબીજા જોડેનો વહેવાર ચલાવતા હોય, જે નિયમો પ્રજાના સંસ્કારોની વર્તમાન અવસ્થામાં તેના હાડમાં ઊતરી ગયા હોય, અને તેથી જેને વિષે આપણને સ્પષ્ટ ભાન પણ ન હોય, તેનું નામ sittlichkeit છે." ધર્મ માણસોની પાસે બળજબરીથી સદાચારનું પાલન નથી કરાવતો, પણ તેમને સદાચારી બનવાની કેળવણી આપે છે. ધર્મ એ યાન્ત્રિક નિયમોની અવિચળ સ્મૃતિ નથી, પણ જીવતોજાગતો પ્રાણ છે; અને સમાજ જેમ જેમ વિકાસ પામતો જાય તેમ તેમ એ ધર્મમાં વિકાસ અને પ્રગતિ થતાં જાય છે. ભારતવર્ષમાં તો રાજ્ય પણ ધર્મનું સેવક હતું. રાજસત્તા નીતિનિયમોને ઠોકરે ન ઉડાવી શકતી. તેનું કામ તો માત્ર ધર્મે ઠરાવી આપેલા નિયમોનો અમલ કરવા કરાવવાનું હતું; એ નિયમો બદલવાનો કે રદ કરવાનો અધિકાર તેને ન હતો. રાજસત્તા પ્રજાના જીવનવહેવારમાં કદી માથું મારતી નહીં. ભારતવર્ષમાં અનેક જુદા જુદા ધાર્મિક સંપ્રદાયો સ્થપાયા, રાજગાદી માટે અનેક વંશો માંહો-

માંહે લડી મર્યા, ને નાનાં મોટાં રાજ્યો વચ્ચે પણ લડાઈઓ ઘણી ચાલી; છતાં પ્રજાના ધર્મના અથવા તેના સામાજિક જીવનના સિદ્ધાન્તો તો ચાર હજાર વરસથી એકરૂપ ને એકધારા ચાલ્યા આવે છે. ભારતના લોકજીવનની જીવંત અને અખંડિત ધારા જોવી હોય તો તે તેના રાજકીય ઇતિહાસમાં નહીં પણ તેના સાંસ્કારિક ને સામાજિક જીવનમાં મળે છે. પલાશીના યુદ્ધ પછી ભારતવર્ષને રાજકારણની લત લાગી છે. આજે રાજકારણ આખા જીવનને ઘેરી વળ્યું છે. રાજસત્તા સમાજ પર આક્રમણ કરી રહી છે. રવીન્દ્રનાથ કહે છે તેમ, રાષ્ટ્રીયતા વિનાનું ભારતવર્ષ પશ્ચિમની ઢબનું 'રાષ્ટ્ર' બનવા મથી રહ્યું છે, ને એ 'રાષ્ટ્ર'ના સર્વ ગુણદોષ તેનામાં ઊતરતા જાય છે.

ધર્મનાં બે અંગ છે — એક વ્યક્તિગત, ને બીજું સામાજિક. બંને એકબીજા પર આધાર રાખે છે ને એકબીજા સાથે સંકળાયેલાં છે. વ્યક્તિના અંતરાત્માને કોઈ ભોમિયા કે પથપ્રદર્શકની જરૂર રહે છે. તેણે જીવનનો પરમ પુરુષાર્થ કેવી રીતે સાધવો, અને ઇન્દ્રિયોના દાસ બનીને નહીં પણ આત્માની પ્રેરણા પ્રમાણે ચાલવા માટે શું શું કરવું, એનું શિક્ષણ તેને આપવું પડે છે. તે જ પ્રમાણે સમાજના હિત તરફ પણ એટલું જ ધ્યાન આપવાની જરૂર રહે છે. ધર્મ મનુષ્ય-માત્રને ભેગાં રાખે છે, અને તેમની વચ્ચે સુવ્યવસ્થા ને એકરાગ ટકાવી રાખે છે.[૪૭] સમાજના કલ્યાણમાં વૃદ્ધિ કરે તે ધર્મ; એથી ઊલટો તે અધર્મ. ઘણીવાર એમ આગ્રહપૂર્વક કહેવામાં આવે છે કે બીજાઓ આપણી પ્રત્યે જેવી રીતે વર્તે એમ આપણે ઇચ્છીએ

---

૪૭*. धारणाद् धर्ममित्याहुर्धर्मेण विधृताः प्रजाः । महाभारत — कर्णपर्व ६९; ५९.

( ધર્મ ધારણ કરે છે—ટકાવી રાખે છે. તેને લીધે જ તેને 'ધર્મ' નામ અપાયું છે. જગતની પ્રજાને ધર્મે જ ટકાવી રાખેલી છે.)

તેવી રીતે આપણે બીજાઓ પ્રત્યે વર્તવું જોઇએ.[૪૮] હિંદુઓને માટે જે નિત્ય કર્મ એટલે કે આવશ્યક કર્તવ્ય ગણાવ્યાં છે તેમાં વ્યક્તિ તેમજ સમાજ ઉભયનું કલ્યાણ સાધનારા સદ્ગુણોનો સમાવેશ થઇ જાય છે. શૌચ (સ્વચ્છતા), આચાર (સદ્વર્તન), પંચમહાયજ્ઞ[૪૯]

---

૪૮. આ નિયમ હિંદુ ધર્મગ્રન્થોમાં અનેક જગાએ ભાર દઈને કહેવામાં આવ્યો છે. દાખલા તરીકે:

श्रूयतां धर्मसर्वस्वं श्रुत्वा चैवावधार्यताम् ।
आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत् ॥ देवलस्मृति.

(ધર્મનું રહસ્ય સાંભળો અને સાંભળીને હૃદયમાં ઉતારો. તે એ કે જે પોતાને પ્રતિકૂળ હોય તે બીજા પ્રત્યે ન આચરવું.)

अतो यदात्मनोऽपथ्यं परेषां न तदाचरेत् ।

याज्ञवल्क्यस्मृति ३; ४; ६५.

(તેથી જે પોતાને અણગમતું હોય તેવું વર્તન બીજાઓ પ્રત્યે ન કરવું.)

आत्मवत् सर्वभूतानि यः पश्यति स पश्यति ।

आपस्तम्बस्मृति १०; १२.

(જે માણસ ભૂતમાત્રને પોતાના જેવાં જુએ છે તે ખરેખર જુએ છે.)

यदन्यैर्विहितं नेच्छेदात्मनः कर्म पूरुषः ।
न तत्परेषु कुर्वीत जानन्नप्रियमात्मनः ॥

महाभारत–शान्ति० २६०; २०.

(જે વર્તન બીજા પોતાની પ્રત્યે કરે તો માણસને ન ગમે તે વર્તન, પોતાને અપ્રિય છે એમ જાણીને, તેણે બીજાઓ પ્રત્યે ન કરવું.)

૪૯. पंचैव महायज्ञाः । तान्येव महासत्राणि । भूतयज्ञो मनुष्ययज्ञः पितृयज्ञो देवयज्ञो ब्रह्मयज्ञ इति । शतपथब्राह्मण ११; ५; ६; १.

(પાંચ મહાયજ્ઞ છે. એને જ મહાસત્ર પણ કહે છે—ભૂતયજ્ઞ, મનુષ્યયજ્ઞ, પિતૃયજ્ઞ, દેવયજ્ઞ, બ્રહ્મયજ્ઞ.)

ऋषियज्ञं देवयज्ञं भूतयज्ञं च सर्वदा ।
नृयज्ञं पितृयज्ञं च यथाशक्ति न हापयेत् ॥ मनुस्मृति ४; २१.

(સમાજસેવા), અને પ્રાર્થના ને પૂજા (સંધ્યાવંદન), એ નિત્ય કર્મો છે. વર્ણાશ્રમધર્મમાં સમાજના જુદા જુદા વર્ગો અને વ્યક્તિના જીવનની જુદી જુદી અવસ્થાઓને લગતાં કર્તવ્યો વિસ્તારથી વર્ણવેલાં છે.

## ૧૦. ચાર આશ્રમ

આ સંસારમાં રહી સુખચેન કરવું એ મનુષ્યનું મુખ્ય ધ્યેય નથી. તેનું મુખ્ય ધ્યેય તો આદર્શની પ્રાપ્તિ કરવાનું, ઈશ્વરે પોતાને માટે નિર્મેલા મુકામ સુધી પહોંચવાનું છે. એને માટે વ્યક્તિને કેળવણી આપવાની જરૂર રહે છે. એ કેળવણીમાં તપ ને ત્યાગ આવશ્યક હોય છે. પ્રત્યેક મનુષ્યનું જીવન ચાર જુદી જુદી અવસ્થાઓમાં થઈને પસાર થાય છે. એ અવસ્થાને હિંદુ ધર્મમાં 'આશ્રમ' નામ આપ્યું છે. પ્રથમ આશ્રમ તે બ્રહ્મચર્યનો. તેમાં વિદ્યાર્થીને સંયમ, ખડતલપણું, બ્રહ્મચર્ય ને સમાજસેવાના ગુણો શીખવાય છે, ને તેના પાકા સંસ્કાર તેમના મન પર પાડવામાં આવે છે. વિદ્યાર્થીઓ ગમે તે વર્ગ કે દરજ્જાના હોય, ગરીબ હોય કે તવંગર હોય, તોપણ તેમને આ તાલીમ લેવી પડે છે. બીજો આશ્રમ તે ગૃહસ્થનો. વિદ્યાર્થી અભ્યાસને અન્તે વિવાહ કરી એ આશ્રમમાં પ્રવેશ કરે છે ને કૌટુંબિક જીવનની જવાબદારી ઉઠાવે છે. તે સમાજવ્યવસ્થાનું એક અંગ બને છે, ને તેને અંગે આવતાં અધિકારો ને કર્તવ્યો સ્વીકારી લે છે. આપણને આપણાં માનવી ભાંડુઓ જોડે જે સ્નેહસંબંધ હોય છે તેમાંથી જ મનુષ્યસ્વભાવનાં કેટલાંક મધુરમાં મધુર ટેવો ને

---

(ઋષિયજ્ઞ, દેવયજ્ઞ, ભૂતયજ્ઞ, નૃયજ્ઞ અને પિતૃયજ્ઞનો માણસે હમેશાં બનતા લગી ત્યાગ ન કરવો.)

સ્વાધ્યાય તે ઋષિયજ્ઞ. હોમ તે દેવયજ્ઞ. મનુષ્યેતર પ્રાણીઓની રક્ષા ને સેવા તે ભૂતયજ્ઞ. અતિથિસત્કાર અને માનવસમાજની સેવા તે નૃયજ્ઞ. તર્પણ, અથવા પૂર્વજોએ આપેલા સંસ્કારોરૂપી વારસાની રક્ષા ને વૃદ્ધિ, અથવા તો પ્રજોત્પાદન દ્વારા વંશવેલો ચાલુ રાખવો, તે પિતૃયજ્ઞ.

સંસ્કારો બંધાય છે. આ આશ્રમમાં સ્વાશ્રય, કરકસર ને અતિથિ-સત્કારને વિશેષ કર્તવ્યરૂપ ગણાવ્યાં છે. ગૃહસ્થાશ્રમને સૌથી વિશેષ આદરપાત્ર માન્યો છે — એટલા માટે કે તે બીજા ત્રણે આશ્રમનું પોષણ કરે છે.[૫૦] વર્ણને લગતા નિયમો આ આશ્રમને જ લાગુ પડે છે. ત્રીજો આશ્રમ વાનપ્રસ્થનો. તેમાં માણસે સંસારનાં સુખસંપત્તિ પરથી મન ઉઠાવી લઈ, ગૃહસ્થાશ્રમ દરમ્યાન મનમાં જે કંઈ અભિમાન — જેવું કે કુળનું, શ્રીમંતાઈનું, બુદ્ધિબળનું કે સદ્‌ભાગ્યનું —પેદા થયું હોય તે શમાવી, ત્યાગવૃત્તિ કેળવવાની હોય છે. આવા ઉચ્ચતર જીવનની પૂરેપૂરી તાલીમ તેને મળે પછી તે સંન્યાસ લે છે. સંન્યાસી એ માનવજાતિનો નિઃસ્વાર્થ સેવક છે. તે આત્મબળમાંથી શાન્તિ મેળવે છે. એ અવસ્થામાં પરબ્રહ્મ સાથેનો યોગ સંપૂર્ણતાએ પહોંચે છે, અને મનુષ્ય આત્માની કેળવણી સમાપ્ત થાય છે.

આ સંન્યાસીઓ સંસારનો ત્યાગ કરી જગતને પાયમાલ થવા નથી દેતા. બુદ્ધ અને શંકર, રામાનુજ અને રામાનંદ જેવા એ વર્ગના સર્વશ્રેષ્ઠ પુરુષોએ પ્રજાના જીવનમાં ભળી તેના ધર્મના પાયા નાખ્યા છે. એમનાં નામ આજે રાષ્ટ્રના મહામૂલા વારસારૂપ બની ગયાં છે.

---

૫૦. यथा वायुं समाश्रित्य वर्तन्ते सर्वजन्तवः ।
तथा गृहस्थमाश्रित्य वर्तन्ते सर्व आश्रमाः ॥
यस्मात् त्रयोऽप्याश्रमिणो ज्ञानेनान्नेन चान्वहम् ।
गृहस्थेनैव धार्यन्ते तस्माज्ज्येष्ठाश्रमो गृही ॥

मनुस्मृति २; ७७–७८.

(જેમ જંતુમાત્ર હવાને આધારે જીવે છે, તેમ સર્વ આશ્રમો ગૃહસ્થાશ્રમને આધારે નભે છે. ગૃહસ્થ જ બીજા ત્રણે આશ્રમના માણસોને જ્ઞાન અને અન્ન વડે પ્રતિદિન ટકાવી રાખે છે; તેથી ગૃહસ્થાશ્રમ સૌથી મોટો છે.)

વળી જુઓ મનુસ્મૃતિ ૬; ૮૯–૯૦.

## ૧૧. વર્ણધર્મ

વર્ણને લગતા નિયમો વ્યક્તિઓને સમાજ પ્રત્યેનાં તેમનાં કર્તવ્યોનું ભાન કરાવે છે. માણસ જ્યારે સમાજવ્યવસ્થાને અંગે કંઈક કર્તવ્ય સ્વીકારી તેની પાછળ પોતાની બધી શક્તિ વાપરે ત્યારે જ તેનાં મન અને આત્માનો વિકાસ સધાય. મનના જે ત્રણ વ્યાપારો — વિચાર, લાગણી ને ક્રિયા — તેમાંથી એક યા બીજો દરેક મનુષ્યના માનસમાં પ્રધાનપણે દેખાઈ આવે છે. તે પરથી દ્વિજ એટલે કે બે વાર જન્મેલા લોકોનો ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે — વિચારશીલ, ભાવનાપ્રધાન, અને કર્મરત. જેમનામાં કોઈ પણ ગુણનો વિશેષ વિકાસ ન થયો હોય તે શૂદ્ર. બુદ્ધિનું, લડવાનું, ઉદ્યોગનું, ને મજૂરીનું એમ જુદાં જુદાં કામ કરનાર પરથી ચાર વર્ણની વહેંચણી કરી છે. એ બધા એક જ દેહના અવયવો છે. આ બધા વર્ગોનો બનેલો સમાજ એ એક સજીવ ને અખંડ દેહ છે, એમ બતાવવાને સારુ છેક ઋગ્વેદ જેટલા જૂના કાળમાં (પુરુષસૂક્તમાં) બતાવવામાં આવ્યું છે કે આ ચાર વર્ણો તે સમાજરૂપી પુરુષનાં મુખ, બાહુ, સાથળ અને પગ છે.[૫૧] આમ એ બધા વર્ણો એકબીજા પ્રત્યેના બંધુભાવથી સંકળાયેલા છે. આખા સમાજની વ્યવસ્થામાં દરેક વર્ગને માટે તેનું યોગ્ય સ્થાન, તેના અધિકારો, ને તેનાં કર્તવ્યો ઠરાવી આપેલાં છે. સર્વ પ્રકારનું કામ સેવાર્થે થતું હોવાથી, વર્ણનાં અભિમાન અને સ્વાર્થને ઉત્તેજન મળતું નથી. વર્ણધર્મ એટલે અધિકાર નહીં પણ જવાબદારી. કોઇ પણ માણસમાં ઉપર ગણાવેલા ગુણોનો સર્વથા અભાવ નથી હોતો; જુદા જુદા માણસોમાં જુદા જુદા ગુણોનું પ્રાધાન્ય હોય છે એટલું જ. આપણે આપણું કર્તવ્ય કરીને માત્ર સમાજની સેવા નથી કરતા; આપણો સ્વભાવ ને આપણું

---

૫૧. ब्राह्मणोऽस्य मुखमासीद् बाहू राजन्यः कृतः ।
उरू तदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रोऽजायत ॥ ऋ. १०; ९०; १२.

માનસ પણ આપણા કામ વાટે પ્રગટ કરીએ છીએ. દરેક માણુસનો જે અજોડ સ્વભાવ હોય છે તે તેના કામ વાટે દેખાઇ આવે છે, એટલું જ નહીં પણ એ વાટે ખીલે પણ છે. જેના સ્વભાવને જે કામ અનુકૂળ આવે તે તેનો સ્વધર્મ.[૫૨]

સર્વ વર્ણને બ્રાહ્મણ બનાવવા, મનુષ્યમાત્રને ઋષિ (સત્યદ્રષ્ટા) બનાવવા, એ હિંદુ ધર્મનો આદર્શ છે. એવા માણસોનાં હૃદયનાં બંધન તૂટી જઇ તેઓ વિમુક્તિ પામે છે, અને ઈશ્વર સાથેના અભેદસાક્ષાત્કારનો નિરવધિ આનંદ અનુભવે છે. તેઓ પાપ અને દુરાચારનો વિરોધ નથી કરતા, હિંસાની સામે હિંસા નથી કરતા. કોઇ તેમને મારે તો તે સહી લેવા જેટલાં, અને કોઈ તેમની પાસેથી કશી ચીજ લૂંટી કે ઝૂંટવી લેવા માગે તો તે જતી કરવા જેટલાં, પ્રેમ અને ધીરજ તેમનામાં હોય છે. તેમનું જીવન શાન્તિમય આનંદથી ભરપૂર હોય છે; એટલે તેમનામાં દ્વેષ કે ઝેરનો છાંટો નથી હોતો. મનુષ્યસ્વભાવથી જે ઊંચામાં ઊંચી અવસ્થાએ પહોંચી શકાય એમ છે તે અવસ્થાનું નામ બ્રાહ્મણત્વ છે.[૫૩] સમાજની વ્યવસ્થા

---

૫૨*. વર્ણવ્યવસ્થાની ગ્રામીણ રાજ્યવ્યવસ્થા ને ધંધાદારી મહાજનો પર કેવી અસર પડતી, અથવા તો અત્યારે વર્ણધર્મની કેવી વિકૃતિ થઈ ગયેલી છે, તેનો ઉલ્લેખ મેં અહીં નથી કર્યો.

૫૩. બ્રાહ્મણને માટે હિંદુ તત્ત્વવેત્તાઓ ને શાસ્ત્રકારોએ કેવો ઊંચો ને કઠણ આદર્શ કલ્પેલો છે એના કેટલાક દાખલા નીચે આપ્યા છે. બ્રાહ્મણોની જે પ્રશંસા કરેલી છે તે આવા બ્રાહ્મણોની જ.

यो वा एतदक्षरं गार्ग्यविदित्वास्माल्लोकात्प्रैति स कृपणः । अथ य एतदक्षरं गार्गि विदित्वास्माल्लोकात्प्रैति स ब्राह्मणः । बृहदारण्यक उपनिषत् ३; ८; १०.

(હે ગાર્ગી ! જે માણસ આ અક્ષરને જાણ્યા વિના આ લોકમાંથી ચાલ્યો જાય છે તે કૃપણ છે. પણ હે ગાર્ગી ! જે માણસ આ અક્ષરને જાણીને આ લોકમાંથી ચાલ્યો જાય છે તે બ્રાહ્મણ છે.)

આધ્યાત્મિક પૂર્ણત્વના પાયા પર કરવામાં આવે છે, ને અંતે એ પૂર્ણત્વ સુધી પહોંચવાનું જ છે એનું સતત સ્મરણ કરાવવામાં આવે છે. માણસને એ ઊંચા ગિરિશિખર સુધી ઊડવા માટે પાંખો નથી હોતી, એટલે તેણે પ્રયત્ન અને કષ્ટ વડે, એક પછી એક ડગલું માંડતાં માંડતાં, એ ગિરિરાજ પર ચડીને સંતોષ માનવો રહ્યો. હિંદુ

---

यः कश्चिदात्मानं......करतलामलकवत्साक्षादपरोक्षीकृत्य कृतार्थतया कामरागादिदोषरहितः शमदमादिसंपन्नो भावमात्सर्यतृष्णाशामोहादिरहितो दम्भाहंकारादिभिरसंस्पृष्टचेता वर्तत एवमुक्तलक्षणो यः स एव ब्राह्मणः । वज्रसूचिकोपनिषत्

(જે માણસ આત્માને હથેળીમાં પડેલા આમળાની પેઠે નજરેનજર જુએ—તેનો સાક્ષાત્કાર કરે—, ને તેનાથી કૃતાર્થ થઈ કામ, રાગ, આદિ દોષોથી મુક્ત થાય, શમદમાદિ ગુણો પ્રાપ્ત કરે, દ્વેષ, તૃષ્ણા, આશા, મોહ આદિનો ત્યાગ કરે, અને દંભ, અહંકાર આદિનો સ્પર્શ ચિત્તને લાગવા ન દે, તે જ બ્રાહ્મણ ગણાય.)

ब्राह्मणस्य हि देहोऽयं क्षुद्रकामाय नेष्यते ।
कृच्छ्राय तपसे नित्यं प्रेत्यानन्तसुखाय च ॥

भागवत ११; १७; ४२.

(બ્રાહ્મણનો આ દેહ તુચ્છ વાસનાઓની તૃપ્તિ માટે અપાયેલો નથી; પણ હંમેશાં કઠણ જીવન ગાળી તપ કરવા માટે ને મરી ગયા પછી અનંત સુખ મેળવવા માટે અપાયેલો છે.)

वृत्तिसंकोचमन्विच्छेन्नेहेत धनविस्तरम् ।
धनलाभे प्रवृत्तस्तु ब्राह्मण्यादेव हीयते ॥ व्यास

(બ્રાહ્મણે કમાણી ઓછી રાખવી; અતિશય ધનની લાલસા ન રાખવી. તે જો ધન ભેગું કરવામાં પડી જાય તો બ્રાહ્મણત્વ ગુમાવી બેસે.)

अनर्थो ब्राह्मणस्यैष यद् वित्तनिचयो महान् ।

महाभारत—अनुशासनपर्व ६१; १९.

(ઘણું ધન ભેગું કરવું એ બ્રાહ્મણને માટે આફતરૂપ છે.)

સમાજવ્યવસ્થામાં ઊર્ધ્વગમનની ક્રમબદ્ધ યોજના રાખેલી છે. આના બે દાખલા આપું — એક અહિંસા, ને બીજી ગોરક્ષા. માણસોને કે ઇતર પ્રાણીઓને મારવાં નહીં—मा हिंस्यात् सर्वाणि भूतानि—એ પરમ ધર્મ છે. એ જ ધર્મ માણસની માણસાઈને છાજે એવો છે. દરેક બ્રાહ્મણને તેનું પાલન કરવાનું કહેવામાં આવે છે. છતાં હિંદુ સમાજરચનામાં ક્ષત્રિયોનો વર્ગ પણ રાખેલો છે; તેનો ધંધો મારવા મરવાનો છે. એ સમાજરચનાના યોજકોને લાગલું કે[૫૪] 'આંખને બદલે આંખ,

---

झायिं विरजमासीनं कतकिच्चं अनासवं ।
उत्तमत्थमनुप्पत्तं तमहं बूमि ब्राह्मणं ॥ धम्मपद ३८६.

(ધ્યાની, નિષ્પાપ, સ્થિર, કૃતકૃત્ય, અનાસવ, ઉત્તમ અર્થ પ્રાપ્ત કરેલાને હું બ્રાહ્મણ કહું છું.)

જુઓ ધમ્મપદમાંનો આખો બ્રાહ્મણવર્ગ.

दिव्वमाणुस्स–तेरिच्छं जो न सेवेइ मेहुणं ।
मणसा–काय–वक्केण तं वयं बूम माहणं ॥
जहा पोम्मं जले जायं नोवलिप्पइ वारिणा ।
एवं अलित्तं कामेहि तं वयं बूम माहणं ॥

उत्तराध्ययनसूत्र

(દેવ, મનુષ્ય કે તિર્યંચની સાથે મન, કાયા કે વચનથી પણ, જે મૈથુન ન સેવે તેને અમે બ્રાહ્મણ કહીએ છીએ. જેમ કમળ જળમાં જન્મ્યું હોવા છતાં જળથી લેપાતું નથી, તેમ જે કામનાઓ વડે લેપાતો નથી તેને અમે બ્રાહ્મણ કહીએ છીએ.)

૫૪. આ વચન વિષે થોડોક ખુલાસો આપવો જરૂરનો છે. એ શબ્દો મૂળ તો પેગંબર મૂસાએ યહૂદી પ્રજાને આપેલી ધર્માજ્ઞાઓમાં આવે છે. માણસો લડતાં લડતાં સગર્ભા સ્ત્રીને મારે ને તેનો જાન જાય કે કોઈ અંગને ઈજા થાય તો મારનાર માણસને સજા તરીકે એટલી જ ઈજા થવી જોઇએ, એવો ન્યાય મૂસાએ બતાવ્યો હતો—"તેને કંઇ ઈજા થાય તો તારે જીવને બદલે જીવ, આંખને બદલે આંખ, દાંતને બદલે દાંત, પગને

ને દાંતને બદલે દાંત 'ની વેરવૃત્તિ મનુષ્યના સ્વભાવમાં પાકી જડાયેલી છે. તેને એકાએક નાબૂદ કરી શકાય એમ નથી. જ્યારે દુષ્કર્મ કે અન્યાયને તાબે થવું અયોગ્ય હોય, પ્રેમથી તેનો પ્રતિકાર કરવો અશક્ય હોય, ત્યારે હિંસાથી સામનો કરવાની છૂટ રાખેલી છે; અને ક્ષત્રિય વર્ગને કહેવામાં આવ્યું છે કે હુમલો કરનાર સામે શસ્ત્રબળથી લડવું એ તમારું કર્તવ્ય છે. છતાં એ મનુષ્યસ્વભાવની નબળાઈ જોઈને આપેલી છૂટ છે. એટલે ક્ષત્રિયને એમ પણ કહેવામાં આવે છે કે 'તમે જે પશુબળનો પ્રયોગ કરો છો તેના કરતાં જે પ્રેમ-

---

બદલે પગ આપવાં; ડામને બદલે ડામ, ઘાને બદલે ઘા, ફટકાને બદલે ફટકા સહન કરવા." આમ મૂળ તો આમાં અપરાધના પ્રાયશ્ચિત્તરૂપે અપરાધીએ સજા ભોગવવાની વાત હતી. એ જમાનો એવો હતો કે એક માણસનો જીવ બીજો લે, તો પહેલા માણસના કુટુંબીઓ મરનારના કુટુંબીઓ સામે લડાઈ આદરી અનેકના જીવ લેતા, ને કુટુંબો વચ્ચે હાડવેર જામતાં. એ વખતે મૂસાએ કહ્યું કે ન્યાય તો અપરાધીએ જેટલી ઈજા કરી હતી તેટલી જ તેને કરવામાં છે, વધારે નહીં. એમ કહીને તેમણે એ પ્રજાને સભ્યતાની સીડીએ એક પગથિયું ઉપર ચડાવી. પાછળથી એ વચનો વેરવૃત્તિનું સમર્થન કરવાને વપરાવા લાગ્યાં હશે. અમુક અંશે પણ એમાં વેરવૃત્તિને સંતોષવાની વાત તો હતી જ. ઈસુએ એની જગાએ અવેરનો, અહિંસાનો, અપ્રતિકારનો ઉપદેશ આપતાં કહ્યું:

"તમે સાંભળ્યું છે કે અગાઉ એમ કહેવાતું: આંખને બદલે આંખ, ને દાંતને બદલે દાંત.

"પણ હું તમને કહું છું કે તમે પાપનો, દુષ્કર્મનો, અન્યાયનો પ્રતિકાર ન કરશો. પણ જે કોઈ તમને જમણા ગાલ પર તમાચો મારે તેની આગળ તમારો બીજો ગાલ પણ ધરજો.

"અને કોઈ માણસ તમારા પર અદાલતમાં દાવો કરે ને તમારો ઝભ્ભો લઈ લે તો તેને તમારો ડગલો પણ લેવા દેજો.

"અને કોઈ માણસ તમને એક માઈલ જવાની ફરજ પાડે તો તેની સાથે બે માઇલ જજો."

ધર્મનો પ્રયોગ બ્રાહ્મણ કરે છે તે ચડિયાતો છે.' ક્ષાત્રધર્મ એ આત્મ-વિકાસની નીચલી અવસ્થા છે,કેમકે તે મનુષ્યને પરમાત્મારૂપી મહાનલની ચિનગારી ન ગણતાં નર્યો માંસનો લોચો ગણે છે. ક્ષત્રિયને એવી પણ આજ્ઞા કરવામાં આવી છે કે શસ્ત્રથી લડતાં પણ તમારે મનમાં તો વિરોધી પ્રત્યે ભ્રાતૃભાવ જ રાખવો; તેને વિષે દ્વેષ ન રાખવો; અને 'જેણે મને દુઃખ દીધું તેને દુઃખ દઉં ત્યારે જ હું ખરો,' એવી વેરવૃત્તિથી નહીં, પણ કેવળ આવી પડેલું કર્તવ્ય પાર પાડવાની વૃત્તિથી જ લડવું. ક્ષત્રિય જો મનમાં આવો દયાભાવ રાખીને વર્તે તો તેનો આત્મા ઉત્તરોત્તર વિકાસ પામતો જાય; તે પશુબળ પર ઓછો આધાર રાખતો થાય; અને છેવટે તે જગતના કોઈ પણ જીવને હણવા અશક્ત બની જઈ બ્રાહ્મણપદને પામે. આમ હિંદુ સમાજ-વ્યવસ્થામાં હિંસક પ્રતિકારની છૂટ રાખી છે ખરી, પણ અંતિમ ધ્યેય તો તેને વટાવીને અહિંસા સુધી પહોંચવાનું જ રખાયું છે. આપણે નિસર્ગના પ્રવાહમાં નાવ હંકારવાનું છે ખરું, પણ તે એ પ્રવાહને વટાવી પેલી પાર જવા માટે.

આ અહિંસાધર્મ મનુષ્યેતર પ્રાણીસૃષ્ટિને પણ લાગુ પડે છે. એ ધર્મ પાળનારે માંસાહારનો ત્યાગ કરવો જ રહ્યો. પશુપંખી આદિ પ્રાણીઓ પણ પરમાત્માનાં જ સરજેલાં છે; તેથી આપણે તેમના પ્રત્યે દયા રાખવી જોઇએ. ગાય એ પશુસૃષ્ટિની પ્રતિનિધિ છે. દ્વિજ ગણાતા હિંદુઓની નિત્યપ્રાર્થનામાં ગાય અને બ્રાહ્મણની રક્ષા માટે વિનંતી કરવામાં આવે છે.[૫૫] કેમકે ગાય અને બ્રાહ્મણ એ મનુષ્યેતર તથા મનુષ્ય સૃષ્ટિનાં પ્રતિનિધિ છે. એક આપણાં શરીરનું પોષણ કરે છે; બીજો આત્માનું. ગાંધીજી લખે છે: "આવો દેવભાવ ગાયને જ કેમ આપવામાં આવ્યો હશે એ પણ મને તો સ્પષ્ટ જ છે. ગાય જ હિંદુસ્તાનમાં માણસનો સૌથી સારો સાથી—

---

૫૫. गोब्राह्मणेभ्यो शुभमस्तु नित्यम् ।

સૌથી મોટો આધાર — હતી. એ હિંદુસ્તાનની કામધેનુ હતી...ગાય એ દયાધર્મની મૂર્તિમંત કવિતા છે......લાખો કરોડો હિંદીઓને ઉછેરનારી એ માતા છે. એ ગાયની રક્ષા તે ઈશ્વરની આખી મૂક સૃષ્ટિની રક્ષા છે."[૫૬] પણ હિંદુસ્તાનમાં કેટલાક લોકો એવા હતા જેમણે મનુષ્યેતર જીવો પ્રત્યે જરાયે દયા કે કરુણા બતાવી નહોતી. એમને શિક્ષણ આપીને એમની ટેવો છોડાવવી પડેલી. માંસમાત્રને વર્જ્ય ગણનાર, ક્રીડા માટે કે આહાર માટે કોઇ પણ જીવને પીડા ન કરનાર, બ્રાહ્મણના આદર્શની અસરે સર્વ વર્ગોને પુનિત બનાવ્યા છે ને આત્મોન્નતિને પંથે પ્રેર્યાં છે. ક્ષત્રિયો ને વૈશ્યો મોટે ભાગે નિરામિષાહાર કરે છે. શૂદ્રો પણ પવિત્ર પર્વોને દિવસે માંસાહાર નથી કરતા. આમ નિરામિષાહાર તરફ સતત ને એકધારી પ્રગતિ થઈ રહી છે. જેમને પશુપંખી આદિ પ્રત્યે વર્તવામાં લવલેશ વિચાર કે વિવેક છે જ નહીં તે 'પંચમ' ગણાયા છે, ને તેમના પર હિંદુ ધર્મની અસર પડી દેખાતી નથી.[૫૭]

નીચલા ગણાતા વર્ગોમાં સૂતી પડેલી નૈતિક ને આધ્યાત્મિક શક્તિઓને બંધનમાંથી છોડી મુક્તપણે વિકસવા ને વિહરવા દેવા માટે હિંદુ ધર્મે કશો પ્રયાસ નથી કર્યો, એવો એક આક્ષેપ તેની સામે થાય છે. એ આક્ષેપમાં હિંદુ ધર્મે ભારતવર્ષમાં કરેલા ઉદ્ધાર-કાર્ય વિષે ઘોર અજ્ઞાન દેખાઈ આવે છે. બૌદ્ધ ધર્મ ને ખ્રિસ્તી ધર્મને સ્થપાયાને સેંકડો વરસ થઈ ગયાં. છતાં આજે જ્યારે કોઈ સુધરેલી પ્રજા પછાત પ્રજાના સમાગમમાં આવે છે ત્યારે તે એ પછાત લોકોનું માનસ સમજવાની દરકાર રાખતી નથી, પણ એ લોકોને હરાવી તાબે કરવા માટે અનેક પ્રકારની ક્રૂરતા વાપરે છે.

---

૫૬. 'ધર્મમંથન', પૃ. ૯.

૫૭. છતાં અસ્પૃશ્યતા તો ક્ષમ્ય નથી જ. સરખાવો રાધાકૃષ્ણનનો પોતાનો મત: "જે સમાજ અસ્પૃશ્યતાના શાપને સાંખી રહે છે તે સમાજ-ને સુધરેલો કહેવડાવવાનો કશો હક નથી." 'ફ્રીડમ ઍંડ કલ્ચર', પૃ.૧૧૧.

એ પછાત પ્રજાઓને જો રોવા માટે આંખ રહી હોય, તો તેઓ દિવસે વૈતરું ને રાતે ઉજાગરા કરતાં ઈશ્વરને શાપ દે છે કે 'તેં આ સુધારનારા લોકોને અમારા દેશમાં પેસવા શા સારુ દીધા ?' એથી ઊલટું, ભારતવર્ષના આર્યોએ તો દેશની મૂળ વતની એવી આદિવાસી પ્રજાઓને પોતાના પરિવારમાં સમાવી લીધી હતી; અને તેમને ગંદકી ને દારૂબાજીની કુટેવો છોડવામાં, તથા શુદ્ધ જીવન ગાળી એક જીવતા ઇશ્વરની ઉપાસના કરવામાં, મદદ કરી હતી. એ આદિવાસીઓ સર્પોની પૂજા કરતા દેખાયા ત્યારે આર્યોએ તેમને કહ્યું કે 'આ નાગદેવ કરતાં મોટો દેવ એક છે. તે નાગેશ્વર કૃષ્ણ છે, ને તે કાળીનાગની ફણા પર નૃત્ય કરે છે.' આચારવિચારની ઉપલી શ્રેણીએ અંતરાત્માની હાકલ વિના ચડી શકાતું નથી; એટલે એ શ્રેણીએ સમાજને બળજબરીથી ઉતાવળે ચડાવવાનો પ્રયત્ન આર્યોએ કર્યો નહોતો. વર્ણધર્મના શિક્ષણ વડે લોકોને આસ્તે આસ્તે સુધારવાનું કામ મુસલમાનોના આગમન સુધી ચાલ્યું હતું. હિંદુસ્તાન જેવા વિશાળ દેશમાં, જ્યાં અવરજવરનાં સહેલાં સાધન કે સગવડ નથી ત્યાં, આ દિશામાં જે કામ થયું છે તે ખરેખર ભારે છે. જેમ્સ કેનેડી લખે છે: "આ આદિવાસી કે પરદેશી લોકસમૂહોને અપનાવી આત્મસાત્ કરી લેવાનું કામ આ નવા હિંદુ ધર્મને કરવાનું હતું. એ કામ તેણે મુખ્યત્વે ઈસવી સનના સાતમા ને અગિયારમા સૈકાની વચ્ચે પાર પાડ્યું. એ કામ એટલું પાકે પાયે થયું કે આજે આખા ઉત્તર ભારતમાં આપણે જે હિંદુ વસ્તી જોઇએ છીએ તેમાં લોહી, સંસ્કાર ને ધર્મની એકરૂપતા સારી પેઠે છે; અને જે અસંસ્કૃત જાતિઓ હજુ સંસ્કૃતિના સીમાડા પર ભમે છે તેમાં ને આ હિંદુ વસ્તીમાં દેખીતો ફરક છે." બહારથી આવેલા પરદેશીઓનો સતત ને એકધારો પ્રવાહ હિંદુ ધર્મમાં પ્રવેશ પામતો રહ્યો છે. હિંદુ ધર્મ આ બહુરંગી પ્રજાઓને પોતાના કલેવરમાં સમાવી શક્યો છે, એટલું જ નહીં પણ તેમને ઉચ્ચતર જીવનનાં મૂળતત્ત્વો શીખવી એ દિશામાં

આગળ વધવાની પ્રેરણા પણ આપી શક્યો છે. એ સુધારાનું કામ ન થયું હોત તો દેશમાં આજે પાંચ કરોડ અસ્પૃશ્યો છે તેને બદલે પચીસ કરોડ હોત. હિંદુઓ રાજકીય સ્વાતન્ત્ર્ય ખોઈ બેઠા ત્યારથી સંસ્કારો ફેલાવવાના આ કામમાં વેગ અને જોમ નથી રહ્યાં. ત્યારથી હિંદુ સમાજ રૂઢિ ને પ્રણાલિકાનાં બંધનમાં જકડાઇ ગયો, અને તેણે હિંદની વસ્તીના મોટા ભાગને પોતાના પરિવારમાં ભળવા ન દેતાં અળગો રાખ્યો. એ વસ્તીરૂપી ક્ષેત્રમાં ઈતર ધર્મોએ ચરી ખાધું છે.

## ૧૨. પ્રણાલિકા

સર્વ હિંદુઓએ ધર્મના વિષયમાં વેદને સર્વોત્તમ પ્રમાણ માનવા એ આવશ્યક ગણાય છે. વેદમાં માનવજીવન અને વિશ્વના સિદ્ધાંતો વર્ણવેલા છે. વેદનો ઉત્તમ ભાગ તે ઉપનિષદો છે. જે આધ્યાત્મિક હિલચાલ કેવળ સ્વયંસ્ફૂર્તિથી પેદા થયેલી ને જેણે વેદમાં વર્ણવેલા ઉપાસનાના અણઘડ પ્રકારોને હઠાવી તેનું સ્થાન લીધેલું, તેમાંથી જ ઉપનિષદોનો જન્મ થયો હતો. ઉપનિષદોમાં જે સાચો પાયો નંખાયો તેના પર જ આગળ પર સતત ચણતર થઇને હિંદુ ધર્મરૂપી ઈમારત બની છે. હિંદુ તત્ત્વવિચારે અનેક ક્રાન્તિઓ ખેડી છે ને ઘણા મહાન વિજયો કર્યા છે, છતાં તેના કેન્દ્રવર્તી સિદ્ધાન્તો તો પાંચ હજાર વરસથી એના એ જ કાયમ રહ્યા છે. જ્યારે જ્યારે કર્મકાંડીઓ જીવતા ધર્મને કડક વાદ અને મતની દીવાલો પાછળ કેદ કરી શક્યા છે ત્યારે ત્યારે આત્માના સાચા સંદેશવાહક એવા સાધુસંતો ને બ્રહ્મજ્ઞાનીઓ પેદા થયા છે ને તેમણે લોકોને જીવતા ઈશ્વરની ઉપાસના કરવાનો બોધ આપ્યો છે. ઉપનિષદોની હિલચાલ જ્યારે તાત્ત્વિક વાદવિવાદમાં અટવાઈ ગઈ, જ્યારે ખંડન–મંડનના જ્વરને લીધે ધર્મની અનિરુદ્ધ ભાવના મંદ પડી ગઈ, ત્યારે સત્યની સાદાઈ અને નીતિનિયમની ભવ્યતાને વળગવાને બૌદ્ધ ધર્મે લોકોને હાકલ કરી. લગભગ એ જ અરસામાં, પણ

દેશના બીજા ભાગમાં, જ્યારે વેદવાદ અને શાસ્ત્રચર્ચાની સંસ્કૃતિએ અને શુષ્ક પાંડિત્યે ધર્મને અમાનુષી મતમતાંતરરૂપ અને વિવાદગ્રસ્ત બનાવી દીધો, અને આ અધૂરી વ્યર્થ ડાચાકૂટવાળું પાંડિત્ય ધરાવતા લોકોમાં હાસ્યજનક અભિમાન ઉત્પન્ન થયું, ત્યારે ભગવદ્‌ગીતાએ શુદ્ધ હૃદયવાળાં સર્વને માટે સ્વર્ગનાં દ્વાર ખુલ્લાં કર્યાં. હિંદુ ધર્મમાં શંકરે ચલાવેલી સુધારાની હિલચાલ હજુ મોળી પડી નથી. રામાનુજ અને મધ્વ, કબીર અને નાનક હિંદુ ધર્મ પર કાયમની છાપ મૂકી ગયા છે. હિંદુ ધર્મ એ નદી છે, સરોવર નથી; વિકસતું વૃક્ષ છે, પરિપક્વ ફળ નથી; વર્ધમાન પરંપરા છે, સ્થગિત મતસંચય નથી. જ્ઞાન ગમે ત્યાંથી આવતું હોય તોયે તેની સામે તેણે મનનાં દ્વાર હમેશાં ખુલ્લાં રાખ્યાં છે, કેમકે આત્માના ક્ષેત્રમાં પોતીકું ને પરાયું એવા ભેદને લવલેશ સ્થાન નથી.

# ૨

# હિંદુ ધર્મ

## ૧. ચાર પુરુષાર્થ

ભારતવર્ષમાં આર્યોના ઇતિહાસનો આરંભ થયો ત્યારથી આજ સુધીમાં, ભારતવર્ષને સદ્‌ભાગ્યે કહો કે દુર્ભાગ્યે, તેમાં અનેક જાતિઓ ને ધર્મો ભેગાં થયાં છે; ને એ સમાગમને અંગે તેને અનેકવાર કઠણ સમસ્યાઓનો ઉકેલ કરવો પડ્યો છે ને ઘણા આકરા પ્રસંગોમાંથી પસાર થવું પડ્યું છે. એક ખાસ અર્થમાં, ભારતવર્ષે જગતની નાનકડી આવૃત્તિનો ભાગ ભજવ્યો છે. તે એક પ્રયોગશાળા છે; અને તેમાં જાતિઓ ને ધર્મોના સમન્વયો કરવાના અનેક પ્રયોગો આરંભીને પાર ઉતારવામાં આવે છે. જગતને પણ એ જ પ્રકારની સમસ્યાઓ ઉકેલવાની આવે છે, એટલે આ પ્રયોગોનો લાભ જગતને પણ મળે છે એમ કહી શકાય. દરેક પ્રજાને તેનો પોતાનો વિશિષ્ટ સ્વભાવ હોય છે, અને તે પ્રજા પરમાત્મતત્ત્વનું કોઇ એક વિશિષ્ટ અંગ પ્રગટ કરી બતાવે છે — એ વાત જો સાચી હોય, તો વિશ્વની વ્યવસ્થામાં ભારતવર્ષને ભાગે જાતિઓ ને ધર્મોના સંઘર્ષો માટે ઉકેલ બતાવવાનું કામ આવ્યું હોય એમ લાગે છે.

હિંદુ ધર્મના લાંબા ઇતિહાસમાં અનેક ભિન્ન ભિન્ન પ્રવાહોનો સંગમ થયો છે. એ મહાનદીનો પ્રવાહ કયાંક થંભી ગયો છે, કયાંક વાંકોચૂકો વહ્યો છે, ને કયાંક રેતીનાં વેરાન રણ પણ ફેલાયાં છે. છતાં એ બધાંનો ઝોક એક જ તરફ જતો જોઈ શકાય છે. હિંદુ ધર્મના સંપ્રદાયો અનેક થયા છે, છતાં એ સર્વનું પ્રયાણ આત્મદર્શનની એક જ દિશામાં ચાલતું નજરે પડે છે. સનાતન હિંદુ ધર્મના કેન્દ્રવર્તી સિદ્ધાન્તો એ નિર્જીવ કોચલાં નથી, પણ બળ અને કાવ્યથી ભરેલી જીવતી ને પ્રબળ શક્તિઓ છે. એમ ન હોય તોપણ, જે

હિંદુ ધર્મને આજે વીસ કરોડ ઉપરાંત માણસો અનુસરે છે તેના સિદ્ધાન્તો સમજવાની પ્રવૃત્તિ સાવ નીરસ તો ન જ ગણાય.

'ધર્મ' એ શબ્દનો અર્થ અનેકવિધ અને અટપટો છે. જે આદર્શો ને પુરુષાર્થો, પ્રણાલિકાઓ ને રૂઢિઓ મનુષ્યનું વ્યક્તિ તરીકેનું તેમજ સમાજના સભ્ય તરીકેનું ચારિત્ર ઘડવામાં ફાળો આપે છે તે બધાં મળીને 'ધર્મ' બને છે. ધર્મ એટલે સદ્‌વર્તનનો નિયમ. એને અનુસરવાથી સંસારસુખ ( અભ્યુદય ) અને મુક્તિ (નિઃશ્રેયસ) બંને મળે.[1] ધર્મમાં સદાચાર અને ઇશ્વિરોપાસના બંનેનો સમાવેશ થાય છે.[2] હિંદુના જીવનનું નિયમન કરવા માટે ધર્મના નિયમો બહુ જ વીગતવાર ઠરાવી રાખેલા છે. તેનાં વ્રતો ને ઉત્સવો, તેના સામાજિક ને કૌટુંબિક સંબન્ધો, તેની અંગત ટેવો ને અભિરુચિઓ બધાં એ ધર્મની સ્મૃતિ અનુસાર ચાલે છે.

મોક્ષ અથવા આત્માની વિમુક્તિ એ માનવજીવનનું અન્તિમ ધ્યેય છે; એ એનો આખરી મુકામ છે. આત્મગિરિને શિખરે પહોંચવું ને અમૃતત્વ પ્રાપ્ત કરવું એ ઇશ્વિરે એને માટે નિર્મેલો આદર્શ છે. આપણે ઇશ્વિરનાં બાળકો — અમૃતપુત્રો (अमृतस्य पुत्राः) — છીએ. માનવહૃદયનું આ સનાતન સ્વપ્ન, પોતાનું સાચું સ્વરૂપ ઓળખવાની

---

૧. यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः स धर्मः । वैशेषिकसूत्र

શંકરાચાર્યે 'ધર્મ'ની વ્યાખ્યા આપતાં કહ્યું છેઃ—

जगतः स्थितिकारणं प्राणिनां साक्षात् अभ्युदयनिःश्रेयसहेतुर्यः स धर्मो ब्राह्मणाद्यैर्वर्णिभिराश्रमिभिश्च श्रेयोर्थिभिरनुष्ठीयमानः । गीता शांकरभाष्य.

( જેને લીધે જગત ટકી રહે છે, તથા જે પ્રાણીઓના અભ્યુદય ને નિશ્રેયસનો સાક્ષાત્ હેતુ છે, અને શ્રેયાર્થી બ્રાહ્મણ વગેરે વર્ણાશ્રમવાળાઓ જેનું આચરણ કરે છે, તેનું નામ ધર્મ છે. )

૨. અંગ્રેજીમાં જેને ethics (સદાચાર) અને religion (ઈશ્વરોપાસના કહે છે તે બન્નેનો સમાવેશ સંસ્કૃત 'ધર્મ' શબ્દમાં થાય છે.

આત્માની આતુરતા, એ હિંદુ ધર્મનો પાયો છે. એના ગર્ભમાં એવો વિચાર રહેલો છે કે મનુષ્યનો આત્મા એ જ સત્ છે; એ જ અમર છે; અધ્રુવ વસ્તુઓમાં એ એકલો જ ધ્રુવ છે; વિનાશ પામનારી વસ્તુઓની વચ્ચે એ એકલો જ અવિનાશી છે. આત્મા હસ્તી ધરાવે છે તેને લીધે જ હૃદયની કામનાઓ ને તર્કની દલીલો શકય બને છે. આત્માની હસ્તી તર્કથી સિદ્ધ કરી શકાતી નથી, પણ આત્મા ન હોય તો તર્ક પણ ન ચાલી શકે. વળી આત્માની હસ્તી કેવળ શ્રદ્ધાથી માનવાની વસ્તુ પણ નથી, કેમકે તર્કના પાયામાં પણ એ જ શ્રદ્ધા રહેલી છે. મનુષ્યના આત્માની હસ્તીને વિષે જો શંકા ઉઠાવી શકાય, તો જગતની કોઈ પણ વસ્તુને વિષે શંકા ઊઠયા વિના ન રહે. જો કોઈ પણ વસ્તુ 'છે' એમ કહી શકાય, તો આત્મા તો છે જ. એ પરમ સત્ય છે. તે અવિનાશી છે, ને તેનામાં કદી ફેરફાર થતા નથી. એ અદૃષ્ટ સત્ય છે, ને એના આધાર પર જ જગત અને તર્ક બધું પ્રતિષ્ઠિત છે. આત્મા એ એવું ગૂઢ તત્ત્વ છે જે મૂકપણે પોતાની હસ્તીની ઘોષણા કરે છે. આપણે હસ્તીમાં છીએ એ જ પરમ સત્ય છે. એની સરખામણીમાં આપણાં મન કેવા વિચાર કરે છે એ વસ્તુ ઝાઝી વિસાતમાં નથી. માણસને ભય લાગે છે તેનું કારણ તેની અપૂર્ણતા છે. એ અપૂર્ણતા તેને મોક્ષરૂપી મુકામે પહોંચતો અટકાવે છે. એ અપૂર્ણતારૂપી તિમિર તેના અંતરમાં રહેલા જ્યોતિ પર આવરણ ફેલાવી તેને ઢાંકી દે છે. આપણા જીવનમાં કોઈ ધ્રુવ ને નિશ્ચળ તત્ત્વ હોય તો તે આપણો આત્મા છે. આપણે જો એ આત્માનો આશ્રય લઈએ તો આપણને ખબર પડે કે આ સંસારમાં અથવા તો આ અપાર દેખાતી ભવાટવીમાં આપણે એકલા અટુલા નથી, એટલું જ નહીં પણ આપણે સંસારસમુદ્રને તરી જઈ મૃત્યુને હંફાવી શકીએ એટલી શક્તિ આપણામાં પડેલી છે. સેંટ જોને કહેલું કે "જે જગતમાં છે તેના કરતાં મોટો તો તારા અંતરમાં બેઠેલો છે."

મોક્ષ અથવા પૂર્ણત્વ અથવા બ્રહ્મનિર્વાણ એ મનુષ્યના સર્વ પુરુષાર્થનું અન્તિમ ધ્યેય છે ખરું; છતાં માણસોએ ઈશ્વરસ્વરૂપ વિષે અમુક જ વિચાર ધરાવવા કે અમુક જ પ્રકારે તેની ઉપાસના કરવી એવો આગ્રહ હિંદુ ધર્મ રાખતો નથી. પરમાત્માને સંબોધવા ને ભજવાની બાબતમાં તે માણસોને પૂરેપૂરી છૂટ આપે છે. હિંદુ તત્ત્વ-ચિન્તકો ફિલસૂફી ને સમાજશાસ્ત્રના સારા અભ્યાસી હતા; એટલે લોકો પાસે ઈશ્વર અને તેની ઉપાસનાના વિષયમાં અમુક વિચારોનો બળાત્કારે સ્વીકાર કરાવવાની જરૂર તેમને કદી જણાઈ નહોતી. ઈશ્વર વિષેના આપણા મત જ ખરા ને બીજા સહુના ખોટા એમ આપણે કહેવા લાગીએ ત્યારે ધાર્મિક વિષયોમાં ગેરસમજ ને કલહ પેદા થયા વિના ન રહે. વળી ધર્મમાં ગર્ભિત રીતે સ્વતંત્રતા સમાયેલી જ છે; અને માણસ જે વસ્તુ કે વિચાર ન સમજી શકે તે સ્વીકારવાની તેને ફરજ પાડવી એ એને માટે મોટામાં મોટી સજા છે. વળી મનુષ્યે ઈશ્વરની ઉપાસનાના જે અનેક પ્રકારો યોજ્યા છે તેનું વર્ગીકરણ કરવું પણ મુશ્કેલ છે. એક સંસ્કૃત શ્લોકમાં કહ્યું છે: "જેમ આકાશમાં પંખીઓ, ને જેમ જળમાં માછલાં, પગલાંની કશી નિશાની મૂકયા વિના વિચરે છે, તેમ જ્ઞાનવેત્તાઓ ઈશ્વર-પ્રાપ્તિને પંથે વિચરે છે." પરમાત્મા મનુષ્યના આત્મામાં પ્રગટ થાય છે એ એક ગૂઢ ને અકળ વસ્તુ છે. તેનું વર્ણન કરતાં ઇસુ ખ્રિસ્તે કહેલું: "પવન પોતાની મરજીમાં આવે તેમ વાય છે. તું તેનો અવાજ સાંભળે છે, પણ તે કયાંથી આવે છે ને કયાં જાય છે એ જાણી શકતો નથી. તેવું જ પ્રત્યેક ઈશ્વરપરાયણ મનુષ્યને વિષે સમજવું." ઈશ્વર કયારેક વીજળીના ચમકારારૂપે, ને કયારેક આત્મામાં ઊઠતા એકાદ કંપરૂપે, દેખા દે છે. જે હિંદુ પોતાના ધર્મનો મર્મ જાણે છે તેને મન સર્વ ધર્મો પવિત્ર છે. રવીન્દ્રનાથના શાન્તિ-નિકેતનમાં, જ્યાં એક અદૃષ્ટ ઈશ્વરની ઉપાસના કરવામાં આવે છે ત્યાં, ઇતર ધર્મોની નિંદા કરવાની કે તેમને ગાળ દેવાની મનાઈ છે.

ગાંધીજી ધાર્મિક વિચારો પરત્વે અતિશય સહિષ્ણુતા ધરાવે છે. બ્રાહ્મણ વિચારકો ઈતર ધર્મો પ્રત્યે કેવું વલણ ધરાવે છે એનો એક દાખલો આપતાં વિલસને લખ્યું છે: "જે બ્રાહ્મણોએ વૉરન હેસ્ટિંગ્સના હુકમથી સ્મૃતિગ્રન્થો પરથી હિંદુ કાયદાનું પુસ્તક બનાવી આપ્યું તેમણે તેની પ્રસ્તાવનામાં લખ્યું કે ઈશ્વરની ઉપાસનાના સર્વ પ્રકાર ગુણની દૃષ્ટિએ સરખા છે. તેમણે લખ્યું કે જુદા જુદા માણસો જુદા જુદા મત ધરાવે છે ને જુદા જુદા ધર્મ પાળે છે એ વસ્તુતઃ ઈશ્વરે રચેલી યોજનાનો જ એક ભાગ છે. કેમકે જેમ ચિત્રકાર જાતજાતના રંગોથી ચિત્રને સુશોભિત બનાવે છે, અથવા જેમ માળી પોતાના બગીચાને રંગબેરંગી ફૂલોથી શણગારે છે, તેવી રીતે પરમાત્માએ દરેક પ્રજાને તેનો પોતાનો નોખો ધર્મ ઠરાવી આપ્યો છે — એટલા માટે કે મનુષ્ય વિવિધ પ્રકારે એ સર્વેશ્વરની કીર્તિ ગાઈ શકે. એ સર્વ ધર્મોનું અન્તિમ ધ્યેય તો એક જ હોય છે, ને ભગવાનને તો એ બધા સરખા ગ્રાહ્ય લાગે છે."

પણ આનો અર્થ એવો નથી કે હિંદુ વિચારકોની પાસે ઈશ્વર વિષેની સાચી કલ્પનાઓ નથી ને તેથી તેઓ સર્વ માન્યતાઓને સરખી સાચી માને છે. પરમ સત્યનો સાક્ષાત્કાર તેમને થયેલો હોઈ તેને વિષે તેમના મનમાં ચોકસ કલ્પના હોય જ છે. પણ એ કલ્પના સહુએ સ્વીકારવી જોઈએ એવો આગ્રહ તેઓ રાખતા નથી. તેઓ માને છે કે ચિત્ત જો નિર્મળ અને સંસ્કારી બને તો તેને સત્યનું દર્શન આપોઆપ થવા પામે. દરેક પ્રજાના માનસિક ને સામાજિક વિકાસનું પ્રતિબિંબ તે પ્રજાના ધર્મમાં પડ્યા વિના રહેતું નથી. એટલે કોઈ પણ પ્રજાની અત્યારની માન્યતાઓને એકાએક મૂળમાંથી ઉખાડી નાખી તેને ઠેકાણે નવી માન્યતાઓ રોપવાનો પ્રયત્ન કરવાથી નુકસાન જ થાય. બુદ્ધિથી થતું ચિન્તન જેમ જેમ વધતું જાય ને ઊંચી કક્ષાએ પહોંચતું જાય તેમ તેમ જૂની અણઘડ કલ્પનાઓ હઠતી જવાની. એટલે સાચો સુધારક તો માણસોના માનસિક ને નૈતિક સ્વભાવ સુધારવાનો

પ્રયત્ન કરે છે. સત્યનું દર્શન ઇશ્વર વિષે શ્રદ્ધાપૂર્વક મનમાં સેવેલી અમુક કલ્પનાથી થાય છે એના કરતાં વધારે તો અત્યંત સદાચારી ને તપોમય જીવન ગાળવાથી થાય છે. એટલે હિંદુ તત્ત્વચિન્તકો ધર્મના તાત્ત્વિક સિદ્ધાન્તો કરતાં ધર્મના આચરણ તરફ વધારે લક્ષ આપે છે. હિંદુઓનો ધર્મ એ ઇશ્વર વિષેનો અમુક વાદ કે મત છે એના કરતાં વધારે અંશે એક જીવનપથ છે; વિચારધારા છે એના કરતાં વધારે અંશે આચારમાર્ગ છે. માણસ ઇશ્વર ને તેના સ્વરૂપ વિષે અમુક વિચાર ધરાવે છે કે નહીં એ પરથી તેની ધર્મનિષ્ઠાની કસોટી નથી થતી. એની પરીક્ષા તો તે ધર્મનો — એટલે કે આચારના નિયમોનો — સ્વીકાર કરે છે કે અસ્વીકાર તે પરથી થાય છે.[૩]

ધર્મ જે ઊંચામાં ઊંચી કોટિનું જીવન ગાળવાનો ઉપદેશ કરે છે તે તો ઇશ્વર વિષેની સાચી આસ્તિકતામાંથી આપોઆપ ફલિત થાય છે; ઇશ્વરની હસ્તી વિષે માણસમાં સાચી શ્રદ્ધા હોય તો એવું જીવન ગાળ્યા વિના એનો છૂટકો જ ન થાય. મનુષ્યના અંતરમાં વસતો પરમાત્મા એ જો પરમ સત્ય હોય, તો એ અંતર્યામીની આજ્ઞાને અનુસરીને કરેલું આચરણ તે આદર્શ આચરણ કહેવાય. માણસને પાળવાના સદ્દગુણો તે સત્યના જ ભિન્ન ભિન્ન પ્રકારો (सत्याकाराः) છે. 'સત્યં શિવં સુંદરમ્' (સત્ય, સદાચાર ને સૌંદર્ય) એ આદર્શ મનુષ્યના જીવનની સાથે વણાઈ ગયેલાં હોય છે. એવો મનુષ્ય ત્યાગ, નમ્રતા, બંધુપ્રેમ અને વિશુદ્ધિની મૂર્તિરૂપ હશે. આત્મબળ વડે ઇન્દ્રિયો પર જય મેળવવાથી દ્વેષનાં વાદળ અને વાસનાનાં

---

૩*. योऽवमन्येत ते मूले हेतुशास्त्राश्रयाद् द्विजः ।
स साधुभिर्बहिष्कार्यो नास्तिको वेदनिन्दकः ॥

मनुस्मृति २; ११.

(જે દ્વિજ તર્કશાસ્ત્રનો આશ્રય લઈને ધર્મનાં એ મૂળની—એટલે કે શ્રુતિ અને સ્મૃતિની અવગણના કરે તે નાસ્તિક છે, વેદનિન્દક છે, ને સજ્જનોએ તેનો બહિષ્કાર કરવો ઘટે છે.)

ધુમ્મસ ઓસરી જાય છે. એટલે એવો જિતેન્દ્રિય પુરુષ ભારે સંકટની ઘડીએ સંપૂર્ણપણે શાન્ત અને સ્વસ્થ રહેશે. ગમે તેવાં અંગત દુઃખ કે પ્રજાકીય આફત આવી પડે તોયે તે હેબતાઇને દિઙ્મૂઢ નહીં બને. તેની પાસે આત્માની શાન્તિ, અડગ હૃદય, અને દીર્ઘદર્શી આંખ હશે, એટલે તે યોગ્ય સમયે યોગ્ય રીતે જ વર્તશે. તે કોઈ એક યા બીજા દેશનો પ્રજાજન નહીં હોય, પણ સાચા અર્થમાં જગતનો નાગરિક હશે, વસુધાને કુટુંબ માનનારો હશે તેના જીવનમાં આનંદ અને પ્રેમના આદર્શવાળો સત્ત્વગુણ એ સત્તાની ઝંખના ને ગર્વવાળા રજોગુણ તથા મોહ અને જડતા ઉપજાવનાર તમોગુણ પર પ્રાધાન્ય ભોગવે છે. પૂર્ણ પુરુષ ધર્મનું આચરણ કરે છે તે કેવળ અંતરાત્માની પ્રેરણાથી. બીજા લોકો એ જ આચરણ બહારથી આજ્ઞા થાય ત્યારે કરે છે, અને રૂઢિ તથા લોકમત જ્યાં દોરે ત્યાં દોરાય છે.

આ આદર્શ આપણને કહે છે કે ક્રોધ અને લોભથી અલિપ્ત રહો, અને મન વચન કર્મથી શુદ્ધ રહી પ્રાણીમાત્ર પ્રત્યે પ્રેમ રાખો. પણ જે માણસો પાપ અને દુઃખનાં વમળમાં ને ઝંઝાવાતોમાં સપડાયેલા છે તેમને લાગે છે કે એ આદર્શની આરાધના કરવી એ તેમના ગજા બહારની વાત છે. સંસારમાં રહેનારા માણસોથી જે વાત બની શકે એવી નથી તે આ આદર્શ તેમની પાસે કરાવવા માગતો હોય એવો ભાસ એમને થાય છે. એને અનુસરવા જઈએ તો જીવવું દોહ્યલું થઈ પડે એમ તેઓ માને છે. મોક્ષને માટે સર્વસ્વનો ત્યાગ કર્યા વિના છૂટકો ન હોય તો ઘણા લોકો મોક્ષ મેળવવાની પરવા ન રાખે. અત્યારે જગતની વ્યવસ્થા એવી ઘડાયેલી છે કે જેઓ ઈશ્વરની આજ્ઞાને અનુસરીને ચાલે, જેઓ અંતરાત્માએ બતાવેલે રસ્તે ચાલે તેમને માટે સફળ થવાની કે જીવતા રહેવાની ઝાઝી આશા નથી. ઈસુના ગિરિપ્રવચનને અશક્ય આદર્શવાદ કહીને કેવો ઊંચો મૂકવામાં આવે છે તે આપણે જાણીએ છીએ. એક તમાચો મારનારને સામા

એ તમાચા મારવાને હાથ સળવળતા હોય ત્યાં તેની સામે તમાચો ખાવા માટે બીજો ગાલ ધરવાનું આપણને ન સૂઝે. કષ્ટસહનમાં આનંદ માનવો એ વસ્તુ પણ માણસની દૈવી સંપદનો એક અંશ છે. શરીરમાં એ કષ્ટ સહેવાની શક્તિ નથી હોતી. ઈસુએ પણ કષ્ટ સહેતાં સહેતાં એકબેવાર માથું હલાવેલું, એમ માનીને ખ્રિસ્તી લોકો મન વાળે છે. ઇસુએ પણ કહેલું: " હે પિતા, આ જામ મારી સામેથી બની શકે તો ખસેડી લે." " હે ભગવાન, હે પ્રભુ, તેં મને તજી કેમ દીધો છે?" જે લોકો વહેવારકુશળ હોવાનો ફાંકો રાખે છે તેઓ આદર્શને નીચો ઉતારી તેને સામાન્ય મનુષ્યસ્વભાવની હારમાં લાવી મૂકે છે. એ સ્વભાવ તો સત્તા ને લોભ, વિષયવિકાર ને શેતાનની લાલચોને વશ હોય છે. સંસારમાં રચ્યોપચ્યો રહેનારો આજનો સુધારક કહે છે: " જૂના વખતના લોકોએ કહેલું સાંભળ્યું છે કે 'તારે હત્યા ન કરવી.' પણ હું તમને કહું છું કે આહારને માટે પશુઓ, શિકારને માટે પંખીઓ, ને લડાઈમાં માણસો એટલાં બાદ કરતાં બીજાં કોઈની હત્યા તું ન કરીશ. અગાઉના લોકોએ કહ્યું છે કે 'તું લોભ ન કરીશ.' પણ હું તમને કહું છું કે વેપાર અને સામ્રાજ્યશાસનમાં મોટા પ્રમાણમાં લોભ ભલે કરજે, પણ તે સિવાય કશાનો લોભ કરીશ નહીં. વળી જૂના જમાનાના લોકોને તમે કહેતાં સાંભળ્યા છે કે 'તું કોઇનો દ્વેષ ન કરીશ.' પણ હું તમને કહું છું કે તું ફક્ત પછાત કોમોનો, શત્રુ પ્રજાઓનો, અને જગતનાં દીનદુઃખીનો જ દ્વેષ કરજે; બીજા કોઇનો દ્વેષ કરીશ નહીં." ધર્મ તો આપણને કહે છે કે સુખનો આધાર સત્તા કે સંપત્તિ પર નથી, પણ પ્રેમ અને શાન્તિ પર છે. માણસ અનેક મનગમતી ને મોહક વસ્તુઓનો ભોગ આપે તો જ તેનાથી ધર્મને રસ્તે ચાલી શકાય. આવા આપભોગની વાત સાંભળીને આપણા આગળ વધેલા સુધારકો ભડકી જાય છે. એટલે તેઓ ઈશ્વરી નિયમમાં એટલા બધા અપવાદ કરે છે ને એટલી છૂટછાટ મૂકે છે કે એનાથી એ

નિયમનું દૈવત સાવ માર્યું જાય છે. વળી, અત્યારના જમાનામાં આપણે હિંસા, ધનદોલતની રેલછેલ, અને શસ્ત્રાસ્ત્રોના સરંજામને મનુષ્યના જીવનનો પરમ પુરુષાર્થ માનીએ છીએ, ને તે પ્રમાણે વર્તીએ છીએ, તે વાજબી છે, એમ પણ એ લોકો કહે છે. એક માણસે ઘણાં વરસ સુધી ખાતાં ખૂટે નહીં એટલા ધાન્યના ભંડાર ભરી રાખવાને મોટા કોઠારો બાંધવાની યોજના કરી હતી; પણ રાતોરાત મોતે આવીને એનો એ લહાવો છીનવી લીધો. આ વાત આપણા આજના સુધારકો ભૂલી જાય છે.

મનુષ્યનો અત્યારનો રાગદ્વેષાદિથી ભરેલો સ્વભાવ ખૂરો છે. અને મનુષ્યને આખરે જે આદર્શ સ્થિતિએ પહોંચવાનું છે તે અપ્રાપ્ય જેવી લાગે છે. આ વાસ્તવિકતા ને પેલો આદર્શ બેની વચ્ચે મહાસાગર જેવડું અંતર પડેલું છે, એ વાત હિંદુ વિચારકોની જાણમાં છે. પણ એટલા માટે તેઓ આદર્શને મારીમચડીને વિકૃત બનાવવાની લાલચમાં ફસાતા નથી. એમ કરવા જઇએ તો આપણા અંતર્યામી આત્માનો દ્રોહ કર્યો ગણાય; ને તેની ક્ષમા આપણને કદી મળે નહીં. તેથી એ વિચારકો જીવનની વેરાન લાગતી ભૂમિમાંથી જ અણમોલ એવા આદર્શરૂપી ફૂલવાડી ખીલવવા મથે છે. મનુષ્યનો સ્વભાવ ને તેના વિચારની ધરેડો બહુ ધીરે ધીરે બદલાય છે. મોક્ષ અથવા પૂર્ણત્વપ્રાપ્તિની સાધના કરતાં આપણે ધીરજ રાખવી જોઇએ. કર્મનો નિયમ આપણને કહે છે કે મનુષ્ય લાખો જન્મ પછી પૂર્ણત્વ પ્રાપ્ત કરી શકે છે. જ્ઞાનને સર્વોચ્ચ કોટિએ — પરાકાષ્ઠાએ — પહોંચાડવું હોય તો તેને માટે આપણે પુષ્કળ યોજના, પરિશ્રમ ને તપ કરવાં જોઇએ ને અતિશય મનોવ્યથા ભોગવવી જોઇએ. હૃદય અગણિત વેળા દુઃખથી કચડાઇ જાય ત્યારપછી જ આનંદથી નાચી શકે. માણસ ઘણાં તપ ત્યાગ કરે ને ઘણો આપભોગ આપે ત્યારે જ તેનું ચારિત્ર શુદ્ધ ને નિષ્કલંક બને. ઘણાખરા માણસો આત્મોન્નતિની નિસરણી પર એક એક પગથિયું કરીને જ

ચડે છે. ભોંયતળિયેથી માળ પર એક કૂદકો મારીને ચડવાનું ગજું બહુ ઓછા માણસોનું હોય છે. વર્ણાશ્રમવ્યવસ્થા એ મનુષ્યસ્વભાવને ધીરે ધીરે સુધારવાને હિંદુઓએ ઘડેલી યોજના છે. ઈશ્વરનાં સરજેલાં મનુષ્યમાત્રને જ્ઞાની ઋષિ બનાવવા એ આશય આ યોજનાની પાછળ રહેલો છે. તેના સિદ્ધાન્તો એ કોઈ સામાજિક સંઘના સિદ્ધાન્તો નથી પણ આત્માના રાજ્યના સિદ્ધાન્તો છે. એ સિદ્ધાન્તો કોઈ એક જ દેશ અને કાળને માટે નથી, પણ સવ દેશ અને સર્વ કાળને લાગુ પડે એવા છે. અંતરાત્માની આજ્ઞા તે નીતિ, અને સરકારનું ફરમાન તે કાયદો, એ વ્યાખ્યા જો ખરી હોય, તો ધર્મ એ નથી નીતિ કે નથી કાયદો. ધર્મ એ પરાપૂર્વથી ચાલી આવતી એક પ્રણાલિકા છે; મનુષ્યોની અગણિત પેઢીઓએ તેને શ્રદ્ધાપૂર્વક ટકાવી રાખેલી છે; અને તેના વડે આપણાં અંતરમાં સત્યનિષ્ઠા પાકે પાયે જામે છે. તેનો આધાર નથી વ્યક્તિના અંતરનાદ પર ને નથી સરકારના કાયદા પર; ધર્મ એ બંનેથી પર અને સ્વતન્ત્ર છે. તેથી જ રાજવંશોના ઝઘડા ને પરદેશીઓની ચડાઈઓ ભારતવર્ષના પ્રજાજીવનને સ્પર્શી શકયાં નથી, ને એ જીવનનો પ્રવાહ પાંચેક હજાર વરસ થયાં અખંડ ને અવ્યાહત વહ્યાં કર્યો છે. બરુના રોપ પરથી જેમ પવન વહી જાય તેમ વિજયનાં એક પછી એક એમ અનેક વાવાઝોડાં ભારતવર્ષ પરથી પસાર થઈ ગયાં છે, ને છતાં તેનાં કરોડો માણસોનાં જીવનનો પ્રવાહ જરા પણ બદલાયો નથી.

મોક્ષ અથવા વિમુક્તિ એ સર્વોચ્ચ આદર્શ છે; એ જીવનનો પરમ પુરુષાર્થ છે;[૪] એ પરા ગતિ છે; ને માનવજાતિએ ચાલીને એ દિશામાં આગળ વધવું રહ્યું છે. મનુષ્યનું આખું જીવન એ આદર્શને

---

૪. इह खलु धर्मार्थकाममोक्षाख्येषु चतुर्विधपुरुषार्थेषु मोक्ष एव परमपुरुषार्थः । वेदान्तपरिभाषा १.

(આ જગતમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ નામના ચાર પ્રકારના પુરુષાર્થમાં મોક્ષ એ જ પરમ પુરુષાર્થ છે.)

લક્ષમાં રાખીને ઘડાય છે. મનુષ્યમાત્ર સરખાં છે કેમકે તેઓ સહુ ઈશ્વરનાં સંતાન છે. તેમને સહુને ઈશ્વરે નિર્મેલા એક જ આદર્શ લગી પહોંચવાનું છે એ કારણે પણ તેઓ સમાન છે. પણ એ આદર્શ પ્રત્યેની યાત્રામાં માણસોની પાસે ભાતું એકસરખું હોતું નથી; કોઈની પાસે ઓછું હોય છે, તો કોઈની પાસે વત્તું. કોઈને માથે પાપ ને કુબુદ્ધિનો ભાર ઓછો હોય, કોઇને માથે વધારે. કોઇને પોતાના જીવનને પ્રકાશ અને પ્રેમ વડે ઉજાળવા માટે ઓછો પ્રયત્ન કરવાનો હોય, કોઇને વધારે. આશ્રમો એટલે જીવનની અવસ્થાઓ, અને વર્ણો એટલે સમાજના વર્ગોની યોજના, એ બે દ્વારા વ્યક્તિના આત્માને કેળવી તેનો વિકાસ સાધવાની યોજના કરવામાં આવી છે. મનુષ્યના સ્વભાવ-માં જે જુદાં જુદાં પાસાં છે એનો ખ્યાલ એ યોજના ઘડવામાં રખાયેલો છે. કામ અથવા કામના એ મનુષ્યના જીવનનું મૂળ છે. મનુષ્ય કામનાઓનો પુંજ છે. મનુ કહે છેઃ "આત્મા કામનાઓનો દાસ બની જાય એ સારું નથી. છતાં જગતમાં ક્યાંયે કામનાનો અભાવ ('અકામતા') શોધ્યો જડે એમ નથી."[5] આપણી પ્રવૃત્તિ-ઓની પાછળ પ્રેરક બળ આપણી કામનાઓનું હોય છે. એટલે એ કામનાઓને નિયમનમાં રાખવી ને તેને સન્માર્ગે ચલાવવી એ પણ ધર્મનો એક ભાગ થઈ પડે છે.[6] એટલે કામ અથવા ભોગને

---

૫. कामात्मता न प्रशस्ता न चैवेहास्त्यकामता ।

मनुस्मृति २; २३.

૬. शुभाशुभाभ्यां मार्गाभ्यां वहन्ती वासनासरित् ।
पौरुषेण प्रयत्नेन योजनीया शुभे पथि ॥

मुक्तिकोपनिषत् २; ५–६.

(વાસનારૂપી નદી શુભ અને અશુભ એમ બે માર્ગે વહે છે. તેને માણસે પુરુષાર્થ અને પ્રયત્ન વડે શુભ માર્ગે ચડાવવી ઘટે છે.)

तस्माद् गुणेषु रज्येथा मा दोषेषु कदाचन ।
अनित्यमिह मर्त्यानां जीवितं हि चलाचलम् ॥

પણ વિહિત પ્રવૃત્તિ ગણી તે કરવાની છૂટ આપી છે, ને તેની જીવનના ચાર પુરુષાર્થમાં ગણના કરી છે. કામ એટલે કેવળ વિષય-વાસનાઓની તૃપ્તિ નહીં, પણ આત્માના સ્વૈરવિહારનું એક પ્રગટ રૂપ. આપણે જ્યાં લગી ઇન્દ્રિયોના જુલમમાંથી ભાગી ન છૂટીએ ત્યાં લગી એ વિમુક્તિ મળવી શક્ય નથી. મનુષ્યનું જીવન એ એક પછી એક અનેક ભોગવિલાસની નરી પરંપરા નથી. એ જીવન દ્વારા તો સનાતન ને શાશ્વત એવો આત્મા અનેક અશાશ્વત દેહોમાં અવતરીને પોતાનો વિકાસ સાધવા મથી રહ્યો હોય છે. એટલા માટે વર્ણાશ્રમવ્યવસ્થામાં મનુષ્યોની વાસનાઓને કૌટુંબિક જીવન અને સમાજસેવાને રસ્તે વાળેલી છે. મનુષ્યના ભાવનાત્મક અથવા કલાત્મક જીવનનો વિકાસ એ પણ જીવનનો એક પુરુષાર્થ છે. પણ કલા કંઈ તપ ત્યાગ સંન્યાસના વાતાવરણમાં ખીલી શકે નહીં. એને માટે આપણી પાસે અર્થ અથવા ધન હોવું જોઈએ. સમાજની આર્થિક જરૂરિયાતો સંતોષાય તો જ મનુષ્યોમાં રહેલી સર્જનશક્તિ છૂટી થાય ને ઉચ્ચતર સંસ્કારી જીવન ખીલવવામાં વપરાય. વ્યક્તિઓ કમાણી કરે તે સમાજના હિતને આંચ ન આવે એવી રીતે જ કરી શકે,

---

सुखे वा यदि वा दुःखे वर्तमानो विचक्षणः ।
यश्चिनोति शुभान्येव स भद्राणीह पश्यति ।।
धर्मादपेतं यत्कर्म यद्यपि स्यान्महाफलम् ।
न तत्सेवेत मेधावी न तद्धितमिहोच्यते ।।

महाभारत–शान्तिपर्व २९९; ६–८.

(તેથી માણસે ગુણોમાં રચ્યાપચ્યા રહેવું, દોષમાં કદી નહીં. જગતમાં માણસોનું જીવન અનિત્ય છે, ચંચળ છે. જે વિચક્ષણ માણસ સુખમાં હોય કે દુઃખમાં છતાં સન્માર્ગે જવાનું જ પસંદ કરે છે તેનું જગતમાં કલ્યાણ થાય છે. ધર્મથી ઊલટું કામ ભલે ભારે ફળ આપનારું હોય છતાં બુદ્ધિશાળી માણસે તે ન કરવું, કેમકે તેથી હિત થતું નથી.)

એ પ્રકારના નિયમો ઠરાવેલા છે.[૭] દરેક વ્યક્તિને સ્વતંત્રતા છે ખરી, પણ તેનો ઉપયોગ તે સમાજહિતની મર્યાદામાં રહીને જ કરી શકે છે. આત્મસંયમ એ ધન અને ભોગ પ્રાપ્ત કરવાનો એકમાત્ર રસ્તો છે. આમ કામ અને અર્થ બંનેની ઉપર ધર્મનો અંકુશ છે.[૮] જેમનામાં ધર્મનો અંશ પ્રધાન હોય તેઓ સાત્ત્વિક સ્વભાવના હોય છે; જ્યારે ધન ભેગું કરવા પાછળ પડનારામાં રજોગુણ પ્રધાન હોય છે, અને

---

૭. सर्वेषामेव शौचानामर्थशौचं परं स्मृतम् ।
योऽर्थे शुचिः स शुचिर्न मृद्वारिशुचिः शुचिः ॥

मनुस्मृति ५; १०६.

(સર્વ પ્રકારનાં શૌચોમાં અર્થશૌચ — એટલે કે ધર્મની મર્યાદામાં રહીને કમાણી કરવી તે — સર્વથી શ્રેષ્ઠ છે. જે માણસ અર્થ એટલે કે ધનની બાબતમાં ચોખ્ખો છે તે જ ખરો ચોખ્ખો છે; માટી ને પાણીથી ચોખ્ખો થનારો ખરો ચોખ્ખો નથી.)

येऽर्था धर्मेण ते सत्या येऽधर्मेण धिगस्तु तान् ।
धर्मं वै शाश्वतं लोके न जह्याद्धनकांक्षया ॥

महाभारत—शान्तिपर्व २९८; १९.

(જે ધન ધર્મથી મળે તે જ ખરું. જે અધર્મથી મળે તેને ધિક્કાર છે. જગતમાં ધનની લાલસાથી શાશ્વત ધર્મનો ત્યાગ ન કરવો.)

૮. धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ । गीता ७; ११.
(હે ભરતર્ષભ! પ્રાણીઓમાં ધર્મનો અવિરોધી કામ હું છું.)

धर्मे चार्थे च कामे च धर्म एवोत्तरो भवेत् ।
अस्मिँल्लोके परे चैव धर्मात्मा सुखमेधते ॥

महाभारत–शान्तिपर्व ९१; ५२.

(ધર્મ, અર્થ અને કામમાં ધર્મ જ શ્રેષ્ઠ છે. ધર્માત્મા પુરુષ આ લોકમાં તેમજ પરલોકમાં સુખ ભોગવે છે.)

परित्यजेदर्थकामौ यौ स्यातां धर्मवर्जितौ । मनुस्मृति ४; १७६.
(જે અર્થ અને કામ ધર્મ વિનાના હોય તેનો ત્યાગ કરવો.)

નર્યો ભોગ ભોગવવા ઇચ્છનારામાં તમોગુણ પ્રબળ હોય છે.[૯] જે માણસ ધર્મના નિયમો પાળે છે તે આપોઆપ મોક્ષ પ્રાપ્ત કરે છે; અને તેથી કહ્યું છે કે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ જીવનના ચાર પુરુષાર્થો છે.

જીવ અને જગતની ઉત્પત્તિ વિષે ભલે ગમે તે મત સાચો હોય, સહુ એટલું તો કબૂલ કરે છે કે ધર્મ અથવા સદાચાર એ પરમ પુરુષાર્થ છે. હિંદુ ફિલસૂફીમાં એમ કહ્યું છે કે જગતમાં મનુષ્યનો જન્મ ઇશ્વરની ધારણા પાર પાડવાને સારુ થયેલો છે. આપણા પૂર્વ-જન્મોની કોઈ વાસનાઓ અતૃપ્ત રહી ગઈ હોય છે તેને લીધે આપણે આ જગતમાં જન્મ લેવો પડે છે. આપણે નિર્બળ મટી બળવાન બનવું હોય, અજ્ઞાન મટી જ્ઞાનવાન બનવું હોય, તો તેને માટે તપસ્યા કરવી જોઇએ, કષ્ટ વેઠવું જોઇએ. આ ભવમાં કરેલાં પાપનું પ્રક્ષા-લન તપ અને સંયમ વડે જ કરી શકાય. 'આશ્રમ' શબ્દના મૂળમાં જે 'શ્રમ્' ધાતુ રહેલો છે તેનો અર્થ છે 'કષ્ટ સહેવું' યા 'તપ કરવું'.[૧૦] તપ વિના પ્રગતિ નથી; મર્યા વિના મુક્તિ નથી. આપણું જીવન આદિથી અન્ત લગી એક પ્રકારનું મૃત્યુ છે. એવું મૃત્યુ એટલે આજના કરતાં વિશાળ જીવન. આપણે જેટલા વધારે આપણી ને જગતની દૃષ્ટિએ મરી જઈએ તેટલા વધારે ઇશ્વરની દૃષ્ટિએ જીવીએ. જીવન અને મરણ એકબીજામાં ઓતપ્રોત થઈ ગયેલાં છે. અને સંપૂર્ણ જીવન અથવા જીવનની પરાકાષ્ઠા એ મૃત્યુની પણ પરાકાષ્ઠા છે. દરેક હિંદુના જીવનમાં ચાર અવસ્થાઓ ઠરાવેલી છે, તેને

---

९*. तमसो लक्षणं कामो रजसस्त्वर्थ उच्यते ।
सत्त्वस्य लक्षणं धर्मः श्रैष्ठ्यमेषां यथोत्तरम् ॥ मनुस्मृति १२; ३८.

१०. कियच्चिरं श्राम्यसि गौरि । कुमारसंभव ५; ५०.
(હે ગૌરી! તું કેટલા વખતથી તપ કરે છે?)

'આશ્રમ' કહે છે.[11] પહેલો આશ્રમ તે બ્રહ્મચારી કે વિદ્યાર્થીનો, ને બીજો ગૃહસ્થ કે સંસારીનો. તે પછીના બે આશ્રમોમાં માણુસ સંસારથી નિવૃત્ત થઈ ઈશ્વરનો ને મનુષ્યમાત્રનો સેવક બને છે.

બાળકને ઉપનયન અર્થાત્ જનોઈ દેવાય એટલે કે આધ્યાત્મિક જીવનમાં તેનો પ્રવેશ થાય ત્યારથી બ્રહ્મચર્યાશ્રમનો આરંભ થાય છે. મનુષ્યનાં શરીર ને મનને કસીને ઘડવાં એ આ આશ્રમનો હેતુ છે.[12] વિદ્યાર્થીઓ રાજાના દીકરા હોય કે રંકના, સહુને ગુરુને ત્યાં અભ્યાસ દરમ્યાન ગરીબાઈમાં રહેવું પડે છે, એટલે વર્ગ વર્ગ વચ્ચે સમભાવ જામે છે. દરેક વિદ્યાર્થીને ભિક્ષા માગીને ખાવું પડે છે. ગરીબાઈની એ તાલીમની વિદ્યાર્થીના મન પર એવી પાકી છાપ પડે છે કે પવિત્ર ને સદાચારી જીવન માટે માણુસ પાસે પૈસા હોવા જ જોઈએ એવું નથી. બ્રહ્મચારીઓને સ્વચ્છંદ કે સ્વેચ્છાચારની છૂટ નથી હોતી. તેમજ તેમને અજ્ઞાન ને આંધળા ઝનૂનને રસ્તે પણુ ચડાવી દેવામાં નથી આવતા. તેમને મરજી પડે તેવાં મન્દિરો કે મૂર્તિઓ પોતાની કલ્પનામાં ઘડવાની, કે વહેમો ને સાંકડા ધર્મમતોના પંજામાં ફસાવાની, છૂટ નથી અપાતી. સત્યની ઉપાસના, સત્યનું અનુશીલન,

---

११*. ब्रह्मचारी गृहस्थश्च वानप्रस्थो यतिस्तथा ।
एते गृहस्थप्रभवाश्चत्वारः पृथगाश्रमाः ।।

मनुस्मृति ६; ८७.

(બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને યતિ એ ચાર જુદા જુદા આશ્રમો છે, તે ગૃહસ્થાશ્રમમાંથી જન્મેલા છે.)

१२*. उपनीय गुरुः शिष्यं शिक्षयेच्छौचमादितः ।
आचारमग्निकार्यं च संध्योपासनमेव च ।।

मनुस्मृति २; ६९.

(ગુરુએ શિષ્યને ઉપનયન આપ્યા પછી તેને છેક શરૂઆતથી સ્વચ્છતા, રીતભાત, અગ્નિહોત્ર ને સંધ્યોપાસના શીખવવાં.

ને પરાપૂર્વથી ચાલી આવતી પ્રણાલિકા પ્રત્યે આદર, એ ગુણો વિદ્યાર્થીઓમાં કેળવાય એવો આગ્રહ રાખવામાં આવે છે. છોકરાઓની જેવી જરૂરિયાત ને જેવી તેમની શક્તિ તે પ્રકારનું શિક્ષણ તેમને અપાય છે. એ કામ આજે છે એવું અટપટું જૂના વખતમાં નહોતું, કેમકે છોકરાઓ ભવિષ્યમાં કયા ધંધા કરવાના છે એ ઘણુંખરું ચોક્કસ જાણી શકાતું. ધાર્મિક તેમજ ઇતર વિષયોના અભ્યાસક્રમમાં છોકરા છોકરીઓ વચ્ચે કશો ભેદ રાખવામાં ન આવતો. માત્ર સહશિક્ષણને ઉત્તેજન ન અપાતું.[13]

આ વિદ્યાભ્યાસની અથવા ઉમેદવારીની અવસ્થા પૂરી થાય એટલે વિદ્યાર્થી કુટુંબની જવાબદારી માથે લે છે. મનુ કહે છે: "પુરુષ એટલે પુરુષ પોતે એકલો નહીં; પણ તે પોતે, સ્ત્રી, અને બાળકો સહુ મળીને પુરુષ બને છે."[14] તે કુટુંબને માટે કમાણી કરવા માંડે છે, ને એ રીતે સમાજનો આધારસ્તંભ બને છે. કૌટુંબિક જીવન

---

૧૩. પ્રાચીન કાળમાં છોકરીઓને છોકરાઓના જેવું શિક્ષણ અપાતું એનાં અનેક દૃષ્ટાન્તો છે. હારીત સ્મૃતિમાં સ્ત્રીના બે પ્રકાર ગણાવ્યા છે:

द्विविधाः स्त्रियो ब्रह्मवादिन्यः सद्योवध्वश्च। तत्र ब्रह्मवादिनीनामुपनयनमग्नीन्धनं वेदाध्ययनं स्वगृहे च भिक्षाचर्येति। सद्योवधूनां तु उपस्थिते विवाहे कथंचिदुपनयनमात्रं कृत्वा विवाहः कार्यः।

(બે પ્રકારની સ્ત્રીઓ: બ્રહ્મવાદિની અને સદ્યોવધૂ: તેમાં બ્રહ્મવાદિનીઓને ઉપનયન, અગ્નીન્ધન, વેદાધ્યયન, અને પોતાના ઘરમાં ભિક્ષાચર્યા. સદ્યોવધૂનો વિવાહ આવી પડતાં, જેમતેમ ઉપનયન માત્ર કરી વિવાહ કરવો.)

૧૪. एतावानेव पुरुषो यज्जायात्मा प्रजेति ह।
विप्राः प्राहुस्तथा चैतद्यो भर्ता सा स्मृतांगना॥

मनुस्मृति ९; ४५.

(પુરુષ પોતે, પત્ની, અને બાળકો એ બધાં મળીને 'પુરુષ' થાય છે. વળી વિપ્રો કહે છે કે પતિમાં પત્નીનો પણ સમાવેશ થાય છે.)

अर्धो ह वा एष आत्मनः। तस्माज्जायां न विन्दते नैतावत्प्रजायते

અને સમાજ પ્રત્યેનાં કર્તવ્યો માણસને મોક્ષપ્રાપ્તિમાં મદદગાર છે; એટલે એ બંનેમાં સંયમ હોવો આવશ્યક છે. દરેક માણસ પોતાને ભાગે આવેલું કામ જગતના હિતને લક્ષમાં રાખીને, ને 'મારા આ કામ વડે હું સમાજની સેવા કરું છું' એવી ભાવના મનમાં રાખીને, કરે એવી અપેક્ષા તેની પાસેથી રખાય છે. પોતાનાં સુખચેનમાં રખેને ખલેલ પડે એવો વિચાર કરીને સમાજસેવાનું કામ તેનાથી પડતું ન મુકાય.[૧૫] આપણે મનુષ્યમાત્ર એકબીજાની સેવા કરવાને પ્રતિજ્ઞાથી બંધાયેલાં છીએ. ને આપણે એકબીજાની સેવાને કાજે જ જીવવું જોઈએ — વ્યક્તિએ કુટુંબની, કુટુંબે કોમની, કોમે રાષ્ટ્રની, ને રાષ્ટ્રે જગતની સેવા માટે. વર્ણવ્યવસ્થાની મર્યાદાઓ આ ગૃહસ્થાશ્રમને લાગુ પડે છે. એ વ્યવસ્થાના ગર્ભમાં એ જ વિચાર રહેલો છે કે આખી માનવજાતિ એક વિશાળ કુટુંબ છે, ને મનુષ્ય-માત્ર એકબીજાને આધારે જ જીવી શકે છે. એ વ્યવસ્થાની રચના સમાજની જરૂરિયાત ને વ્યક્તિનું હિત બંને લક્ષમાં રાખીને કરેલી

---

असर्वो हि तावद् भवति । अथ यदैव जायां विन्दतेऽथ प्रजायते तर्हि सर्वो भवति । तथा चैतद्वेदविदो विप्रा वदन्ति यो भर्ता सैव भार्या स्मृता ।

वाजसनेय ब्राह्मण

(પુરુષ એકલો છે તે તો માત્ર પોતાનું અડધિયું છે. એટલે જ્યાં સુધી તે પત્ની મેળવતો નથી ને પ્રજા ઉત્પન્ન કરતો નથી ત્યાં સુધી તે અધૂરો રહે છે. પણ જ્યારે પત્ની મેળવે છે ને પ્રજા ઉત્પન્ન કરે છે ત્યારે તે આખો બને છે. એટલે જ વેદવેત્તા બ્રાહ્મણો કહે છે કે જે ભર્તા છે તે જ ભાર્યા છે.)

१५*. एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।
अघायुरिन्द्रियारामो मोघं पार्थ स जीवति ॥ गीता ३; १६.

(આમ પ્રવર્તેલા ચક્રને જે નથી અનુસરતો તે મનુષ્ય પોતાનું જીવન પાપી બનાવે છે, ઇન્દ્રિયસુખમાં મચ્યો રહે છે, અને હે પાર્થ ! તે વ્યર્થ જીવે છે.)

છે. તે વ્યક્તિને પોતાથી પર એવી કોઇ શક્તિની ઉપાસનામાં પ્રેરે છે; તેની પાસે સ્વાર્થ છોડાવી તેને પરાઇ પીડ જાણતાં ને પરદુઃખે ઉપકાર કરતાં શીખવે છે; ને તે રીતે તેના વ્યક્તિત્વને વિશાળ બનાવવામાં મદદ કરે છે. તેને સમાજના કોઈ એક જ કામમાં પરોવી દઈને આ વ્યવસ્થા તેનામાં સૂતી પડેલી શક્તિઓને જાગૃત કરવા મથે છે. વ્યક્તિ અને સમાજ બેના સ્વાર્થની વચ્ચે જે વિરોધનો ભાસ થાય છે તે વિરોધ શમાવી વ્યક્તિ અને સમાજનાં હિતનો મેળ સાધવાના પ્રયત્નનું એ એક ઉદાહરણ છે. વર્ણવ્યવસ્થાના મૂળમાં સિદ્ધાન્ત એ રહેલો છે કે માણસ પોતાને આખા સમૂહથી અળગો માની પોતાનો સ્વાર્થ સાધે, અથવા તો એક સમૂહ પોતાને આખા જગતથી અળગો માની પોતાનો સ્વાર્થ સાધે, એ ઉચિત નથી; પણ એ બંનેથી ઊંચું એક પ્રકારનું કલ્યાણ છે તે સધાવું જોઇએ; અને માણસે પોતાના વ્યક્તિત્વને પ્રતિદિન નવેસર ઘડવું જોઇએ, ને પોતાની કાયા ઘસી સમાજની અવિરત સેવા કરવી જોઇએ. માણસોના સ્વભાવમાં જે વિવિધતા છે તેને તે લક્ષમાં રાખે છે; અને દરેક માણસ પોતાના આત્માનો વિકાસ કઈ રીતે સાધી શકે, ને પોતાનું હીર પૂરેપૂરું કઈ રીતે દેખાડી શકે તે બતાવે છે. જુદા જુદા માણસો વચ્ચે સ્વભાવતઃ ભેદ અને વિષમતા હોય છે એમ તે કબૂલ રાખે છે ખરી, પણ તેનો પ્રયત્ન તો સમાનતાના આદર્શ સુધી પહોંચવાનો જ હોય છે. કુદરતનાં બળોની અવગણના ન કરતાં તેની સાથે સહકાર કરવાનો પ્રયત્ન એમાં છે. જેઓ આધુનિક જ્ઞાનનાં ચશ્માં ચડાવીને વર્ણવ્યવસ્થાની ટીકા કરે છે તેઓ એટલું યાદ નથી રાખતા કે અતિશય ન્યૂનાધિક યોગ્યતા ને સંસ્કારવાળી પ્રજાઓના લોકોને સંજોગવશાત્ ભેગા રહેવા વારો જેવો હિંદુસ્તાનમાં આવેલો તેવો બીજા કોઈ દેશમાં આવ્યો નહોતો. વેદકાળ પૂર્વેની જે પ્રજાઓ સાથે આર્યોને ભળવું પડ્યું તેઓ બાહ્ય સાધનસામગ્રી અને સંસ્કાર બંનેમાં આર્યો કરતાં ઊતરતી હતી. એ 'એકજાત' (એકવાર જન્મેલા)

લોકોનો ચોથો શૂદ્ર વર્ણ બનાવવામાં આવ્યો. એવા લોકોમાં બુદ્ધિ, ભાવના કે સંકલ્પના એકે ગુણનો ખાસ વિકાસ થયેલો નથી હોતો. 'દ્વિજ' એટલે કે બેવાર જન્મેલા લોકોના ત્રણ વર્ગ પાડેલા છે; અને તેમનામાં બુદ્ધિ, ભાવના કે સંકલ્પ એ ત્રણમાંથી જેનું બળ બીજાઓના કરતાં વધારે હોય તે પ્રમાણે તેમને એક યા બીજા વર્ગમાં મૂકવામાં આવે છે. જેમનામાં કુદરતે વિચાર ને ચિન્તનની શક્તિ મોટા પ્રમાણમાં મૂકેલી હોય તે બ્રાહ્મણ, જેમનામાં શૂરાતન અને પ્રેમના ગુણો વિશેષ હોય તે ક્ષત્રિય. જેમનાં મન જીવનનાં વહેવારુ કામો કરવા તરફ વધારે ઢળતાં હોય તે વૈશ્ય. બુદ્ધિનાં કામ કરનારા, શસ્ત્ર ધારણ કરીને લડનારા, વેપાર ને ઉદ્યોગધંધા કરનારા, અને નરી મજૂરી કરનારા, એવા સમાજના ચાર વિભાગ જો પાડીએ તો બરાબર આ ચાતુર્વર્ણ્યની વ્યવસ્થા થઈ રહે. એ સર્વ વર્ણો, પોતપોતાની શક્તિ વડે, ઇશ્વરની સરજેલી સૃષ્ટિની સેવા કરે છે—બ્રાહ્મણો તેમના આત્મજ્ઞાન વડે, ક્ષત્રિયો તેમના શૂરાતન વડે, વૈશ્યો તેમની કાર્યદક્ષતા વડે, અને શૂદ્રો તેમની સેવા ને પરિચર્યા વડે.[૧૬] એ સર્વ

---

૧૬*. ब्रह्मणस्तु समुत्पन्नाः सर्वे ते किं नु ब्राह्मणाः ।
न वर्णतो न जनकाद् ब्राह्मं तेजः प्रपद्यते ॥
ज्ञानकर्मोपासनाभिर्देवताराधने रतः ।
शान्तो दान्तो दयालुश्च ब्राह्मणश्च गुणैः कृतः ॥
लोकसंरक्षणे दक्षः शूरो दान्तः पराक्रमी ।
दुष्टविग्रहशीलो यः स वै क्षत्रिय उच्यते ॥
क्रयविक्रयकुशला ये नित्यं ये पण्यजीविनः ।
पशुरक्षाः कृषिकरास्ते वैश्याः कीर्तिता भुवि ॥
द्विजसेवार्चनरताः शूराः शान्ता जितेन्द्रियाः ।
सीरकाष्ठतृणवहास्ते नीचाः शूद्रसंज्ञकाः ॥

शुक्रनीति १; ३९–४३.

(બ્રહ્મામાંથી ઉત્પન્ન થયા તે બધા જ બ્રાહ્મણ. બ્રાહ્મણત્વનું તેજ

વર્ણો સમગ્ર સમાજના હિતને ખાતર, વખત આવ્યે, પોતપોતાના પક્ષ કે વર્ગનું હિત જતું કરે છે. અહંકાર અને કામવાસનાએ કરેલી માગણીઓને ધર્મ અને ન્યાયના નિયમો કરતાં ગૌણ માનવામાં આવે છે, કેમકે ધર્મ અને ન્યાયની રક્ષા કરવાનું કામ ઈશ્વરે આપણને સોંપેલું છે. જુદા જુદા વર્ણો પોતપોતાનાં કર્તવ્યો પાળે ત્યારે સમાજ ન્યાયપૂર્વક, અથવા કહો કે ધર્મ અનુસાર, ચાલે છે એમ કહી શકાય.

મહેનતમજૂરી કરનારા શૂદ્રોના સાચા હિત તરફ પણ દુર્લક્ષ કરવામાં નથી આવતું. વૈશ્યો વેપારરોજગાર કરે છે, ને સંપત્તિ તથા સુખચેનમાં રાચે છે; છતાં એ ધન ધર્મની મર્યાદામાં રહીને જ મેળવવું ને વાપરવું જોઇએ એમ તેમને કહેવામાં આવે છે. વૈશ્ય વર્ણ એ એક મહાજન છે, ને તેના સભ્યો એકબીજાની સાથે આર્થિક સંબંધથી જોડાયેલા છે. છતાં તેમનામાં વેપારવૃત્તિ ને લોલુપતાને છૂટાદોર મૂકવામાં આવ્યા નહોતા; કેમકે જગતની સંપત્તિનો કબજો પોતાના હાથમાં રાખતાં પણ તેમણે મનુષ્યો પ્રત્યે પ્રેમ રાખીને તેમની સેવા કરવી જોઈએ, એવો નિયમ હતો. બહારનાં આક્રમણ ને અંદરની અંધાધૂંધી સામે પ્રજાનું રક્ષણ કરવું એ ક્ષત્રિયોનું કામ હતું. રાજ્યનું લશ્કરી તન્ત્ર તેમના હાથમાં સોંપાયેલું હતું. પ્રજાના રાજકીય શાસનની વ્યવસ્થા તેમને હસ્તક હતી. આખી પ્રજાને લડવાની તાલીમ

---

વર્ણમાંથી કે પિતા પાસેથી મળતું નથી. જ્ઞાન, કર્મ, ઉપાસના આદિ વડે દેવોની આરાધના કરનાર, શાન્ત, દાન્ત, દયાળુ માણસ, તે ગુણોને લીધે, બ્રાહ્મણ ગણાય છે. જે માણસ પ્રજાની રક્ષા કરવામાં દક્ષ, શૂર, દાની, પરાક્રમી, ને દુષ્ટોની સાથે યુદ્ધ કરનાર હોય તે ક્ષત્રિય કહેવાય છે. જે માણસો ખરીદી ને વેચાણમાં કુશળ હોય, હંમેશાં વેપાર કરીને આજીવિકા મેળવતા હોય, પશુરક્ષા ને કૃષિ કરતા હોય, તે જગતમાં વૈશ્ય ગણાય છે. જે લોકો દ્વિજોની સેવા કરતા હોય, શૂર, શાન્ત, જિતેન્દ્રિય હોય, સીર, લાકડાં ને ઘાસ વહેવાનું કામ કરતા હોય તે શૂદ્ર કહેવાય છે ને નીચ ગણાય છે.)

આપી તેને લશ્કર તરીકે વાપરવાનો હિંદુ ધર્મનો ઇરાદો નહોતો. કુશળતા મેળવવાનો રસ્તો જ્યાં જુઓ ત્યાં એ જ છે કે અમુક માણસોને માટે અમુક કામો ઠરાવી તેમને તેમાં પરોવાઈ જવા દેવા. લડાઈમાં જવું, ને શસ્ત્રબળ વડે અન્યાયનો સામનો કરવો, એ જેમનું કર્તવ્ય છે તેમણે લડાયક વૃત્તિ કેળવવી જોઇએ ને યુદ્ધની તાલીમ લેવી જોઇએ. રાજ્યતન્ત્ર ચલાવવાની કળા સહુને આવડે એવી હોતી નથી. જે શિખાઉ મુત્સદ્દીઓ પોતાના મતદારોને રાજી કરવા તલપાપડ થઈ રહ્યા હોય છે, ને જેમની પાસે ચૂંટણીઓની ધમાલમાંથી મળે એ સિવાય ઝાઝી તાલીમ કે તૈયારી હોતી નથી, તેઓ રાજ્યનું તન્ત્ર સારી રીતે ચલાવવા અસમર્થ નીવડે છે, એ વાત આજે વધારે ને વધારે સમજાતી જાય છે. એટલે હિન્દુ સમાજમાં એક ખાસ વર્ગને લડવાનું ને રાજ્યનો કારભાર ચલાવવાનું કામ સોંપી રાખેલું હતું; અને સમગ્ર પ્રજામાં રાજકારભાર કરવાની, દોર ચલાવવાની, ને સત્તા ભોગવવાની ઝંખના નહોતી. આ જમાનામાં મોટાં મોટાં યુદ્ધો લડાય છે તેની પાછળ ધારણા એ હોય છે કે આખી દુનિયાના રણીધણી થઈ પડી તેના પર દોર ચલાવવો, અને દુનિયા આખીનાં બજારોમાં પોતાનો માલ ખપાવવો. પ્રજાની નૈતિક ઉન્નતિ સાધવા માટે કે ધર્મની રક્ષા માટે આજે યુદ્ધો નથી લડાતાં. જગત આજે ઊંડા સંભ્રમમાં પડી નવી નવી ને અણધારી સમસ્યાઓના કળણમાં ખૂંપતું જાય છે, તેનું કારણ એ છે કે રાજકાજનું ભૂત લોકોનાં મન પર સવાર થઈ બેઠું છે. જ્યાં રાજ્ય ચલાવવાનું કામ એક નોખા ધંધાદારી વર્ગના હાથમાં હોય, ત્યાં એ વર્ગ નિઃસ્વાર્થભાવે અમલ ચલાવે જ એની ખાતરી નથી, એવી દલીલ કદાચ કોઈ કરે. પણ હિંદુ સમાજરચનામાં એ વર્ગને જે તાલીમ આપવામાં આવે છે તે એવી જાતની છે કે એ વર્ગ પોતાનું કામ પૂરતી નિષ્ઠાથી ને ન્યાયપૂર્વક કરશે એવી ખાતરી રાખી શકાય. વળી રાજ્યકર્તાને ધર્મના નિયમો રદ કરવાની કે તેમાં

ફેરફારો કરવાની છૂટ નથી હોતી; તેમનો અધિકાર તો માત્ર એ નિયમોનો અમલ કરવા પૂરતો જ હોય છે. ધર્મમાં ફેરફારો તો નિઃસ્વાર્થ, અકિંચન ને આત્મપરાયણ બ્રાહ્મણો કરે છે. શંકા ને મૂંઝવણને પ્રસંગે ધર્મના નિયમોનો અર્થ કરી બતાવવાનું કામ આ બ્રાહ્મણોનું છે.

આ સમાજની રચના સારામાં સારા અર્થમાં શિષ્ટપ્રધાન છે એમ કહી શકાય; કેમકે એમાં માત્ર રાગદ્વેષ વિનાના સુશીલ બ્રાહ્મણો જ ધર્મના નિયમો ઠરાવી આપે છે ને જરૂર જણાયે તેમાં ફેરફાર કરે છે. યહૂદી, ઈરાની અને કેલ્ટ પ્રજાઓમાં પણ કાયદા ઘડવાનું કામ પૂજારીઓ ને પુરોહિતોના હાથમાં હતું. જેમનામાં જ્ઞાન, સંયમ અને વીતરાગતા હોય તેઓ જ સાચા બ્રાહ્મણ ગણાતા; એટલે તેઓ પોતાનો સ્વાર્થ સાધવાને કાયદા ઘડે એમ બનવું મુશ્કેલ હતું. જ્ઞાન-પ્રાપ્તિમાં અને જીવનને સુભગ ને સુંદર બનાવવાની પ્રવૃત્તિમાં રોકાયેલા બ્રાહ્મણો અમલદારો ને રાજધુરીણોના કરતાં શ્રેષ્ઠ ગણાતા. રાજા કે રાજપુરુષોને રુચે એવી રીતે વર્તવાને કે શાસ્ત્રના અર્થ કરવાને તેઓ બંધાયેલા નહોતા. તેઓ સર્વ પ્રકારની આર્થિક ચિન્તાઓમાંથી મુક્ત હતા, અને આધ્યાત્મિક વિષયોમાં કોઈ પાર્થિવ સત્તાના તાબેદાર નહોતા. આ પ્રથાની પાછળ એવો ખ્યાલ રહેલો છે કે દુનિયામાં જેટલા સારા સુધારા થાય છે તે બધાની શરૂઆત તો કોઈ એક જ માણસના મનમાં થાય છે, અને એ નવી વાત સાંભળીને દુનિયા પહેલાં તો ભડકી જ ઊઠે છે. પ્રગતિનાં તમામ પગલાંને માટે જો પહેલાં બહુમતીની મંજૂરી લેવી પડે, તો સમાજ આગળ વધી શકે જ નહીં. સર્જનશીલ વિચારકો—બ્રાહ્મણો, તત્ત્વજ્ઞો, ફિલસૂફો—ને પૂરેપૂરી સ્વતંત્રતા હોય તો જ સમાજના સંસ્કાર ટકે ને તેની પ્રગતિ થવા પામે. મિ. બરટ્રેંડ રસેલે કહ્યું છે: "જે માણસ પોતાના જમાનાથી આગળ વધેલો હોય તેને જો સ્વતંત્રતા ન હોય તો તેની પાંખો કપાઈ જાય." મનુ કહે છે કે "વેદ જાણનાર

કોઇ દ્વિજોત્તમ એકલો જે ધર્મ ઠરાવી આપે તેને પરમ ધર્મ જાણવો; દસ હજાર અજ્ઞાનીઓએ કહેલા ધર્મને નહીં."૧૭

જુદા જુદા વર્ણોમાં આત્માનો વિકાસ ઓછોવત્તો થયેલો હોય, એટલે તેમને માટેના નીતિનિયમો પણ એ વિકાસ સાથે મેળ ખાય એવા ઘડવામાં આવે છે. વૈશ્ય આર્થિક સુખસગવડોને ખાતર ઉત્સાહપૂર્વક જિંદગી સંઘરી રાખે છે. ક્ષત્રિય સમાજની રક્ષા ને સુવ્યવસ્થાને ખાતર જિંદગી ફનાવી દે છે, ને શસ્ત્રબળ વાપરીને અન્યાયનો

---

१७*. एकोऽपि वेदविद्धर्मं यं व्यवस्येद् द्विजोत्तमः ।

स विज्ञेयः परो धर्मो नाज्ञानामुदितोऽयुतैः ॥ मनुस्मृति १२; ११३.

[સરખાવો:

एको द्वौ वा त्रयो वापि यद् ब्रूयुर्धर्मपाठकाः ।

स धर्म इति विज्ञेयो नेतरेषां सहस्रशः ॥ यमस्मृति

(ધર્મપાઠકો એક, બે, કે ત્રણ મળીને જે કહે તેને ધર્મ જાણવો; બીજા હજાર માણસોએ કહેલાને નહીં.)

चत्वारो वेदधर्मज्ञाः पर्षत् त्रैविद्यमेव वा ।

सा ब्रूते यं स धर्मः स्यादेको वाध्यात्मवित्तमः ॥

याज्ञवल्क्यस्मृति १; १; ९.

(વેદધર્મ જાણનાર, અથવા તો ત્રણ વિદ્યાને જાણનાર, ચાર બ્રાહ્મણો મળીને પર્ષત્ થાય. એવી પર્ષત્ જે કહે તે ધર્મ. અથવા તો કોઈ એક જ અધ્યાત્મજ્ઞાનવાળો શ્રેષ્ઠ પુરુષ જે કહે તે પણ ધર્મ.)

धर्मशास्त्रं महर्षीणामन्तःकरणसंभृतम् । सीतोपनिष.

(ધર્મશાસ્ત્ર મહાર્ષઓનાં અંતઃકરણમાંથી ભેગું કરીને રચાય છે.)

ब्राह्मणो वै प्रजानामुपद्रष्टा । काठकसंहिता ९; १६.

(બ્રાહ્મણ સર્વ લોકો પર દેખરેખ રાખનાર છે.)

त्रयो वर्णा ब्राह्मणस्य निर्देशेन वर्तेरन् । ब्राह्मणो धर्मान् प्रब्रूयात् । राजा चानुशिष्यात् । वसिष्ठधर्मसूत्र १; ३९–४१.

(ત્રણે વર્ણે બ્રાહ્મણ કહે તેમ વર્તવું. બ્રાહ્મણે સહુનો ધર્મ કહેવો ને રાજાએ તેનો અમલ કરાવવો.)]

પ્રતિકાર કરે છે. બ્રાહ્મણ ઉત્સાહ અને દૃઢતાપૂર્વક અહિંસામય જીવન ગાળે છે. તેની અહિંસા એ નિર્બળતા કે નામર્દાઈની નિશાની નથી હોતી, પણ તેનો આત્મબળ અને દૈવી પ્રેમનું ચિહ્ન હોય છે.[૧૮] તે ક્ષત્રિયાવસ્થામાંથી પસાર થઈ ચૂક્યો છે; ને એ અવસ્થા ઈશ્વરના સાચા ઉપાસકને માટે અણછાજતી છે એવી તેની ખાતરી થયેલી છે. સેંકડો વરસના પેઢીઉતાર શિક્ષણે અને વાતાવરણની અસરે હિંદુઓને સૌમ્ય, શાન્ત, ને ચિન્તનપરાયણ બનાવ્યા છે. એ સંસ્કારની અસરને લીધે જ તેઓ બ્રાહ્મણ સંન્યાસીના આદર્શને પૂજતાં શીખ્યા છે. આજે પણ તેઓ ગાંધીજી જેવા ધર્મપ્રાણ, તપોનિષ્ઠ ને ક્ષીણકાય પુરુષને પૂજવા ને તેમને ચરણે વંદન કરવા ખુશીથી તૈયાર થાય છે.

બ્રાહ્મણ કરતાં ઊતરતી કોટિના બીજા વર્ણો પણ છે, અને યુદ્ધના કામ માટે એક વર્ણ રાખવામાં આવ્યો છે, એ જોઈને હિંદુ ધર્મના ઘણા અભ્યાસીઓના મનમાં એક એવો ભ્રમ પેદા થયો છે કે હિંદુ ધર્મની ઈમારત અહિંસાના પાયા પર નથી રચાઈ. એનો સાદો ખુલાસો એ જ છે કે આપણે નીચલી અવસ્થાઓને વટાવી ઉપર ચડવા માટે પણ એ નીચલી અવસ્થાઓમાંથી પસાર તો થવું જ જોઈએ. પણ પેલા અભ્યાસીઓ આ ખુલાસો ભૂલી જાય છે. આપણે જીવનરૂપી સીડી પર જેમ ઊંચે ચડીએ તેમ આપણું જીવન વધારે કડક થવું જોઈએ. ખ્રિસ્તી સંત ક્રિસ્ટોફરની એક વાત છે. બાળક ઈસુને પોતાને ખભે ઉપાડી નદીને સામે કાંઠે લઈ જવાનું એ સંતે કબૂલ્યું હતું. જેમ જેમ તેઓ પાણીમાં વધારે ને વધારે ઊંડા ઊતરતા ગયા તેમ તેમ ખભા પરના ભારનું વજન વધવા લાગ્યું. એ વાત આપણને સહુને લાગુ પડે એવી છે. માણસમાત્ર શૂદ્ર

---

૧૮. "જે સાચા બ્રાહ્મણ છે તે તમારા કુઠારાઘાત ઝીલ્યા કરશે, અને લોહી નીકળતાં ઘા ઉપર ઘા ઝીલતા ઊભા રહેશે." — ગાંધીજી: 'વ્યાપક ધર્મભાવના', પૃ. ૧૭.

જન્મે છે;[૧૯] પણ ધીરેધીરે પોતાના વિષયવિકારો પર વિજય મેળવીને, અને જગતના છેવટના આધાર એવા પરમાત્માનું જ્ઞાન પ્રાપ્ત કરીને તેઓ બ્રાહ્મણ બને છે. આપણે જીવનરૂપી ગિરિરાજ પર જેટલા ઊંચે ચડીએ, તેટલો આપણા માથા પરનો બોજો વજનમાં વધશે; અને એ બોજાનું વજન વધતું જાય તેટલા પ્રમાણમાં આપણે આપણી શક્તિ પણ વધારતા રહેવું પડશે. ક્ષત્રિયનું આત્મબળ મર્યાદિત રહ્યું, એટલે તેને શસ્ત્રબળ વાપરવાની છૂટ અપાઈ છે; જોકે એ બળ પણ તેણે મનમાં દ્વેષ રાખ્યા વિના, ને અંતર ન ડંખે એવું કામ સાધવાને સારુ જ, વાપરવું જોઈએ. પણ બ્રાહ્મણનો ધર્મ તો એ જ છે કે તેણે શસ્ત્રબળનો સર્વથા ત્યાગ કરવો, ને મનમાં કોઈ પણ જીવ પ્રત્યે દ્વેષ કે વેરભાવ ન રાખવો.

મોક્ષરૂપી પરમ પુરુષાર્થ સુધી પહોંચાડનાર બીજા પુરુષાર્થો એકબીજા સાથે નિકટનો સંબંધ ધરાવે છે, એ બતાવનારો એક બીજો પણ દાખલો છે. મનુષ્યસમાજ અને મનુષ્યેતર પ્રાણીસૃષ્ટિ વચ્ચે એકતાનો સંબંધ છે, એ હિન્દુ સિદ્ધાન્તને આધુનિક વિકાસવાદ પણ ટેકો આપે છે. હિન્દુ ધર્મ જીવમાત્ર પ્રત્યે આદર અને પ્રાણીસૃષ્ટિના સર્વ પ્રકારો પ્રત્યે કોમળતાનો ભાવ શીખવે છે. न हिंस्यात्सर्वभूतानि[२०] એ નિયમ પશુપંખીને પણ લાગુ પડે છે. હિંદુ ધર્મમાં એમ પણ માન્યું છે કે માંસાહારથી માણસની સૂક્ષ્મતર વૃત્તિઓ કુંઠિત થાય છે, ને તેનો વિકાસ થતો અટકે છે. માંસાહારથી શરીરને જે લાભ થાય છે તેના કરતાં અધિક હાનિ મનને થાય છે. ઈસુએ પોતે

---

१९. जन्मना जायते शूद्रः संस्काराद् द्विज उच्यते ।
वेदपाठी भवेद्विप्रो ब्रह्मज्ञो ब्राह्मणो भवेत् ॥ अत्रिस्मृति

(માણસ જન્મે શૂદ્ર જન્મે છે, સંસ્કાર પામે ત્યારે દ્વિજ કહેવાય છે. વેદપાઠ કરીને વિપ્ર બને છે, ને બ્રહ્મને જાણે ત્યારે બ્રાહ્મણ કહેવાય છે.)

२०. महाभारत–वनपर्व २१६; ५०.

પણ સ્પષ્ટપણે કહ્યું છે કે પશુપંખીઓ પણ મનુષ્યની પૂજાનાં અધિકારી છે, અને એક ચકલું સરખું પડે તે ઈશ્વરની નજર બહાર રહેતું નથી. છતાં ભારતવર્ષના લોકોને માંસાહારની ટેવ હતી; એટલે ધર્મકારોએ એ વિષે નિયમો કર્યા, એકલા શૂદ્ર વર્ણને માંસાહારની છૂટ રાખી ને બીજા વર્ણોને માટે એનો નિષેધ કર્યો. પરિણામે આખી હિંદુ કોમ એ આહારનો અધિકાધિક ત્યાગ કરતી જાય છે.[૨૧]

વર્ણનો સંબંધ સમાજની અર્થવ્યવસ્થા સાથે છે. અત્યારનાં ઘણાં વર્ણો ને જાતિઓ એ કેવળ ધંધાને અંગે પડેલા વિભાગો છે. દરેક માણસ બધાં જ કામ કરવાની લાયકાત નથી ધરાવતો. તે ધારે તે ઉદ્યોગધંધો શરૂ કરી શકે એમ તેને પોતાને જ લાગતું નથી.

---

૨૧. મનુસ્મૃતિમાં કહ્યું છે:

नाकृत्वा प्राणिनां हिंसां मांसमुत्पद्यते क्वचित् ।
न च प्राणिवधः स्वर्ग्यस्तस्मान्मांसं विवर्जयेत् ॥ ૫; ૪૮.
वर्षे वर्षेऽश्वमेधेन यो यजेत शतं समाः ।
मांसानि च न खादेद्यस्तयोः पुण्यफलं समम् ॥ ૫; ૫૩.

(પ્રાણીઓની હિંસા કર્યા વિના કદી માંસ પેદા થતું નથી. અને પ્રાણીઓનો વધ તો સ્વર્ગે લઈ જાય એવો નથી. માટે માણસે માંસનો ત્યાગ કરવો જોઈએ. વરસે વરસે એક અશ્વમેધ એમ એક માણસ સો વરસ લગી યજ્ઞો કરે; અને બીજો માણસ માંસ ન ખાય; એ બેના પુણ્યનું ફળ સરખું છે.)

યજ્ઞને માટે સુદ્ધાં હિંસા ન કરાય, એવો ઉપદેશ પણ ભારપૂર્વક દેવામાં આવ્યો હતો. મહાભારતમાં કહ્યું છે:

बीजैर्यज्ञेषु यष्टव्यमिति वै वैदिकी श्रुतिः ।
अजसंज्ञानि बीजानि छागं नो हन्तुमर्हथ ।
नैष धर्मः सतामस्ति यत्र वध्येत वै पशुः ॥ शांतिपर्व

(વેદમાં કહ્યું છે કે યજ્ઞમાં અનાજના દાણા હોમવા. અનાજના દાણા તે જ બકરાં છે. માટે તમે બકરાંને ન મારશો. જેમાં પશુનો વધ કરવામાં આવે એ કંઈ સજ્જનોનો ધર્મ નથી.)

તેમજ માણુસો કામની શોધમાં પણુ નીકળી પડતા નથી. પણુ જે ધંધો તેમના બાપદાદા કરતા આવ્યા તે ધંધો પોતે કરીને તેઓ સમાજની સેવા કરે છે. આ રીતે બેસુમાર હરીફાઈ અને એકલપેટા સ્વાર્થ પર અંકુશ મુકાય છે. દરેક પ્રકારના કામ અને ઉદ્યોગને ધાર્મિક કર્તવ્યરૂપ ગણુવામાં આવે છે. કડિયા અને સુતાર, લુહાર અને ગોવાળ સહુ માને છે કે તેઓ પોતપોતાનાં કામ સારી રીતે કરીને ઈશ્વરની આરાધના કરે છે.[૨૨] મોટાં યંત્રો વડે થતા ઉત્પાદન અને મિલોની મજૂરીવાળા આજના જમાનામાં આપણે ભૂલી જઈએ છીએ કે માણુસને જ્યારે કુટુંબથી વિખૂટા થવું પડે છે ને મોટી મિલમાં કામ કરવું પડે છે ત્યારે તેને કામ કરવામાં આનંદ નથી આવતો, ને તે જડ યન્ત્રની પેઠે કામ કરે છે. વર્ણવ્યવસ્થામાં માણુસોને ઘરબાર ને ગામ છોડી દૂર જવું પડતું નથી, ને ટૂંકી કમાણી માટે કલાકોના કલાક સુધી વૈતરું કરવું પડતું નથી; પણુ એક જ ધંધો કરનાર બધા માણુસો પોતપોતાને ગામ કે ઘેર રહીને, પોતાના સ્વાભાવિક વાતાવરણુમાં કામ કરી શકે છે. સામાજિક જીવનનો ઉલ્લાસ, અને તેમાં રહેલાં સૌંદર્ય, પ્રેમ, અને કર્તવ્યભાવના, કામ કરનારને સુખી બનાવવામાં મદદ કરે છે. તેનાં કુટુંબીઓ તેના કામમાં ભાગ પડાવતાં હોય તેને લીધે કામમાં રસ અને મીઠાશ આવે છે. સ્ત્રીઓ ને બાળકો પાસે કામ કરાવવું જ હોય, તો તેઓ ઘરના વાતાવરણુમાં રહીને કામ કરે એ બહેતર છે; કેમકે તેમ કરવાથી તેમના કામમાં તેમની સર્જનશક્તિ દીપી ઊઠે છે. આવી રીતે કામ કરવામાં કુશળતા બતાવવાનો જેવો ઉત્સાહ માણુસને ચડે છે તેવો કેવળ હરીફાઈમાં સફળતા મેળવવાની કે માત્ર ઘરાકોને સંતોષ

---

૨૨. यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ।। गीता १८; ४६.

(જેનામાંથી ભૂતમાત્રની ઉત્પત્તિ થઈ છે, ને જે આ આખા જગતને વ્યાપી વળેલો છે, તેને પોતાના કર્મ વડે પૂજીને માણુસ સિદ્ધિ મેળવે છે.)

આપવાની ઇચ્છામાંથી ચડતો નથી. જે માણસો એક જ ઉદ્યોગ કે ધંધો કરે છે તેમનામાં સામુદાયિક ભાવના અને ધંધાની આબરૂનું ભાન પેદા થાય છે. જુવાન માણસોને વાતાવરણની શાંત અસરમાંથી યોગ્ય પ્રકારનું ઉદ્યોગશિક્ષણ મળી રહે છે. તેઓ અજાણતાં એ ધંધાની બધી ચાવીઓ જાણી લે છે, અને એ આર્થિક પ્રવૃત્તિમાં પોતાનો આત્મા રેડે છે. આજના જમાનાની પરિસ્થિતિ ગૃહઉદ્યોગો ને નાના પાયાના ઉત્પાદનને માટે પ્રતિકૂળ છે એ સાચું. પણ એ સ્થિતિ બધા જ ઉદ્યોગોમાં છે એવું નથી. લલિત કલાઓ, સુશોભન અને શણગારને લગતા ઉદ્યોગો, અને ખેતીની પૂર્તિરૂપે કાંતણવણાટનાં કામ પણ, ઘેર બેઠે થઈ શકે એવાં છે. વળી વીજળી કે 'ઑઇલ એન્જીન'થી ચાલતાં નાનાં નાનાં કારખાનાં પણ કાઢી શકાય. એક એક નાત એટલે એક એક ધંધાનું મહાજન, એ સ્થિતિ હજુ છેક નાબૂદ થઈ નથી. જીવનના આરંભમાં જ માણસને માટે આખા જીવનનો કાર્યક્રમ આંકી રાખવાની સૂચના ખોટી નથી; પણ માણસને કુદરતે આપેલી સ્વાભાવિક શક્તિ અને તેની ખાસ આવડતોનો જરા પણ વિચાર કર્યો વિના તેને બાપદાદાનો જ ધંધો કરવાની ફરજ પાડવાથી જીવન ગુલામીરૂપ બની જાય. અને આજના જમાનાની અટપટી ને સંકુલ પરિસ્થિતિમાં એવા ચીલા ટકાવી રાખવા મુશ્કેલ થઈ પડે છે.

બહુ ચોકસ શબ્દોમાં બોલવું હોય તો એમ કહી શકાય કે માણસમાં બુદ્ધિ, ભાવના કે સંકલ્પ એ ત્રણમાંથી જે ગુણ વધારે પ્રબળ હોય તે પ્રમાણે તે માણસનો વર્ણ નક્કી થાય છે. આ ત્રણ ગુણો તે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણને મળતા આવે છે.[૨૨ક] એક ગ્રંથમાં કહ્યું છે કે તપ એટલે કે માણસનો

---

૨૨ક*. सद्गुणो ब्राह्मणो वर्णः क्षत्रियस्तु रजोगुणः ।
तमोगुणस्तथा वैश्यो गुणसाम्यात्तु शूद्रता ॥
भविष्यपुराण ३; ४; २३.

પોતાનો પુરુષાર્થ, શ્રુત એટલે કે સંસ્કારનું વાતાવરણ, અને યોનિ એટલે કે વંશવારસો, એ ત્રણને આધારે માણસનો વર્ણ નક્કી થાય છે.[૨૩] તપની કસોટી એ અસ્પષ્ટ વસ્તુ છે, ને તપ નજરોનજર જોઈ શકાતું ન હોવાથી વ્યવહારમાં એની કસણી થઈ શકતી નથી. વાતાવરણના સંસ્કાર કુટુંબની રહેણીકરણી પર આધાર રાખે છે, ને એનો આધાર વળી યોનિ અથવા જન્મ એટલે કે પેઢીઉતાર મળેલા સંસ્કાર ઉપર રહે છે. તેથી વહેવારુ કસોટી તો જન્મની જ રહી; એટલે કે વહેવારમાં તો જન્મ પરથી જ વર્ણ ઠરાવી શકાય.[૨૪] હિંદુઓ કર્મ અને પુનર્જન્મના જે સિદ્ધાન્તો માને છે તે આ છેલ્લા વિચારની સાથે મેળ ખાય એવા છે.

---

(બ્રાહ્મણ સત્ત્વગુણવાળો, ક્ષત્રિય રજોગુણવાળો, ને વૈશ્ય તમોગુણવાળો હોય છે. જેનામાં ત્રણે ગુણ સરખા પ્રમાણમાં હોય તે શૂદ્ર છે.)

सत्त्वाधिको ब्राह्मणः स्यात् क्षत्रियस्तु रजोऽधिकः ।
तमोऽधिको भवेद् वैश्यो गुणसाम्यात्तु शूद्रता ॥ महाभारत

(બ્રાહ્મણમાં સત્ત્વગુણ અધિક હોય છે; ક્ષત્રિયમાં રજોગુણ અધિક હોય છે; વૈશ્યમાં તમોગુણ અધિક હોય છે; અને શૂદ્રમાં ત્રણે ગુણ સરખા પ્રમાણમાં હોય છે.)

૨૩. तपः श्रुतं च योनिश्च त्रयं ब्राह्मण्यकारणम् । धर्मार्थचिंतामणि

૨૪. આ વિચારના નમૂનારૂપ વચનો જુઓ :

सर्वेषां जन्मना जातिर्नान्यथा कर्मकोटिभिः ।
पश्वादीनां यथा जातिर्जन्मनैव न चान्यथा ॥ सूतसंहिता

(સહુની જાતિ જન્મથી નક્કી થાય છે, કોટિ કર્મ કર્યાં હોય તોયે બીજી રીતે નહીં. જેમ પશુઓ વગેરેની જાતિ જન્મથી જ ઠરે છે, બીજી રીતે નહીં.)

जन्मनैव महाभागो ब्राह्मणो नाम जायते । शातातप

(મહાભાગ બ્રાહ્મણ જન્મે ત્યારથી જ બ્રાહ્મણ જન્મે છે.)

જુદી જુદી જાતિઓના, ને જુદા જુદા સંસ્કારોવાળા લોકોને સંપ અને બંધુભાવથી રહેવું હોય તો તે વર્ણવ્યવસ્થા દ્વારા જ બની શકે એવું છે. એ વ્યવસ્થાના નિયામકોને લાગેલું કે અમુક માણસ કયા વર્ણનો ગણાય એ વ્યવહારમાં તો જન્મ પરથી જ નક્કી થઈ શકે એ સાચું; પણ સમાજના વિભાગોનો ખરો પાયો તો સદ્વર્તન અને ચારિત્ર જ છે. મનુ એટલી છૂટ મૂકે છે કે જો કોઈ માણસ સદાચારી ને શુદ્ધ જીવન ગાળે તો તે આનુવંશિક જાતિમાંથી ઉપર ચડી શકે છે.[૨૫] મહાભારતમાં કહ્યું છે કે "કુળ, સ્વાધ્યાય કે વિદ્વત્તા નહીં પણ સચ્ચારિત્ર એ જ દ્વિજત્વની કસોટી છે."[૨૬] આપણે જન્મ સિવાયની બીજી સર્વ વસ્તુઓ પ્રત્યે દુર્લક્ષ કર્યું છે; તેનું પરિણામ એ આવ્યું છે કે વર્ણવ્યવસ્થાએ લોકોને સદાને માટે એકના એક વાડામાં પૂરી રાખ્યા છે, પેઢીની પેઢીઓ સુધી માણસોને ગુલામ બનાવ્યા છે, અને સમાજના અકુંઠિત વિકાસમાં મોટું વિઘ્ન નાખ્યું છે. જીવન સ્વભાવતઃ મુલાયમ હોઈ વાળ્યું વળે એવું છે, ને તે પ્રવાહી હોઈ સતત વહેતું રહે છે, એ વાત વર્ણવ્યસ્થાનાં જડ ને વાળ્યાં વળે નહીં એવાં ચોકઠાં અને તેણે ઊભી કરેલી ભેદભાવની

---

૨૫. વળી:

शूद्रयोनौ हि जातस्य सद्‌गुणानुपतिष्ठतः ।
वैश्यत्वं भवति ब्रह्मन् क्षत्रियत्वं तथैव च ॥
आर्जवे वर्तमानस्य ब्राह्मण्यमभिजायते ।

महाभारत–वनपर्व २१६; ११–२.

(શૂદ્ર યોનિમાં જન્મેલો માણસ જો સદ્‌ગુણનું અનુશીલન કરે તો, હે બ્રાહ્મણ, તે વૈશ્ય બને છે, ને ક્ષત્રિય પણ બને છે; અને સરળ વર્તન રાખે તો બ્રાહ્મણપદને પામે છે.)

૨૬. शृणु यक्ष कुलं तात न स्वाध्यायो न च श्रुतम् ।
कारणं हि द्विजत्वे च वृत्तमेव न संशयः ॥

महाभारत–वनपर्व ३१४; ११०.

દીવાલોએ આપણને વિસારે પાડી દીધી છે. આપણા સમાજની અત્યારની સ્થિતિમાં લોકજીવન એવું છિન્નભિન્ન થઈ ગયું છે કે આપણે જન્મના સિદ્ધાન્તને ગૌણ પદ આપવું જોઈએ. એવી જ સ્થિતિ પૂર્વે ઉત્પન્ન થયેલી, તેને વિષે મહાભારતમાં કહ્યું છેઃ "હે મહાબુદ્ધિશાળી મહાસર્પ, સર્વ વર્ણોનો સંકર થઈ ગયેલો છે; એટલે જન્મ પરથી વર્ણ ઠરાવવો મુશ્કેલ છે. શીલ અથવા સદાચાર પરથી જ વર્ણ ઠરાવવો જોઈએ. સ્વાયંભુવ મનુએ કહ્યું છે કે ચારિત્રનો વિચાર ન કરવામાં આવે તો સર્વ વર્ણો સરખા છે. એટલે, હે મહાસર્પ, હું કહી ગયો કે જે માણસમાં સંસ્કારી આચરણ હોય તેને બ્રાહ્મણ ગણવો."[૨૭]

---

२७. जातिरत्र महासर्प मनुष्यत्वे महामते ।
संकरात्सर्ववर्णानां दुष्परीक्ष्येति मे मतिः ।
तस्माच्छीलं प्रधानेष्टं विदुर्ये तत्त्वदर्शिनः ॥
तस्मिन्नेवं मतिर्द्वैधे मनुः स्वायंभुवोऽब्रवीत् ।
कृतकृत्याः सर्ववर्णा यदि वृत्तं न पश्यति ॥
यत्रेदानीं महासर्प संस्कृतं वृत्तमिष्यते ।
तं ब्राह्मणमहं पूर्वमुक्तवान्भुजगोत्तम ॥

महाभारत–वनपर्व १८२; ३१–७.

न जातिः कारणं तात गुणाः कल्याणकारणम् ।
वृत्तस्थमपि चांडालं तं देवा ब्राह्मणं विदुः ॥ व्यास

(હે વત્સ, અમુક જાતિમાં જન્મવાથી કલ્યાણ થતું નથી. સદ્વર્તન કરનાર ચાંડાલ હોય તોપણ તેને દેવો બ્રાહ્મણ માને છે.)

सर्वोऽयं ब्राह्मणो लोके वृत्तेन तु विधीयते ।
वृत्ते स्थितस्तु शूद्रोऽपि ब्राह्मणत्वं नियच्छति ॥

महाभारत–अनुशासनपर्व १४३; ४९–५०.

(જગતમાં બ્રાહ્મણમાત્ર સદ્વર્તન વડે બ્રાહ્મણ થાય છે. સદ્વર્તન કરનાર શૂદ્ર પણ બ્રાહ્મણત્વ પામે છે.)

બ્રહ્મચર્યની અવસ્થા દરમ્યાન સર્વ વર્ણના વિદ્યાર્થીઓને સમાનભાવે સાથે રહેવાની તાલીમ અપાય છે ખરી, છતાં જુદા જુદા વર્ણોનાં કર્તવ્યોમાં જે ભેદ છે તેને લીધે અભિમાન અને અળગાપણાનો ભાવ પેદા થવાનો સંભવ રહે છે. તેથી મનુષ્યમાત્ર તરફ સમાનભાવે વર્તવું જોઇએ એવો ઉપદેશ ઘણી જગાએ, ને આગ્રહપૂર્વક, આપવામાં આવ્યો છે. જે વર્તન પોતાને અણગમતું હોય તે વર્તન બીજાની પ્રત્યે ન કરવું, એ ઊંચામાં ઊંચો સદ્‌ગુણ છે. વિષ્ણુપુરાણ કહે છે: "હરિ ભૂતમાત્રમાં વાસ કરે છે એમ જાણીને, પંડિતોએ ભૂતમાત્રની અનન્યભાવે સેવા કરવી ઘટે છે."[૨૮] અહિંસા, સત્ય, અસ્તેય, શૌચ અને ઇન્દ્રિયનિગ્રહના ગુણોને ચારેય વર્ણોએ કેળવવા

---

शूद्रोऽपि शीलसंपन्नो ब्राह्मणादधिको भवेत् ।
ब्राह्मणो विगताचारः शूद्राध्दीनतरो भवेत् ॥

भविष्यपुराण १; ४४; ३१.

(શૂદ્ર પણ શીલવાન હોય તો બ્રાહ્મણ કરતાં ચડિયાતો છે. બ્રાહ્મણ જો અનાચારી હોય તો શૂદ્રથી હલકો છે.)

न जात्या ब्राह्मणश्चात्र क्षत्रियो वैश्य एव वा ।
न शूद्रो न च वै म्लेच्छो भेदिता गुणकर्मभिः ॥ शुक्रनीति १; ३८.

(બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર ને મ્લેચ્છ જન્મથી થતા નથી. એ વિભાગો ગુણકર્મ અનુસાર પાડેલા છે.)

જન્મથી વર્ણ એમ કહેનાર એક મત, અને કર્મથી વર્ણ એમ કહેનાર બીજો મત, બેની વચ્ચે સમન્વય સૂચવનાર ત્રીજો મત છે:

पुनर्वच्मि निबोधध्वं समासान्न तु विस्तरात् ।
संसिद्धिं यान्ति मनुजा जातिकर्मसमुच्चयात् ॥

भविष्यपुराण १; ४६; २.

(ફરી વિસ્તારથી નહીં પણ સંક્ષેપમાં કહું છું તે સાંભળો. માણસો જાતિ અને કર્મનો સમુચ્ચય કરવાથી મોક્ષ પામે છે.)

૨૮*. एवं सर्वेषु भूतेषु भक्तिरव्यभिचारिणी ।
कर्तव्या पंडितैर्ज्ञात्वा सर्वभूतमयं हरिम् ॥ विष्णुपुराण १; १९; ९.

ઘટે છે, એમ મનુએ કહ્યું છે.[29] આખરે તો વર્ણના ભેદ એ આપણી અપૂર્ણતાઓને લીધે પેદા થયા છે; એટલે એ ભેદને અંગે કોઈના મનમાં ગર્વ ન ઊપજવો જોઈએ. પરમાત્માને વર્ણ કે જાતિ નથી; તે વર્ણ ને જાતિથી પર છે. વર્ણના નિયમો ગૃહસ્થાશ્રમમાં જ લાગુ પડે છે. ત્યાં પણ એ નિયમો મનુષ્ય તરીકે પાળવાનાં કર્તવ્યો કરતાં ઊંચા નથી. આજે તો જરૂરની વસ્તુ એ છે કે વર્ણવ્યવસ્થાની પાછળ જે આદર્શ રહેલો છે તે સ્વીકારવો, અને આજના કરતાં વધારે સારી સમાજસેવાની ભાવના કેળવવી. ધર્મને દૂષણ લગાડનારું ઝનૂન, અને અમુક વર્ણોને જીવનની સુખસગવડો ન મળવા દેનારા પ્રતિબન્ધો, એનો માનવપ્રેમ ને બંધુત્વની ભાવના સાથે મેળ ખાતો નથી; અને તેથી તેનો ત્યાગ કરવો ઘટે છે. મનુ એને ઉત્તેજન આપતા નથી. તે કહે છે: "શૂદ્ર વર્ણમાંથી ખેડૂત, કુળનો મિત્ર, ગોવાળ, નોકર, નાવી, અને નોકરીએ રહેવા આવેલો અજાણ્યો ગરીબ, એટલાના હાથનું ખાવાની છૂટ છે."[30]

મુસલમાનો હિંદમાં આવ્યા ત્યાં લગી વર્ણ અને જાતિના નિયમો કડક ન હતા. સમાજના નિયમો પ્રવાહી ને સ્થિતિસ્થાપક હતા, અને

---

૨૯. अहिंसा सत्यमस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
एतं सामासिकं धर्मं चातुर्वर्ण्येऽब्रवीन्मनुः ॥ मनुस्मृति १०; ६३.
चतुर्भिरपि चैवैतैर्नित्यमाश्रमिभिर्द्विजैः ।
दशलक्षणको धर्मः सेवितव्यः प्रयत्नतः ॥
धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥ मनुस्मृति ६; ९१-२.
(આ ચારે આશ્રમવાળા દ્વિજોએ હંમેશાં પ્રયત્નપૂર્વક આ દસ લક્ષણવાળા ધર્મનું સેવન કરવું. ધૃતિ, ક્ષમા, દમ, અસ્તેય, શૌચ, ઈન્દ્રિય-નિગ્રહ, બુદ્ધિ, વિદ્યા, સત્ય ને અક્રોધ એ ધર્મનાં લક્ષણો છે.)

૩૦*. आर्धिकः कुलमित्रं च गोपालो दासनापितौ ॥
एते शूद्रेषु भोज्यान्ना यश्चात्मानं निवेदयेत् ॥ मनुस्मृति ४; २५३.

શાસ્ત્રવચનોનો ઉપયોગ સમાજનો વિકાસ રોકવા માટે ન થતો. કેટલાંયે વ્યક્તિઓ ને કુટુંબો નીચલા ગણાતા વર્ણમાંથી ઉપલા વર્ણમાં ચડ્યાની વાતો પુરાણોમાં મળી આવે છે. માણુસ ચડીને ઉપલી ગણાતી જાતિમાં જઈ શકે છે કે ઊતરીને નીચલી ગણાતી જાતિમાં પણ જઈ શકે છે, એટલે કે જાતિનો ઉત્કર્ષ યા અપકર્ષ થવો શક્ય છે, એમ મનુ કબૂલ કરે છે.[૩૧] ધીરે ધીરે માણુસન સંસ્કાર સુધારીને તેની જાતિ કેવી રીતે બદલી શકાય તેના પણ નિયમો આપેલા છે. નીચલા ગણાતા વર્ણોના શીલવાન ને ધર્મિષ્ઠ માણુસો ઉપલા ગણાતા વર્ણોમાં જઈ શકતા.[૩૨] હિંદુ ભારત જ્યારે રાજકીય સ્વાતંત્ર્ય ગુમાવી બેઠું, અને નવા રાજ્યકર્તાઓએ ધર્માન્તર

---

३१. तपोबीजप्रभावैस्तु ते गच्छन्ति युगे युगे ।
उत्कर्षं चापकर्षं च मनुष्येष्विह जन्मतः ॥
शनकैस्तु क्रियालोपादिमाः क्षत्रियजातयः ।
वृषलत्वं गता लोके ब्राह्मणादर्शनेन च ॥ मनुस्मृति १०; ४२–३.

(દરેક યુગમાં માણુસો, તપ અને બીજના પ્રભાવ વડે, જન્મની જાતિ છોડીને ઉત્કર્ષ કે અપકર્ષ પામ્યા છે. આ ક્ષત્રિય જાતિઓ ધીરે ધીરે કર્મો ને સંસ્કારોના લોપથી, ને બ્રાહ્મણોનું દર્શન ન થવાથી, જગતમાં શૂદ્રત્વને પામી છે.)

शुचिरुत्कृष्टशुश्रूषुर्मृदुवागनहंकृतः ।
ब्राह्मणाद्याश्रयो नित्यमुत्कृष्टां जातिमश्नुते ॥ मनुस्मृति ९; ३३५.

(અંતર્બાહ્ય સ્વચ્છતાવાળો, પોતાથી શ્રેષ્ઠ માણુસોની સેવા કરનાર, મૃદુ વાણી બોલનારો, અહંકાર વિનાનો, હંમેશાં બ્રાહ્મણાદિને આશ્રયે રહેલો માણુસ ચડીને પોતાના કરતાં ઉત્કૃષ્ટ જાતિમાં જાય છે.)

३२. जातो व्यासस्तु कैवर्त्याः श्वपाक्याश्च पराशरः ।
शुक्याः शुकः कणादाख्यस्तथोलूक्याः सुतोऽभवत् ॥
हरिणीगर्भसंभूत ऋष्यशृंगो महामुनिः ।
तपसा ब्राह्मणो जातः संस्कारास्तेन कारणम् ॥

ને વટાળની નીતિ શરૂ કરી, ત્યારે સમાજમાંથી સાહસવૃત્તિ અલોપ થઈ ગઈ, અને કાયદા ને રૂઢિની આંધળી પૂજા શરૂ થઈ. રાષ્ટ્રની એકતાને એથી ઘણો જ ધક્કો પહોંચ્યો. આપણે ધર્મની જતી રહેલી મૂળ ભાવનાને ફરી જાગૃત થવાની છે, ને તેના પર જામી ગયેલા રાખના થર ઉડાડી તેનો અગ્નિ પ્રજ્વલિત કરવાનો છે. એ ધર્મ અમુક રૂઢિઓની કે મતમતાંતરની દીવાલોમાં પુરાઈ રહેલો નહોતો; પણ નવે નવે રૂપે પ્રગટ થતો, નવા નવા દેહ ધારણ કરતો, જૂની રૂઢિઓ બદલતો, ને નવા ચીલા પાડતો. રાજકીય અવ્યવસ્થાના જમાનામાં જાતિભેદને જે વધારેપડતું મહત્ત્વ અપાયેલું તેની હવે જરૂર રહી નથી. જાતિભેદ જો સામાજિક વિષયો પૂરતો રહે તો જ ભવિષ્યમાં ટકી શકે. દરેક સમાજમાં લોકો પોતાના જેવાં જ વિચાર ને રહેણીવાળા લોકો સાથે બેટીવહેવાર રાખે છે. જે લોકો એક જ ધંધો કરતા હોય તેમનામાં સમાન સંસ્કારોની પ્રણાલિકા વધારે સારી ખીલે છે. એટલે એક જ ધંધાવાળા લોકોમાં બેટીવહેવાર થવા લાગે છે. પ્રાચીન ભારતમાં પણ જુદી જુદી જાતિઓના લોકો વચ્ચે લગ્નવહેવારની મનાઈ નહોતી; તેમ તેને ઉત્તેજન પણ અપાતું નહીં.

---

गणिकागर्भसंभूतो वसिष्ठश्च महामुनिः ।
तपसा ब्राह्मणो जातः संस्कारास्तेन कारणम् ॥
भविष्यपुराण १; ४२; २२, २६, २९.

(વ્યાસ માછણના, પરાશર ચાંડાલીના, શુક શુકીના, ને કણાદ ઉલૂકીના દીકરા હતા. હરિણીને પેટે જન્મેલા મહામુનિ ઋષ્યશૃંગ તપ વડે બ્રાહ્મણ થયા હતા; એટલે સંસ્કાર પરથી જ વર્ણ નક્કી થાય છે. ગણિકાને પેટે જન્મેલા મહામુનિ વસિષ્ઠ તપ વડે બ્રાહ્મણ થયા હતા; એટલે સંસ્કાર પરથી જ વર્ણ નક્કી થાય છે.)

'જાત્યુત્કર્ષ' અને 'જાત્યપકર્ષ' નું ઐતિહાસિક ને તાત્ત્વિક દૃષ્ટિએ વિવેચન, અનેક દૃષ્ટાન્તો સહિત, મહામહોપાધ્યાય પુરુષોત્તમ વામન કાણેના 'હિસ્ટરી ઑફ ધર્મશાસ્ત્ર' વૉ. ૨, પાર્ટ ૧, પ્રકરણ ૨ માં પૃ. ૬૧ થી ૬૯ સુધી કરેલું છે.

અનુલોમ અને પ્રતિલોમ વિવાહો સામાન્યપણે ન થતા. હિંદુ કાયદો અનુલોમ વિવાહને નામંજૂર પણ નથી કરતો.[૩૩] એવા વિવાહ ઘણા ન થતા હોય તો તેનું કારણ એ છે કે એનાથી સમાજના અન્તર્ગત, ઔદ્યોગિક, સામાજિક અને આધ્યાત્મિક જીવનમાં વિક્ષેપ પડવાનો ભય રહે છે. જાતિને નિકટના સામાજિક સંબંધોનો પાયો ગણવામાં આવે એથી રાષ્ટ્રના વિશાળ જીવનમાં વિક્ષેપ પડતો નથી. સમ્રાટ અશોકે એના હિંદુ પ્રધાનને કહેલું તેમ, "વિવાહ કે નિમંત્રણનો સવાલ હોય ત્યારે જાતિનો વિચાર કરવો ઠીક છે, ધર્મનો સવાલ હોય ત્યારે નહીં. કેમકે ધર્મનો સંબન્ધ શીલની સાથે છે, અને શીલને જાતિની સાથે કશી લેવા દેવા નથી."

હિંદુઓમાં સમાજસેવાની ભાવના નહોતી એમ કહેવું એ હડહડતું જૂઠાણું છે. અસ્પૃશ્ય વર્ગ પ્રત્યે જે વર્તન થઈ રહ્યું છે તેના તરફ આંગળી કરીને હિંદુ ધર્મ પર ઘણા આક્ષેપ કરવામાં આવે છે. એ આક્ષેપ કરનારાને એટલું યાદ નથી રહેતું કે બીજા સ્વતંત્ર દેશોએ આજના જમાનામાં પણ તેમના પછાત વર્ગોને માટે જે કંઈ કર્યું છે તેના કરતાં ઘણી અધિક ને મોટી સેવા સ્વતંત્ર ભારતવર્ષે તેના પોતાના પછાત વર્ગોની કરી હતી. આજની શ્રેષ્ઠ પ્રજાઓએ ટાસમાનિયા ને ઑસ્ટ્રેલિયાના મૂળ વતનીઓને, અમુક માવરી પ્રજાઓને, અને ઉત્તર અમેરિકાના રેડ ઇન્ડિયનોને કેવી રીતે સુધાર્યાં છે? તેઓ સામાન્યપણે એ પ્રજાઓને એવી રીતે સુધારે છે કે આખરે એ પ્રજાઓનો નાશ થાય છે. જ્યાં એમ કરવું

---

૩૩. મુંબઈની હાઈકોર્ટમાં બાઈ લક્ષ્મી વિ. કલ્યાણસિંગના કેસમાં રાજપૂત પુરુષ અને બ્રાહ્મણ સ્ત્રી વચ્ચેનું લગ્ન, બાઈ કાશી વિ. જમનાદાસના કેસમાં બ્રાહ્મણ સ્ત્રી અને શૂદ્ર પુરુષ વચ્ચેનું લગ્ન, મુન્નીલાલ વિ. શ્યામાના કેસમાં શૂદ્ર પુરુષ અને વૈશ્ય સ્ત્રી વચ્ચેનું લગ્ન, ગેરકાયદે ઠરાવવામાં આવ્યાં હતાં. એથી ઊલટું, બાઈ ગુલાબ વિ. જીવણલાલના કેસમાં અનુલોમ લગ્ન, તથા નાથી વિ. મહેતા છોટાલાલના કેસમાં બ્રાહ્મણ પુરુષ અને શૂદ્ર સ્ત્રીનું લગ્ન કાયદેસર ઠરાવવામાં આવ્યાં હતાં.)

શક્ય નથી હોતું ત્યાં તેઓ એ કોમોને પાપ અને દુરાચારરૂપી કૂવામાં ડુબાડી દે છે. એવાં પાપ અને દુરાચાર તો સામાન્યપણે જંગલી લોકોના જીવનમાં હોતાં પણ નથી. કાફરો અંગ્રેજના રક્ષણ તળે, ને જાવાના લોકો વલંદાના રક્ષણ તળે, રહીને ફાલ્યા હોય, અને મલાયા તથા પડોશના પ્રદેશો ને બ્રિટિશ હિંદની વસ્તીઓ તેમને સુધારવા આવનારાઓનાં આક્રમણથી નાશ ન પામી હોય, તો તેનું કારણ એ છે કે ભલા ને દયાળુ ઇશ્વરે તેમને જે આબોહવામાં રાખ્યાં છે તે સુધારવા આવનારાઓને સદતી નથી. ઉષ્ણ કટિબંધના પ્રદેશોમાં ગોરાઓ કદી કાયમનું રહેઠાણ કરી શકે એમ નથી. એ પ્રદેશોને તેઓ તાબે રાખી શકે, પણ ત્યાં વસવાટ કરી શકવાના નથી. કુદરતે આટલી મર્યાદા ન મૂકી હોત તો ઉષ્ણ કટિબંધના એ પ્રદેશોનો ઈતિહાસ જુદી જ રીતે રચાયો હોત. બીજી બાજુ, આર્યો જ્યારથી ઊતરતી કોટિની સંસ્કૃતિવાળી પ્રજાઓને મળ્યા ત્યારથી તેમણે એવા ઉપાયો યોજ્યા જેને લીધે વસ્તીના જુદા જુદા ભાગો સામાજિક ને આધ્યાત્મિક ક્ષેત્રમાં વિકાસ સાધી શકે. આર્યોએ કાળા લોકોના અનાર્ય દેવ કૃષ્ણને પણ અપનાવી લીધા, ને તેમની પાસે પરમાત્માના પિતૃત્વનો ને મનુષ્યના બંધુત્વનો સંદેશ અપાવ્યો. કૃષ્ણના વર્તનથી સમાજ ભડકી ઊઠેલો; ને ઇંદ્ર તથા બ્રહ્મા એ વૈદિક દેવો ક્રોધે ભરાયા હતા. આજે એ જ દેવોના આર્ય ઉપાસકો કૃષ્ણને ઇશ્વરના અવતારરૂપે પૂજે છે. પણ કૃષ્ણને આર્ય ઋષિઓ ને વિચારકો પ્રત્યે ઘણો આદર હતો; અને કહેવાય છે કે તેમણે યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં બ્રાહ્મણ અતિથિઓના પગ ધોવાનું કામ કર્યું હતું. આર્યોએ અનાર્ય દેવો પ્રત્યે ઘણો સ્નેહભાવ બતાવ્યો; જ્યાં બની શક્યું ત્યાં તેમનાં રૂપમાં સુધારો કર્યો; ને જરૂર જણાઇ ત્યાં તેમને ગૌણ પદ આપ્યું. મહિષના ઉપાસકોને તેમણે કહ્યું કે પરમાત્મા મહિષના કરતાં મોટો છે. નાગના ઉપાસકોને તેમણે શિખામણ આપી કે નાગના કરતાં મોટો એક નાગેશ્વર અથવા કૃષ્ણ છે,

ને તેણે કાળીનાગની ફેણુ પર નૃત્ય કર્યું છે. નીચલા ગણાતા વર્ગોને ધીરે ધીરે સુધારવામાં આવ્યા હતા, એ હકીકતની નિશાનીઓ ભારતવર્ષની સંસ્કૃતિના ઈતિહાસમાં ઠેરઠેર દેખાય છે. મનુષ્યોમાં રહેલી માનવતા તરફ દુર્લક્ષ કરવાની વૃત્તિ જ્યારે લોકોમાં દેખાઈ ત્યારે બુદ્ધ કે શંકર જેવા તત્ત્વદર્શીઓ થયા, ને તેમણે કહ્યું કે ઊંચા નીચા સહુની એક જ ગતિ થવાની છે. આ દેશ બે હજાર માઈલ લાંબો ને પંદરસો માઈલ પહોળો છે. અત્યારે અવરજવરનાં જે સાધનો છે તે હજુ થોડા વખતથી જ થયાં છે. પ્રાચીન ભારતવાસીઓએ પછાત વર્ગોને સુધારવાનું કામ ઉપાડીને ઉત્સાહભેર પાર પાડયું ન હોત, તો આજે આપણે ત્યાં 'હરિજનો' પાંચ કરોડ નહીં પણ ઘણા વધારે હોત. જ્યારે પરદેશી વિજેતાઓ દેશમાં આવ્યા ત્યારે હિંદુઓ હેબતાઈ ગયા; અને તેમણે, કેવળ આત્મરક્ષાને અર્થે, ચાલુ વર્ણોને કાયમનું રૂપ આપી દીધું, ને કેટલીક કોમો ચાતુર્વર્ણ્યના વાડાની બહાર રહી ગઈ. મનુએ તો કહ્યું છે કે "ચાર ઉપરાંત પાંચમો વર્ણ ક્યાંયે છે જ નહીં."[૩૪] તે છતાં જે જાતિસમૂહો પર ધર્મનો પ્રભાવ પડ્યો નહોતો તેનો પાંચમો વર્ણ બન્યો. "જે માણસોએ ધર્માચરણ છેક જ તજી દીધું છે, જેઓ હમેશાં નિર્દય છે, પરપીડક છે, ક્રૂર છે, હિંસક છે, અવિવેકી છે, તેઓ મ્લેચ્છ છે."[૩૫]

---

૩૪. ब्राह्मणः क्षत्रियो वैश्यस्त्रयो वर्णा द्विजातयः ।
चतुर्थ एकजातिस्तु शूद्रो नास्ति तु पंचमः ॥ मनुस्मृति १०; ४.

(બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણો દ્વિજ છે. ચોથો શૂદ્ર તે એકવાર જન્મેલો છે. એ ઉપરાંત પાંચમો વર્ણ નથી.)

स्मृताश्च वर्णाश्चत्वारः पंचमो नाधिगम्यते ।
महाभारत—अनुशासनपर्व ४७; १८.

(વર્ણ ચાર ગણાયા છે. પાંચમો વર્ણ મળતો નથી.)

૩૫*. त्यक्तसर्वधर्माचरणा निर्घृणाः परपीडकाः ।
चंडाश्च हिंसका नित्यं म्लेच्छास्ते ह्यविवेकिनः ॥ शुक्रनीति १; ४४.

આ લોકોની દુર્દશા વિષે જેટલા કડક શબ્દો કહીએ તેટલા ઓછા છે. કોઇ માણસ દૈવવશાત્ નીચલા ગણાતા વર્ણમાં જન્મ્યો છે અથવા તો પરપ્રજાનો છે એટલા માટે તેની જોડે માણસાઇનું વર્તન ન રાખવું એ હિંદુ ધર્મની ધર્મભાવનાનું વિરોધી છે. હવે કંઇક વધારે શાન્તિ સ્થપાઇ છે, એટલે હિંદુ નેતાઓ ધર્મનું કેન્દ્રવતી સત્ય દઢતાથી ઉચ્ચારી કહેવા લાગ્યા છે કે અલ્પમાં અલ્પ મનુષ્યને પણ આત્મા છે, અને એ માણસને કદી ઉગારી જ ન શકાય એટલો તે અધમ છે એમ માનવું અજુગતું છે.

વાનપ્રસ્થ અને સંન્યાસ એ છેલ્લા બે આશ્રમ છે. આપણા આ વિવેચન પૂરતા તેમને એક ગણી શકાય. તેમાં પ્રવેશ કરનાર માણસોએ હરીફાઇવાળા જીવનકલહમાંથી નિવૃત્તિ લીધેલી હોય છે. સંન્યાસી એ હિંદી મનુષ્યત્વનો સર્વોચ્ચ પ્રકાર છે. માણસ સ્વાર્થ-માત્ર છોડી દે છે; અને રાગ, દ્વેષ, મોહ, મમતા આદિનો ત્યાગ કરીને, પ્રગતિ કરતો કરતો, અહંભાવનો સર્વથા નાશ કરે છે. તે સર્વ આશ્રમમાંથી પસાર થયો હોય છે, અને હવે એ સર્વથી પર બને છે. તેની ભાવના કામવિકાર અથવા રાગદ્વેષ રૂપે નહીં પણ ઇશ્વર-ભક્તિ રૂપે પ્રગટ થાય છે. તે આખી માનવજાતિને એક ને અખંડ રૂપે જુએ છે, અને તેનું મન વહેમ ને અબુદ્ધિના પાશમાંથી છૂટી જાય છે. તેની સર્વ શક્તિઓ માનવજાતિની સેવામાં વપરાય છે, કેમકે તે જાણે છે કે હરિ સર્વ ભૂતોમાં વાસ કરે છે એટલું જ નહીં પણ સર્વભૂતમય છે. જે પુરુષ ભૂતમાત્રને આત્મામાં ને ભૂતમાત્રમાં આત્માને જુએ છે, જેના મનમાં સ્વાર્થ કરતાં પરમાર્થ વધારે પ્રબળ છે, તેનું મન અધર્મ કરવા તરફ કદી વળતું નથી.[૩૬] તે ભગવદ્-

---

૩૬*. सर्वमात्मनि संपश्येत्सच्चासच्च समाहितः ।
सर्वं ह्यात्मनि संपश्यन्नाधर्मे कुरुते मनः ॥ मनुस्मृति १२; ११८.
(માણસે ધ્યાનસ્થ થઇને સત્ તથા અસત્ બંનેને આત્મામાં જોવાં. જે માણસ સહુને આત્મામાં જુએ છે તેને અધર્મ કરવાનું મન થતું નથી).

ગીતાનો સ્થિતપ્રજ્ઞ છે; બૌદ્ધ ધર્મનો બુદ્ધ છે; અપરિગ્રહમાં રાચનારો, તપ ત્યાગ કષ્ટમાં આનંદ માનનારો બ્રાહ્મણ છે. તેનું મન સમત્વ અનુભવે છે, ને તેનું હૃદય શાન્તિ ને આનંદથી ભરપૂર હોય છે. તેને મનુષ્યમાત્ર પર, એટલું જ નહીં પશુપંખી પર પણ, પ્રેમ ને અનુકંપા હોય છે. તે ક્રોધની સામે ક્રોધ નથી કરતો, પણ તેને પ્રેમ વડે જીતે છે. તેનામાં મનુષ્યનો આત્મા વિશાળમાં વિશાળ રૂપ ધારણ કરે છે, ને આખા જગતને પ્રેમપાશમાં ભીડે છે. ઉપનિષદના ઋષિઓના કાળથી સંન્યાસીના આદર્શે ભારતવર્ષના જીવનમાં શ્રેષ્ઠ સ્થાન ભોગવ્યું છે. એ આદર્શ પ્રાપ્ત કરવા માટે રાજાઓએ તેમના મુગટ અને દંડ હેઠા મૂકીને ગરીબાઈનાં ભગવાં વસ્ત્ર ધારણ કર્યાં છે; રણાંગણ પર લડતા સુભટોએ વિજયનો ગર્વ તજી શસ્ત્રો ફેંકી દીધાં છે; અને કુશળ વેપારીઓ ને કારીગરો સ્વસ્થ ચિત્ત રાખીને, અને કર્મનું ફળ ઈશ્વરને ચરણે ધરીને, પોતપોતાનાં કામ કરતા આવ્યા છે.

આ સંન્યાસીઓ સામાન્યપણે જગતના સેવકો ને સહાયકો હોય છે. એમાંના મોટામાં મોટા — જેવા કે શંકર અને રામાનુજ, રામાનંદ અને કબીર — રાષ્ટ્રના જીવનમાં ઓતપ્રોત થઈ ગયા છે; અને તેમણે તેના ધર્મનો પાયો નાંખ્યો છે. છતાં મધ્યયુગીન યુરોપની પેઠે ભારતવર્ષમાં પણ ઘણા સંન્યાસીઓએ સંસારની ચિન્તા ને જંજાળમાંથી ભાગી છૂટી જંગલમાં ચાલ્યા જવાની ભૂલ કરી હતી. મઠમાં ને ગુફાઓમાં રહેનારા આ સંન્યાસીઓ અને વનવગડે ને રણમાં રવડનારા પરિવ્રાજકો અંધારામાં ભૂલા પડેલા જેવા છે. તેમને પોતાના પાપનું ભાન નિરંતર જાગ્રત હોય છે, અને તેઓ પોતાની મુક્તિનો જ વિચાર સદા કર્યા કરે છે, એ બતાવે છે કે તેઓ પોતાની જિંદગી ઉગારવાની ફિકરમાં પડી એ જિંદગી ગુમાવી બેઠા છે. મધ્ય યુગમાં યુરોપ પર સંસારત્યાગ ને સંન્યાસનો જે જુવાળ ફરી વળેલો તે ઈસુના શિક્ષણને વફાદાર નહોતો; કેમકે ઈસુએ તો

આપણુને કહેલું કે આપણે એમ જ માનવું કે આપણે શેઠના વિશ્વાસુ વાણોતર છીએ, ચોકી કરવા બેસાડેલા દરવાન છીએ, ધણી સુપરત કરીને મોકલેલા મુનીમ છીએ, કે એ પિતાના પુત્ર છીએ ને તેણે આપણા પર વિશ્વાસ રાખીને પોતાનું કામ આપણુને સોંપ્યું છે. એ જ પ્રમાણે, જેઓ જીવનના સંગ્રામમાંથી પાછી પાની કરી ભાગી જાય છે તે સાચા સંન્યાસી નથી. સાચા સંન્યાસી તો મનમાં અતિશય નમ્રતા, જ્વલંત શ્રદ્ધા, ને સાચો પ્રેમ રાખી માનવજાતિને કાજે કષ્ટ વેઠવા ને જહેમત ઉઠાવવા તૈયાર હોય છે.

પરમ પદને પામવા સારુ મનુષ્યે હંમેશાં ધર્મના નિયમોને અક્ષરશઃ વળગી રહેવું જોઈએ એવું નથી. સાવ સામાન્ય દેખાતા જીવોનો એકાએક હૃદયપલટો થયાના, તેમનો આત્મા એકાએક જાગૃત થયાના, દાખલા બન્યા છે. જીવનનો ઊંચામાં ઊંચો પાઠ ન શીખ્યા હોય એવા માણસોમાં આશ્ચર્ય પમાડે એવું નીતિબળ હોય એવા દાખલા જોવામાં આવ્યા છે. પણ સામાન્ય રીતે આત્માનો વિકાસ ધર્મના નિયમો પાળતાં પાળતાં થાય છે. જીવનની નીચલી કક્ષાઓ પર ઊભેલા માણસો કર્મકાંડના વિધિઓ વિષે જે અતિશય ઝીણવટ રાખે છે ને આતુરતાપૂર્વક પ્રશ્નો પૂછે છે તે જોઈને મુક્તાત્માઓ કેટલીકવાર હસે છે. સંન્યાસ લેવાની દરેક વર્ણના માણસોને છૂટ છે. છતાં કોઈ પણ માણસે પોતાનાં ત્રણ ઋણ ચૂકવ્યા વિના મુક્તિ મેળવવાની ઇચ્છા રાખવી ઉચિત નથી.[૩૭] એ ત્રણ તે દેવઋણ,

૩૭*. ऋणानि त्रीण्यपाकृत्य मनो मोक्षे निवेशयेत् ।
अनपाकृत्य मोक्षं तु सेवमानो व्रजत्यधः ॥
अनधीत्य द्विजो वेदाननुत्पाद्य तथा सुतान् ।
अनिष्ट्वा चैव यज्ञैश्च मो[illegible]ः ॥ मनुस्मृति ६; ३५, ३७.

(માણસે ત્રણ ઋણ ચૂકવ્યા પછી જ મોક્ષનો વિચાર કરવો. ઋણ ચૂકવ્યા વિના મોક્ષનો વિચાર કરનારનો અધઃપાત થાય છે. જે દ્વિજ ભણ્યા વિના, પુત્ર ઉત્પન્ન કર્યાં વિના, ને યજ્ઞો કર્યાં વિના મોક્ષ ઇચ્છે તેનો અધઃપાત થાય છે.)

પિતૃઋણ, અને ઋષિઋણ. દેવઋણ ફેડવા માટે દેવોની સ્તુતિ અને યજ્ઞ કરવાં જોઇએ; પિતૃઋણ ફેડવા માટે દાન અને સેવા કરવાં જોઇએ; તથા વંશનો વેલો ચાલુ રહે ને પૂર્વજોના સંસ્કાર ટકી રહે ને વધે તે માટે પ્રજોત્પત્તિ કરવી જોઇએ. ઋષિઋણ ફેડવા માટે પોતાને મળેલું શિક્ષણ બીજાને આપવું જોઇએ.[૩૮]

હિંદુ ધર્મમાં સર્વ પ્રકારના માણસોને માટે — જીવનના વ્યવસાયમાંથી નિવૃત્તિ લઇને વાનપ્રસ્થ કે યતિ બનેલા વૃદ્ધોને માટે, તેમજ સંસારમાં સફળતા મેળવવાને ઉત્સુક એવા નવલોહિયા ને ઉત્સાહી યુવાનોને માટે પણ — સ્થાન છે. ચાર વર્ણ અને ચાર આશ્રમની વ્યવસ્થા એકલી હિંદી પ્રજાને જ માટે કલ્પેલી છે ને તેને જ લાગુ પડી શકે એવી છે એવું નથી. એ વ્યવસ્થા તો આખી માનવજાતિને લાગુ પાડી શકાય ને આખા જગતનો એમાં સમાસ થઈ શકે એવું છે. હિંદુ ધર્મે શસ્ત્રબળ વાપર્યું નથી કે બીજાઓનું શોષણ કરવાની ઇચ્છા રાખી નથી, છતાં તે એશિયાના મોટા ભાગમાં સંસ્કૃતિનો પ્રકાશ ફેલાવી શક્યો છે. તે સામ્રાજ્ય વિસ્તારવાની ઇચ્છાથી નહીં પણ સંસ્કૃતિ ફેલાવવાની ઇચ્છાથી પ્રેરાયો છે. તેની ઇચ્છા પ્રજાઓનાં વિચાર અને માનસમાં શાન્તિથી પ્રવેશ કરવાની છે; અને એ પ્રવેશ તે પોતાના આત્મજ્ઞાન વડે કરે છે. મધ્ય એશિયામાં આવેલા ખોતાનથી માંડીને હિંદ અને ઑસ્ટ્રેલિયાની વચ્ચે આવેલા જાવા (યવદ્વીપ) સુધી હિંદુ પ્રતિભાની સર્જનવૃત્તિએ જીવન તેમજ કલા દ્વારા પોતાનું રૂપ પ્રગટ કર્યું છે. જાવામાં હિંદુઓ છેક ઇસવી સનના બીજા સૈકામાં જઇ વસ્યા હતા; અને

---

૩૮. ब्राह्मणो जायमानो हि त्रिभिर्ऋणै ऋणवान् जायते ब्रह्मचर्येण-र्षिभ्यो यज्ञेन देवेभ्यः प्रजया पितृभ्यः ।

(બ્રાહ્મણ જન્મે ત્યારે જ ત્રણ ઋણ લઈને જન્મે છે: ઋષિઋણ, દેવઋણ, અને પિતૃઋણ. ઋષિઋણ બ્રહ્મચર્ય વડે ફેડાય, દેવઋણ યજ્ઞ વડે, અને પિતૃઋણ સંતતિ વડે.)

ત્યારથી એ ટાપુમાં હિંદુ અને બૌદ્ધ સંસ્કારોનું પ્રાબલ્ય રહ્યું છે. આજે જેમ ખ્રિસ્તીઓ પાલેસ્ટાઇનને, તેમ જપાન, ચીન અને બ્રહ્મદેશ ભારતવર્ષને પોતાનું આધ્યાત્મિક પિયર માને છે. રશિયાથી ચીન સુધીના પ્રદેશમાં જ્યાં જાઓ ત્યાં, તેમજ સમરકંદમાં તથા તિબેટમાં આપણે ભારતીય સંસ્કૃતિની અસર જોઇ શકીએ છીએ. વળી પશ્ચિમ એશિયામાં, મેસોપોટેમિયાનાં મેદાનોમાં, ટિગ્રીસ ને યુફ્રેટીસનાં પાણીથી સજળ થતા પ્રદેશમાં, ભારતીય સંસ્કૃતિની તવારીખો છે, એ વાત યાદ કરીએ ત્યારે તો આપણે છક થઇ જઇએ છીએ. એ પ્રદેશમાં આવેલા બોગાઝકુઇમાં મળી આવેલાં પ્રાચીન લખાણો, જેને નિષ્ણાત વિદ્વાનો ઇ. સ. પૂર્વે ૧૪૦૦ ને સુમારે લખાયેલાં માને છે, તેમાં હિંદુ દેવો ને તેમને પૂજનારા લોકોનો ઉલ્લેખ છે. ભારતવર્ષનો પ્રભાવ આટલે દૂર દૂર સુધી ફેલાયો છે તેનું કારણ એ નથી કે તેનો ધર્મ પ્રાચીન છે કે તેનાં સામ્રાજ્યો વિશાળ છે, અથવા તો તેણે સંહારનાં શસ્ત્રો ઘડ્યાં છે કે મોટા પાયા પર પશુબળનો ઉપયોગ કર્યો છે. એ પ્રભાવનું કારણ તો એ છે કે ભેદમાં રહેલા ઊંડા અભેદની, વિવિધતા પાછળ રહેલી ઊંડી એકતાની, તેને સમજ હતી; ને એ સિદ્ધાંત તેણે જ્ઞાનપૂર્વક હૃદયમાં ઉતાર્યો હતો. પરમાત્મામાં વિશ્વની વસ્તુમાત્રની જે એકતા સધાય છે[૩૯] એનું દૃશ્ય ભારતવર્ષની કલ્પનામાં રમી રહેલું હતું; એટલે ભારતની સંસ્કૃતિ જ્યાં જ્યાં ગઇ ત્યાં બધે એ સ્વપ્નની ઊંડી ને શાન્ત અસર વ્યાપી ગઈ. ભારતવર્ષમાં જે જે પ્રચંડ પ્રવાહો દાખલ થયા તેમનો પણ એ જ યોજના અનુસાર સમન્વય સાધવામાં આવ્યો. તેણે ધર્મમાત્રને આવકાર આપ્યો; કેમકે તેણે ચિંતનના અભ્રાચ્છાદિત ગિરિશિખર પર ઊભા રહીને જોયું કે પર્વતના શિખર પરનું આધ્યાત્મિક દૃશ્ય તો એક જ છે, માત્ર ખીણમાંથી ચડીને ઉપર આવવાના રસ્તા જુદા જુદા છે એટલું જ. બધા રસ્તા એક જ શિખર પર

---

૩૯. परेऽव्यये सर्व एकीभवन्ति । मुण्डकोपनिषत् ३; २; ७.

પહોંચે છે એ વાતનું ભાન ન હોવાથી જેઓ મેદાનોમાં છૂટાછવાયા અમે તેમ રખડતા હતા તેમને ભારતવર્ષે કહ્યું: "આંખ ઊંચી કરીને જુઓ. ખીણમાંની વસ્તુઓ આપણામાં ભેદ ઉપજાવે છે ખરી; પણ પણે, ઊંચા પહાડને મથાળે તો આપણે સહુ એક જ છીએ. રસ્તાઓની વિવિધતાનો પહાડની તળેટીએ કંઈક ઉપયોગ છે એ સાચું. પણ હિમાચ્છાદિત શિખરો પર પહોંચ્યા પછી એ રસ્તા ક્યાં જાય છે એ જો આપણે સમજીએ તો આપણને ખબર પડે કે એ સહુ પરમાત્મારૂપી પરમ ધામ પ્રત્યે જ જાય છે."

ભારતવર્ષની ભૂમિ પર જગતના જે મહાધર્મોના પ્રચંડ પ્રવાહો ભેગા થયા છે તેમનો સમન્વય સાધવામાં ભારતવર્ષની સર્વગ્રાહી પ્રતિભા હજુ પણ સફળ નીવડે એ સંભવિત છે.[૪૦]

---

૪૦. પાછળ પૃ. ૪૯ પર જે सत्याकारा: નો ઉલ્લેખ છે તે નીચે પ્રમાણે છે:

सत्यं च समता चैव दमश्चैव न संशयः ।
अमात्सर्यं क्षमा चैव ह्रीस्तितिक्षानसूयता ॥
त्यागो ध्यानमथार्यत्वं धृतिश्च सततं दया ।
अहिंसा चैव राजेन्द्र सत्याकारास्त्रयोदश ॥

महाभारत–शान्तिपर्व ૧૬૦; ૮–૯.

(હે રાજેન્દ્ર! સત્ય, સમત્વ, દમ, મત્સરનો અભાવ, ક્ષમા, લજ્જા, તિતિક્ષા, અદ્વેષ, ત્યાગ, ધ્યાન, આર્યત્વ, ધૃતિ, નિરંતર દયા, ને અહિંસા એ તેર સત્યનાં જ જુદાં જુદાં રૂપો છે.)

૩

# હિંદુ સમાજરચના

## ૧. ભેદમાં અભેદ

ગયાં પચાસ વરસમાં જગતમાં જેટલા ક્રાંતિકારક ફેરફારો થયા છે તેટલા માનવી ઇતિહાસના કોઈ પણ યુગમાં થવા પામ્યા નથી.[૧] વિજ્ઞાનની શોધોએ માણસ માણસ વચ્ચેનું અળગાપણું તોડી નાખ્યું છે; અને પૃથ્વી પર એક મહાન માનવકુટુંબ સ્થાપવાનું જે સ્વપ્નું સર્વ પ્રજાઓ ને રાષ્ટ્રોના ઋષિઓ ને પેગંબરો યુગો થયાં સેવતા આવ્યા છે તે સ્વપ્નની સિદ્ધિ માટે તેણે અદ્ભુત તક અને સામગ્રી પૂરી પાડી છે. વિજ્ઞાન અને યંત્રોના પ્રચારથી, તથા પ્રજાઓ ને સંસ્કૃતિઓના નવા સમાગમોથી, પૂર્વ અને પશ્ચિમ બંનેમાં કેટલાયે સામાજિક ને નૈતિક પ્રશ્નો ઊભા થયા છે. હવે આપણે ભેગા રહેતાં ને એકબીજાને સમજતાં શીખવું ઘટે છે.

એકબીજાને વિષે આવી સમજ પેદા થવામાં એક મોટું વિઘ્ન નડે છે. કેટલીયે પ્રજાઓનાં મનમાં એવો ખ્યાલ ઘર કરીને બેઠો હોય છે કે અમે જગતની સર્વશ્રેષ્ઠ પ્રજા છીએ, અને અમને ઈશ્વરે કંઈક ખાસ કામ કરવાનું સોંપેલું છે. આ કલ્પના લગભગ ધર્મ-શ્રદ્ધાનું રૂપ પકડે છે એમ કહી શકાય. નેપોલિયનના જમાનામાં ફ્રાન્સને લાગેલું કે યુરોપની ભૂમિમાં વિપ્લવનાં બીજ વાવવાનું કામ ઈશ્વરે તેને સોંપેલું હતું. સામ્રાજ્યવાદી બ્રિટનને લાગે છે કે પછાત લોકો પાસેથી બદલો લઈ તેમને સુધારવાનો જે ભાર ગોરાઓને માથે ઈશ્વરે નાખ્યો છે તે તેને પોતાને જ ઉપાડવાનો છે. સોવિયેટ રશિયાને લાગે છે કે આમવર્ગને મૂડીવાદની બેડીમાંથી છોડવવાનું કામ પોતાને માટે નિર્માયેલું છે. અને નૉર્ડીક જર્મનીને થાય છે કે સામ્યવાદરૂપી

---

૧. "પાષાણયુગથી રાણી વિક્ટોરિયાના મરણ સુધી એક યુગ હતો. અત્યારે આપણે બીજા યુગમાં રહીએ છીએ."—જિરાલ્ડ હર્ડ

અસુરના પંજામાંથી જગતને છોડવવાનું કામ તેને પોતાને સોંપાયેલું છે. ઇશ્વરે અમુક રાષ્ટ્રને માટે અમુક કામ નિર્મી રાખ્યું છે એવો ગર્વ એકલા પશ્ચિમમાં જ છે એમ નથી. કેટલાક હિંદીઓ માને છે કે ભારતવર્ષની પુણ્યભૂમિ સિવાય બીજે ક્યાંય સાચું આત્મજ્ઞાન પ્રગટ થયું જ નથી. કેટલાક ચીનવાસીઓ માને છે કે જગતમાં તેઓ પોતે એકલા જ સુધરેલા છે. જપાનના લોકનેતાઓ શિંટો ધર્મવેત્તા હિરાટાએ સો વરસ પર વાપરેલી ભાષા ઘણીવાર વાપરે છે, અને કહે છે કે જપાનીઓ દેવોના વંશજ છે; તેઓ બીજી બધી પ્રજાથી ચડિયાતા મનુષ્ય નથી, પણ મનુષ્યમાત્ર કરતાં કંઇક ઊંચી યોનિના છે; અને સ્વર્ગપુત્ર મિકાડોને જગતની સર્વ પ્રજાઓ પર રાજ્ય કરવાનો અધિકાર મળેલો છે. પ્રાચીન કાળમાં પ્રજાઓ એવો દાવો કરતી કે ઇશ્વર અથવા અમુક દેવદેવીઓ અમારી ખાસ રક્ષા કરે છે. હવે તેઓ વિજ્ઞાનની પરિભાષા વાપરે છે, અને કહે છે કે અમે વિકાસના નિયમને, ઇતિહાસના ઘટનાક્રમને, અનુસરીને ચાલીએ છીએ. અમુક પ્રજાઓને માટે ઇશ્વરે અગાઉથી અમુક કામો નિર્મી રાખ્યાં છે, એવો સિદ્ધાન્ત ચલાવીને તેઓ પોતાના મનની ઇચ્છાઓને ગંભીર રૂપ આપે છે ને પોતાના દ્વેષોને વ્યવસ્થિત બનાવે છે. જુદી જુદી પ્રજાઓ વચ્ચે અને જુદાં જુદાં રાષ્ટ્રોના જીવનકાર્ય વચ્ચે ઇશ્વરે જ ઊંડા ભેદો નિર્મી રાખ્યા છે, એવો સિદ્ધાંત આજે ચાલી રહ્યો છે. આજે જગતમાં જુદી જુદી પ્રજાઓનાં હિત એકબીજાની સાથે અગાઉ કરતાં વધારે સંકળાયેલાં છે, અને દેશદેશનાં રહેણી અને રીતરિવાજમાં સામ્ય વધવા લાગ્યું છે; તે છતાં આખા જગતનો એક ખરેખરો માનવસમાજ સ્થાપવામાં વિઘ્ન નડે છે, એનું કારણ ઉપર જણાવ્યો તે સિદ્ધાન્ત જ છે. પણ વિજ્ઞાન તો એથી ઊલટા જ મતને ટેકો આપે છે, અને કહે છે કે મનુષ્યના મનની મૂળ રચના સર્વ પ્રજામાં એકસરખી છે. જુદી જુદી સંસ્કૃતિઓ એ આત્માની એક જ ભાષાની જુદી જુદી તળપદી

બોલીઓ છે. તેમની વચ્ચે જે ફરક છે તેનું કારણ તેમના બોલવાના લહેકામાં, ઐતિહાસિક સંજોગોમાં, ને વિકાસના વેગમાં રહેલા ફરક છે. જે ભેદોને લીધે આજે પ્રજાઓ ને રાષ્ટ્રો વચ્ચે વિરોધ અને વિખવાદ જામ્યા છે તે ભેદોનો ઉકેલ આપણે શોધી કાઢવો હોય, તો તેને માટે એક જ રસ્તો છે. આધુનિક જગતમાં આધ્યાત્મિક, સામાજિક, આર્થિક ને રાજકીય દૃષ્ટિએ દેખાતા અનેક ભેદોના મૂળમાં જે અભેદ છે, દેખીતી વિવિધતાની પાછળ જે પાયાની એકરૂપતા છે, તે આપણે ઓળખવાં જોઇએ. તો જ પેલા વિરોધ અને વિસંવાદને શમાવી શકાય.

માત્ર યુરોપની જ પ્રણાલિકામાં ઊછરેલા ને તેની જ ઢબે શિક્ષણ પામેલા કેટલાક લોકો કદાચ એમ કલ્પી લે કે સોક્રેટિસ, પ્લેટો અને ઍરિસ્ટૉટલ જેવા મહાન ગ્રીક ચિન્તકો થયા તે પહેલાં જગતમાં વિચારની અવ્યવસ્થા હતી, એક પ્રકારનું અંધેર હતું, ને લોકો ભ્રમજાળમાં ફસાયેલા હતા. આ કલ્પના સંકુચિત રાષ્ટ્રીય અભિમાનનું પરિણામ હતી, એમ હવે આપણને લાગે છે. કેમકે હવે આપણે જાણીએ છીએ કે જે પ્રજાઓએ પેલા ગ્રીક ચિન્તકોનાં નામ સરખાં સાંભળ્યાં નહોતાં તેમણે તત્ત્વજ્ઞાનમાં એવાં દર્શનો ખીલવ્યાં હતાં જેનો પ્રભાવ અસંખ્ય માણસો પર પડ્યો છે. હિંદુ ઋષિમુનિઓએ તત્ત્વજ્ઞાનનાં દર્શનો ને આચારની સ્મૃતિઓ રચ્યાં હતાં. યહૂદીઓએ ભવ્ય એકેશ્વરવાદ ખીલવ્યો હતો. જરથુસ્ત્રે વિશ્વમાં પુણ્યનું પ્રાબલ્ય વધતું જાય છે એમ જાહેર કર્યું હતું. અને બુદ્ધે બોધિ પ્રાપ્ત કરવાનો રસ્તો દેખાડ્યો હતો. ચીનવાસીઓ પાસે જે સંસ્કૃતિની તવારીખો હતી તે સંસ્કૃતિ ગ્રીસ અને રોમના જમાનામાં પણ બે હજાર વરસની જૂની ગણાતી. અને મિસરના પિરામીડો ને બૅબીલનના મહેલો તે યુગના માણસોની નજરે પુરાતત્ત્વની વસ્તુઓ હતી. મિસર, ઍસીરિયા, નોસસ, અને બીજા દેશો,

જેમની અસર આધુનિક જગત પર સીધી નહીં પણ આડકતરી છે, તેમની સંસ્કૃતિઓને બાજુએ મૂકીએ, તો ઈ. સ. પૂર્વે ૫૦૦ પહેલાં-ની મોટી મોટી સિદ્ધિઓ તે ઇઝરાયલના પેગંબરોની હારમાળા, ચીનનો કનફ્યુશિયન ધર્મ, અને ભારતના બ્રાહ્મણ ધર્મ તથા બૌદ્ધ ધર્મના પુરુષાર્થનું ફળ હતું. તેમણે જીવનની જે ફિલસૂફીઓ ઘડી કાઢેલી તેના જ ચીલા પર આજે મોટા ભાગનું જગત ચાલે છે. આ જુદા જુદા તંતુઓ જગતના ઇતિહાસના તાણાવાણામાં વણાઇ જાય એવી તકો તેમને માટે આજે મોજૂદ છે. તેમાંના કેટલાક તંતુ અર્વાચીન પરિસ્થિતિને અનુકૂળ ન હોય એમ કદાચ બને. એમ હોય તોપણ, જે લોકોને માનવજાતિની એકતા વિષે આસ્થા છે તે સહુને માટે મનુષ્યનાં ધીરાં ને ક્રમબદ્ધ ઉત્થાન અને પ્રગતિની કથા રસિક થઇ પડચા વિના નહીં રહે.

## ૨. વ્યક્તિ અને સમાજ

કોઇ પણ સમાજરચનાનો અભ્યાસ કરતાં આપણે આટલી વસ્તુઓનો અભ્યાસ કરવો જોઇએ: તે કયા મૂલભૂત વિચારોના પાયા પર રચાઈ છે; તેની પાછળ પ્રેરક બળ રૂપે જીવનની કઈ કલ્પના પડી છે; અને એ જીવનની એ કલ્પનાઓ કેવાં કેવાં કલેવરો ધારણ કરે છે. પ્રેરક કલ્પનાઓરૂપી આત્મા તેને ધારણ કરનાર રૂઢિઓ-રૂપી કલેવર કરતાં હમેશાં વિશાળ હોય છે. વ્યક્તિ, અને સમાજ સાથેનો તેનો સંબન્ધ, એ વિષેની હિંદુ કલ્પના કેવી છે તેનો સારામાં સારો ખ્યાલ આપવાને, ઉદાહરણરૂપે આટલી વસ્તુઓ બતાવી શકાય: (૧) ચાર પુરુષાર્થ — કામ, અર્થ, ધર્મ, અને મોક્ષ; (૨) ચાર વર્ણ—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર; (૩) ચાર આશ્રમ — બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ, અને સંન્યાસ. આ ત્રિવિધ સાધના વડે હિંદુઓ તેમના અન્તિમ ધ્યેયને પહોંચવા મથે છે. એ ધ્યેય એ છે કે દેહનું રૂપાન્તર આત્મામાં કરવું; જગતની પુણ્યને પંથે જવાની શક્તિ કેટલી છે તે શોધી કાઢવું; અને એમાંથી આનંદ મેળવવો.

અગાઉ એમ કહેવાતું કે ઇશ્વરે જગત એટલા માટે સરજ્યું કે તે દ્વારા તે પોતાનું રૂપ નિહાળી શકે. એ વચનના ખરાખોટાપણા વિષે આપણે ગમે તે ધારીએ, પણ એટલું તો નિર્વિવાદ છે કે જગતની હસ્તીનો હેતુ એ છે કે આપણે આપણું સાચું સ્વરૂપ ઓળખીએ, અને આસપાસના વાતાવરણમાં આપણા વિકસતા વ્યક્તિત્વને અનુકૂળ આવે એવું જે કંઇ હોય તેની સાથે એકરાગ સાધીને આપણા આત્માનું દર્શન, તેનો સાક્ષાત્કાર કરીએ ને જીવનનું સાફલ્ય મેળવીએ. આ મુકામ તરફ બધી વ્યક્તિઓએ એકાએક ને એકે સપાટે પહોંચવાની ધારણા ન રાખવી જોઇએ. ઉત્તરોત્તર વધતી જતી સાધના દ્વારા, વાસનામય જીવનને આસ્તે આસ્તે વિશુદ્ધ ને વિશાળ બનાવીને, અને મનની કામનાઓને ઉન્નત ને ઊર્ધ્વગામી બનાવતા રહીને જ, એ મુકામની યાત્રા કરવી ઘટે છે. જેવો માણસ, જેવી તેની વૃત્તિઓ, ને જેવી તેના મનોવિકાસની ભૂમિકા, તે પ્રમાણે તેને માટે નિયમો જુદા, તેને માટે સાધના જુદી, અને તેનું પરિણામ પણ જુદું. જીવન એટલું બધું વિવિધ અને જટિલ છે કે તેને સાવ સાદું રૂપ આપવું અશક્ય છે.

## ૩. ચાર પુરુષાર્થ

૧. મોક્ષ. વ્યક્તિનો વિકાસ એ માનવજીવનનું મુખ્ય ધ્યેય છે. ઉપનિષદ આપણને કહે છે કે પુરુષ કરતાં ઊંચું કંઈ જ નથી.[૨] પણ પુરુષ એટલે કંઈ પંચમહાભૂતમાંથી જન્મેલાં ને ભૌતિક પ્રકૃતિના નિયમો અનુસાર ચાલતાં શરીર, શ્વાસ અને મનનો સંચય નથી. મનુષ્ય ભ્રમણામાં પડીને માને છે કે કુદરતી વાસનાઓને વશ એવું, અડધું પશુ સમાન, જે પ્રાણી છે તે જ પોતાનું ખરું રૂપ છે. પણ વસ્તુતઃ એ એનું પૂરું કે ખરું રૂપ નથી. એ તો તેના આત્માને વાપરવાનું સાધન માત્ર છે; અને જીવનનું ખરું સત્ય તો આત્મા છે. પેલા ઉપરઉપરથી દેખાતા, બાહ્ય, જીવનને વટાવી પાર જવું, અને

૨*. पुरुषान्न परं किंचित् । कठोपनिषत् १; ३; ११.

આત્માને શોધી કાઢવો, એ મહાસિદ્ધિ મેળવવાનું સામર્થ્ય સર્વ પ્રાણીઓમાં એકલા મનુષ્યની પાસે જ છે.[3] ઉપનિષદમાં યાજ્ઞવલ્કયે કહ્યું છે: "હે ગાર્ગી, જે માણસ એ અક્ષરને જાણ્યા વિના આ લોકમાંથી ચાલ્યો જાય છે તે કૃપણ છે."[4] અંતરમાં ઊંડા ઊતરી આત્માને શોધવો; આત્માના આનંદમાં મગ્ન રહેવું; ને એ બતાવે તે રસ્તે ચાલવું; આત્મા પોતે અંદરથી કેવો બનશે ને બહારના વાતાવરણનો કેવો ઉપયોગ કરશે તે તેની પોતાની શક્તિ વડે જ નક્કી કરવું; આત્માની શક્તિ અને સત્ય પર આખા જીવનની ઇમારત રચવી; એનું નામ મોક્ષ યા આત્માની વિમુક્તિ છે. પોતાના અહંકારરૂપી દુર્ગમાં ભરાઈ બેસવું, અહંભાવ અને વાસનાઓમાં જ રચ્યાપચ્યા રહેવું ને તેને જ સાચો આત્મા માની લેવો, એ જ આપણાં સર્વ અશાંતિ ને અજંપાનું મૂળ છે; ને માણસ પોતાના મનની ભ્રમણાઓને લીધે જ એ અશાંતિ ને અજંપાનો ભોગ થઈ પડે છે. માણસ મન અને બુદ્ધિ દ્વારા, હૃદય અને પ્રેમ દ્વારા, સંકલ્પ અને શક્તિ દ્વારા, સર્વાત્મભાવ કેળવવાનો — ભૂતમાત્રને આત્મામાં, ને આત્માને ભૂતમાત્રમાં જોવાનો — પ્રયત્ન કરે, એ એની માનવતાને શોભા આપનારું છે.

૨. કામ. આ પૂર્ણત્વની સાધના અને સંસારનું વ્યાવહારિક જીવન એ બેનો મેળ ખાય એવો છે ખરો ? એક કલ્પના એવી ચાલે છે કે હિંદુ તત્ત્વજ્ઞાન જીવનને સાચું નહીં પણ મિથ્યા માને છે; તે અનેક મહત્ત્વની તૃપ્તિઓ ને પ્રવૃત્તિઓને તુચ્છ ગણે છે; અને તે મનુષ્યને પુરુષાર્થ કરવા માટે હોંશ કે ઉત્સાહ ચડાવે એવો કોઈ

---

૩*. जीवस्य तत्त्वजिज्ञासा नार्थो यश्चेह कर्मभिः । भागवत १; २; १०
(જગતમાં કર્મકાંડ વડે જે સ્વર્ગ મળે છે એ નહીં, પણ તત્ત્વ જાણવાની ઇચ્છા એ મનુષ્યનો મુખ્ય પુરૂષાર્થ છે.)

૪*. यो वा एतदक्षरं गार्ग्यविदित्वास्माल्लोकात्प्रैति स कृपणः । बृहदारण्यकोपनिषत् ३; ८; १०.

પ્રેરક હેતુ આપતું નથી. આત્મા અને જીવનને કશો સંબન્ધ ન હોય તો મોક્ષ એ એક અપ્રાપ્ય આદર્શ થઈ પડે, ને થોડાક સ્વપ્ન-દ્રષ્ટાઓની દૂરદૂરની એક ઝંખના માત્ર રહી જાય. સંસાર સાથેનો બધો સંબન્ધ એકાએક તોડી નાખીને જ માણસે મોક્ષ મેળવવાનો છે, એ વિચારને હિંદુ તત્ત્વજ્ઞાન પરથી ભાગ્યે જ ટેકો મળી શકે એવો છે. ઊલટું એ તત્ત્વજ્ઞાન તો કહે છે કે આપણે ધર્મબુદ્ધિ ને જ્ઞાનપૂર્વક સંસારની સામાન્ય ઘટમાળમાં થઈને પસાર થવું જોઈએ, તેને અંગે આવી પડતાં કર્તવ્યો પાર પાડવાં જોઈએ, અને તેમાંથી મળી શકે તે સુખચેન મેળવવાં જોઈએ. જીવનના વિરોધો ને વિસંવાદો શમાવી તેને સુરીલું ને એકરાગવાળું બનાવવું, હૃદયગુહાનાં ઊંડાણમાં ઊતરવું તેમજ વિશાળ વિશ્વને પ્રેમપાશમાં ભીડવું, ઊંડી સમાધિમાં ઊતરવું તેમજ નિરવાધ આનંદ અનુભવવો — આ પ્રકારે યોગ સાધવો એનું નામ આત્મપરાયણ જીવન. 'કામ' નામનો જે પુરુષાર્થ ગણાવ્યો છે તેનો સંબન્ધ મનુષ્યના ભાવનામય જીવન સાથે — તેની લાગણીઓ ને કામનાઓ સાથે — છે.[૫] માણસને તેની કામનાઓ તૃપ્ત કરવાની છેક જ બંધી કરવામાં આવે, તો તે કર્મેન્દ્રિયોને તો રોકે, પણ મનથી વિષયભોગ ભોગવવા લાગે; ગીતામાં જેને 'મિથ્યાચારી' કહે છે તેવો થઈ જાય;[૬] અને સતત માનસિક વ્યથાથી તેનું જીવન છિન્નભિન્ન બની જાય. અને તેના ઉપર પરાણે આવી પડેલું બંધન જ્યારે નીકળી

---

૫*. कामस्य नेन्द्रियप्रीतिर्लाभो जीवेत यावता। भागवत १; २; १०.

(કામનો હેતુ ઇન્દ્રિયોનું રંજન કરવાનો નથી. એનાથી જીવતર નભે એટલે બસ છે.)

૬. कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इन्द्रियार्थान् विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥ गीता ३; ६.

(જે મનુષ્ય કર્મ કરનારી ઇન્દ્રિયોને રોકે છે પણ તે તે ઇદ્રિયોના વિષયનું ચિંતન મનથી કરે છે તે મૂઢાત્મા મિથ્યાચારી કહેવાય છે.)

જાય ત્યારે તે પાછો ભોગવિલાસમાં ઝંપલાવે. એવો અતિરેક તેના મન અને આરોગ્યને હાનિકર્તાજ નીવડે.

૩. અર્થ. ત્રીજો પુરુષાર્થ 'અર્થ' ધન અને આર્થિક સુખ-સગવડની સાથે સંબન્ધ ધરાવે છે. ધન મેળવવાથી છેવટની તૃપ્તિ નથી મળતી એ ખરું, પણ તે જીવનને ટકાવી તેને સમૃદ્ધ બનાવવામાં મદદ કરે છે. નિર્ધનતા કે ગંદકીને ભારતવર્ષમાં કદી રાષ્ટ્રીય આદર્શ માનવામાં આવ્યો નહોતો. જે સમાજમાં અમુક અંશે પણ દારિદ્રયનો અભાવ હોય ત્યાં જ આત્માના વિકાસને માટે અનુકૂળ વાતાવરણ મળી શકે. જે માણસોને જીવનમાં તંગી ને ભૂખમરો વેઠવાં પડતાં હોય તેમનામાં ધાર્મિકતા હોય તોપણ બહુ જ ઓછી હોય. આર્થિક સંકડામણ અને વ્યક્તિગત સ્વાતંત્ર્ય બેનો મેળ ખાતો નથી.

૪. ધર્મ. અર્થ અને કામને જીવનમાં સ્થાન છે એ ખરું, પણ તેમને જો નિરંકુશપણે વર્તવા દેવામાં આવે તો તેમાંથી મળનારો લાભ પૂરેપૂરો ન સધાવા પામે. એટલા માટે કંઈક નિયમ, કંઇક માર્ગદર્શન, કંઇક સંયમ હોવાં જોઈએ. ધર્મ જીવનની જુદી જુદી પ્રવૃત્તિઓને વ્યવસ્થિત રૂપ આપી ધાર્યે રસ્તે દોરી જાય છે. માણસો પાસે કોઇ નૈતિક નિયમ કે સામાજિક રૂઢિનું પાલન કરાવનાર મત કે સંપ્રદાય તે ધર્મ નથી. ધર્મ એટલે જીવનનું સંપૂર્ણ નિયમન છે; મનુષ્યની સર્વ વૃત્તિઓની વચ્ચે એકરાગ સ્થાપનાર શક્તિ છે. ધર્મ દ્વારા મનુષ્યને પોતાના જીવનનો સાચો ને સમુચિત નિયમ જડે છે. પ્રત્યેક મનુષ્ય તથા સમૂહને, તેમજ આત્મા, મન, પ્રાણ અને શરીરની પ્રત્યેક પ્રવૃત્તિને, પોતપોતાનો ધર્મ હોય છે. માણસ પોતાની કામનાઓ તૃપ્ત કરે એ વાજબી છે, કેમકે તેમ કરે તો જ તેનું જીવન ફૂલેફાલે; પણ એ કામનાઓને વશ થવું ને તેના હુકમો માનવા એ કંઇ મનુષ્યનો જીવનધર્મ નથી. તે જો ધર્મ અથવા સદાચારના નિયમને ન અનુસરે, તો પોતાની કામનાઓનો પૂરેપૂરો લાભ ઉઠાવી

ન શકે. મહાભારતના એક પ્રસિદ્ધ શ્લોકમાં કહ્યું છે: "હું હાથ ઊંચા કરીને પોકારું છું, પણ કોઈ મારું સાંભળતું નથી. ધર્મમાંથી અર્થ અને કામ બંને મળે છે; તો પછી એવા ધર્મને તમે કેમ નથી અનુસરતા?"[૭] ધર્મ આપણને કહે છે કે આપણું જીવન સૌથી પહેલું આપણી પોતાની તૃપ્તિને માટે છે એ ખરું; પણ વસ્તુતઃ તો તે સમાજની સેવાને માટે, અને એથીયે વધારે આપણા પ્રત્યેકના તથા ભૂતમાત્રના અંતરમાં રહેલા પરમાત્માની સેવાને માટે છે. ધર્મ-પરાયણ જીવન એ જેમ મોક્ષનું સાધન છે, તેમ જ મુક્ત પુરુષને જગતમાં વિચરવાની રીત પણ છે.

ધર્મ અને તેનું પાલન એ મનુષ્યજીવનનો આરંભ અને અન્ત નથી; કેમકે ધર્મની પાર મોક્ષ પડેલો છે. મોક્ષ એટલે માત્ર સદાચારી જીવન નહીં, પણ સર્વાત્મભાવ. એ ધ્યેયની — એ પરમ પુરુષાર્થની — સાધના વ્યક્તિના આખા જીવનને તેમજ સમાજની આખી વ્યવસ્થાને ઉન્નત અને પુનિત બનાવે છે. આ ગૂઢ ને અગમ્ય એવા પરમ પદને ધ્યાનમાં રાખી, નિરંતર તેનું સ્મરણ કરતાં કરતાં, મનુષ્યે આખું જીવન પસાર કરવાનું હોય છે.

જીવનના ચાર પુરુષાર્થ મનુષ્યસ્વભાવનાં જુદાં જુદાં અંગોનું — કામના અને ભાવના, અર્થપ્રેમ, બુદ્ધિ ને નીતિપરાયણતા, અને આત્મા એ સર્વનું — દર્શન કરાવે છે, ને તે તે અંગની સાધના કરવાનો રસ્તો બતાવે છે. મનુષ્યના અંતરમાં આત્મશક્તિ વાસ કરે છે, ને તેના જીવનના અણુએ અણુને વ્યાપી વળે છે. એ આત્માને પ્રાપ્ત કરવાની, તેનું દર્શન કરવાની, તાલાવેલી માણસના મનમાં જાગે ત્યારે જ તે પૂરેપૂરો મનુષ્ય બને છે. વિજ્ઞાન અને કલા, યાન્ત્રિક શોધખોળ, અને સમાજસેવાના કાર્યક્રમો એટલામાં જ જીવન સમાપ્ત

---

૭*. ऊर्ध्वबाहुर्विरौम्येष न च कश्चिच्छृणोति माम् ।
धर्मादर्थश्च कामश्च स धर्मः किं न सेव्यते ॥ महाभारत

થતું હોય ત્યાં સુધી તે અધૂરો રહે છે ને ખરેખરો મનુષ્ય બનતો નથી. આપણે એકબીજા પ્રત્યે ઉદ્ધત અને નીચ, અન્યાયી અને નિર્દય બનતા હોઈએ, સગાંસ્નેહીઓ સાથેના આપણા સંબન્ધો દુઃખમય હોય, ને આપણામાં એકબીજાને વિષે સમજ અને સમભાવ ન હોય, તો તેનું કારણ એ છે કે આપણે જીવનની સપાટી ઉપર જ બહુ રહીએ છીએ, અને હૃદયગુહાનાં ઊંડાણમાં વસતા અંતરાત્મા સાથેનો આપણો સંપર્ક તૂટી ગયો છે. વ્યક્તિ અને સમાજ બંનેનું સર્જનશીલ જીવન આત્મારૂપી ઝરણમાંથી પોષાય છે. પણ એ ઝરણ જ્યારે સુકાઈ જાય ત્યારે બૌદ્ધિક, નૈતિક અને સામાજિક એ સર્વ ક્ષેત્રમાં જાતજાતના રોગ ફાટી નીકળે છે. આપણા વિચાર નિરંતર ભમ્યાં કરે છે; જગતમાં એકબીજાથી ઊલટી એવી ફિલસૂફીઓ ગોટાળો પેદા કરી રહી છે; એકબીજાના વિરોધી એવા આદર્શો રાષ્ટ્રીય સરહદો ને ભૌગોલિક વિભાગોને વટાવી આખા જગતમાં ફેલાઈ રહ્યા છે; એ બધાં ચિહ્નો સૂચવે છે કે આપણે આત્મારૂપી ઘર વિનાના બની ગયા છીએ. આ અશાન્તિ ને અજંપો એક અર્થમાં પવિત્ર છે; કેમકે તેની પાછળ એક એવી કબૂલાત રહેલી છે કે ઇહલોકની પાર નજર ન નાખનારી, ને પોતાને સ્વયંપૂર્ણ માનનારી, નરી માનવસેવાની ભાવના નિષ્ફળ નીવડી છે. આર્થિક સંયોજનો કે રાજકીય ગોઠવણો દ્વારા આપણે જગતમાં શાંતિ સ્થાપી શકવાના નથી. માત્ર વિશુદ્ધ હૃદયવાળા પુરુષો જ, માણસોનાં મનની વચ્ચે કંઇક અકળ એવો એકરાગ સાધીને, ન્યાય અને પ્રેમની સ્થાપના કરી શકે છે. મનુષ્યની જે ખરેખરી મહત્તા છે તે તો તેણે પોતે, સ્વપુરુષાર્થ વડે જ, પ્રાપ્ત કરેલી હોય છે. શાસ્ત્રો તો માત્ર રસ્તો બતાવી શકે. એ રસ્તે ચાલવાનો પુરુષાર્થ તો દરેક માણસે પોતે જ કરવો રહે છે. કર્મનો નિયમ કહે છે કે દરેક મનુષ્ય પોતાના જીવનને સારુ જવાબદાર છે. અંગ્રેજ કવિ કિપલિંગે બીએલઝીબબની પાસે કહેવડાવ્યું છે: "પાપ તમે બબ્બે જણ મળીને કરો છો

ખરા, પણ તેનો બદલો તો તમારે એકલાએ જ ભરવો પડશે." એકની અવેજીમાં બીજા પાસે પુરુષાર્થ કરાવીને મોક્ષ નથી મેળવાતો; તેમજ એકસામટા ટોળાને પણ મોક્ષ નથી મળતો. અતિ પ્રાચીન સમાજોમાં પાપપુણ્યને માટે આખા સમુદાય સામટા જવાબદાર મનાય છે. પણ પુનર્જન્મ વિષેની માન્યતા ખરી હોય, તો કર્મનો દોષ તે કર્મ કરનાર માણસને જ ચોંટે છે. પાપકર્મની સજા માણસે પોતે જ — આ ભવે નહીં તો આવતે ભવે, કે તે પછીને ભવે — ભોગવવી રહી. વ્યક્તિના આત્માનું ગૌરવ અને તેની જવાબદારી બંનેનો હિંદુ સમાજવ્યવસ્થામાં સ્વીકાર કરેલો છે.

## ૪. ચાતુર્વર્ણ્ય

ધર્મનો ઉદ્દેશ એ છે કે મનુષ્યનું વાસનામય જીવન લઇને તેના પર અંકુશ મૂકવો; માત્ર તેમ કરતાં તેની વિશાળતા, સ્વતંત્રતા ને વિવિધતા પર કાપ ન પડવા દેવો. ધર્મની બે બાજુઓ છે — સામાજિક અને વ્યક્તિગત. મનુષ્યોનાં ગુણકર્મ અનુસાર સમાજમાં તેમને અપાયેલા સ્થાનને માટે નિર્માયેલાં કર્તવ્યોની યોજના કરનાર વર્ણધર્મ તે સામાજિક બાજુ. અને બાળપણ, યૌવન અને ઘડપણ વગેરે અવસ્થાઓને અંગે નિયત થયેલાં કર્તવ્યોની યોજના કરનાર આશ્રમધર્મ તે વ્યક્તિગત બાજુ. ચાતુર્વર્ણ્યવ્યવસ્થાની ચર્ચા ત્રણ જુદાં જુદાં દૃષ્ટિબિંદુથી કરી શકાય એમ છે. એ ત્રણ દૃષ્ટિબિંદુ તે આધ્યાત્મિક–સામાજિક, નૈતિક–માનસિક, અને રૂઢિગત.

૧. ચાર વર્ણનો પહેલવહેલો ઉલ્લેખ ઋગ્વેદના પુરુષસૂક્તમાં આવે છે. સૃષ્ટિના સર્જક પુરુષના શરીરમાંથી — તેના મુખ, બાહુ, સાથળ અને પગમાંથી — ચાર વર્ણો ઉત્પન્ન થયા એમ તેમાં કહ્યું છે.[૮] આ કાવ્યમય રૂપક દ્વારા એમ બતાવવાનો આશય છે કે આખો સમાજ

---

૮*. ब्राह्मणोऽस्य मुखमासीद् बाहू राजन्यः कृतः । उरू तदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रोऽजायत । ऋग्वेद १०; ९०; १२.

મળીને એક સજીવ દેહ છે, ને જુદા જુદા વર્ણો એ દેહના અવયવો જેવા છે. જગતમાં માણસ એકલો નથી, ને તેણે પોતાના જ સ્વાર્થ માટે મહેનત કરવાની નથી, પણ તે મનુષ્યમાત્રની સાથે ઐક્યનો સંબંધ ધરાવે છે, ને તે સર્વની સેવા તેણે કરવાની છે. મનુષ્યનો આત્મા વિશ્વના અંતિમ ધ્યેય પ્રત્યે સતત પ્રયાણ અને પ્રગતિ કરે છે, એને લીધે જ તેને સર્વ માનવ જીવો પ્રત્યે ઐક્ય અને સમભાવ ઉત્પન્ન થાય છે, ને તે મનુષ્યમાત્રને પ્રેમપાશમાં ભીડવા મથે છે. સમાજ એ મનુષ્યથી પરાઇ કોઇ વસ્તુ છે; તેનો બોજો મનુષ્ય પર પરાણે લાદવામાં આવ્યો છે; એ બોજા નીચે તે કચડાઈ રહ્યો છે; ને તેની સામે પોતાના જ્ઞાન અને કર્મ વડે બળવો કરે છે; એવી સ્થિતિ હરગિજ નથી. વિશ્વનો પરમાત્માએ નિર્મેલો જે હેતુ પ્રાકૃતિક અને અતિપ્રાકૃતિક ક્ષેત્રમાં બીજી રીતે પ્રગટ થાય છે તેને સામાજિક ક્ષેત્રમાં પ્રગટ કરવાનો જે પ્રયત્ન, તેમાંથી જ માનવ સમાજની ઉત્પત્તિ થયેલી છે.

એક છેડે વ્યક્તિ, અને બીજે છેડે સમષ્ટિ અથવા સમગ્ર માનવ સમાજ, એ બેની વચ્ચે કેટલાક નાના નાના સમૂહો આ સમાજવ્યવસ્થાએ ઊભા કરેલા છે. એ સમૂહો સ્થાપવાનો ઉદ્દેશ તો માનવજાતિની વિશાળ એકતા સધાવામાં મદદ કરવાનો છે; પણ વસ્તુતઃ એ સમૂહો ઘણીવાર વિઘ્નકર્તા થઇ પડે છે. માનવજાતિ આજના કરતાં વધારે ઐક્યબદ્ધ થાય તોપણ, સમગ્ર માનવકુટુંબમાં જે જાતજાતની વૃત્તિઓ છે તે સર્વના વિકાસને સારુ વચગાળાના નાના નાના સમૂહો તો રહેવાના જ. કુટુંબ, ગોત્ર, જાતિ, રાષ્ટ્ર એ બધાં વિશ્વકુટુંબભાવ સુધી પહોંચવાની આ સતત યાત્રામાં વચ્ચે એક પછી એક આવનારા મુકામો છે. આમ પ્રત્યેક મનુષ્ય આખા માનવ કુટુંબનો જ નહીં, પણ વર્ણ અથવા દેશનો, કોમ અથવા ધર્મનો, અવયવ પણ છે. આવા નાના સમૂહો, જે વ્યક્તિ અને માનવકુળ બેની વચગાળાના પ્રદેશમાં ગોઠવાયેલા છે, તેમનું કામ પોતપોતાનો

સ્વાર્થ સાધી લેવાનું નથી, પણ એકબીજાની સેવા કરવાનું, ને એકબીજાના ધ્યેયની સિદ્ધિમાં મદદ કરવાનું છે.

આવો કોઈ ધાર્મિક, રાજકીય, કે આર્થિક સમૂહ પોતાને સાવ સ્વતંત્ર ને નિરંકુશ ગણે, પોતાને કોઇની કશી ગરજ નથી એમ માને, અને દરેક માણુસને ફરમાવે કે તેણે આ સમૂહની જ સેવા કરવી ને તેના વિકાસમાં જ બધી શક્તિ વાપરવી,—તો એમ જ કહેવું જોઇએ કે આવી માગણી કરવાનો હક એ સમૂહને નથી. "જગત મારે માટે નિર્માયું છે; મને મારે પોતાને જ ખાતર જીવવાનો અધિકાર છે; અને સમાજની જરૂરિયાતો ધ્યાનમાં લેવાને હુ બંધાયેલો નથી;" એમ કહેવાનો અધિકાર જેમ વ્યક્તિને નથી, તેમ વ્યક્તિને તેના સર્વ હકો જતા કરવાનું કહેવાનો હક સમાજના કોઇ સમૂહને પણ નથી. વ્યક્તિનો સ્વતંત્ર ને અકુંઠિત વિકાસ, અને સમાજની નીરોગી ખિલવણી, એ બે સિદ્ધાન્તોને આધારે જ બધું સમૂહજીવન ચાલવું જોઇએ. વ્યક્તિ અને સમાજ એકબીજા પર આધાર રાખનારાં છે. વ્યક્તિનો સંગીન વિકાસ સધાતો હોય તો જ સમાજ ખીલે ને ફૂલેફાલે. તે જ પ્રમાણે સમાજ નીરોગી હોય તો જ વ્યક્તિના વિકાસને માટે પણ સારામાં સારું વાતાવરણ મળે. કીડીનો રાફડો કે મધમાખીનો મધપૂડો એ કંઈ માનવી સમાજતંત્રને માટે આદર્શરૂપ નથી. વ્યક્તિને ગુલામ બનાવવાથી સમાજમાં એકરાગ કદી સ્થપાવાનો નથી.

મનુષ્ય કંઇ એકાકી વ્યક્તિ નથી. તેને પોતાના સ્વભાવ, વર્તન, અને સામાજિક કર્તવ્યને લીધે કોઇ ને કોઇ સામાજિક સમૂહનું અંગ બનવું પડે છે. ચાતુર્વર્ણ્યની વ્યવસ્થા ઇશ્વરે સરજેલી છે, એમ કહેવામાં આવે છે તેનો અર્થ એટલો જ છે કે આત્મજ્ઞાન, કારભાર ચલાવવાની શક્તિ, ઉત્પાદનની કુશળતા, અને વફાદાર સેવા એ ગુણો કોઇ પણ સમાજવ્યવસ્થાનાં અતિ આવશ્યક અંગ છે. જ્ઞાની માણસોનું કામ સમાજરચનાની યોજના ઘડવાનું, બળવાન માણસોનું કામ એ યોજનાને મંજૂર રાખવાનું એટલે કે શસ્ત્રબળના

ટેકાવાળી સત્તા વડે તેને ટકાવવાનું, અને કુશળ માણસોનું કામ વફાદાર મજૂર કારીગરોની મદદ વડે તેને અમલમાં ઉતારવાનું છે. ચાતુર્વર્ણ્યની યોજના જગતની પ્રગતિને માટે કરેલી છે.[૯] તે ખાસ હિંદુઓને માટે જ ઘડેલી છે એમ પણ નથી. તે તો સમગ્ર માનવ-જાતિને માટે નિર્મેલી છે; કેમકે આખી માનવજાતિ એક જ આખરી મુકામે પહોંચવા નીકળેલી છે, અને ઇતિહાસની અગણિત સહસ્રાબ્દિઓ વટાવતી એ દિશામાં ઉત્તરોત્તર આગળ વધતી જાય છે. મનુષ્યના સર્વ પ્રયત્નનો સાચો ઉદ્દેશ છે લોકસંગ્રહ, એટલે કે માનવજાતિને તેના વિકાસને પંથે ટકાવી રાખવી તે. આ જ ઉદ્દેશ મનમાં રાખીને હિંદુ નેતાઓએ આદિવાસી કોમોને તથા ગ્રીકો ને સિથિયનો જેવા પરદેશી વસાહતીઓને અપનાવી હિંદુ પરિવારમાં લીધા હતા; અને તેમના પૂજારીવર્ગને બ્રાહ્મણ તરીકે તથા લડવૈયાઓને ક્ષત્રિય તરીકે સ્વીકાર્યા હતા.

૨. વ્યક્તિ સમાજમાં રહે છે ને સમાજને આધારે નભે છે; તેથી તે પોતાના વ્યક્તિત્વનો વિકાસ સમાજ મારફતે જ સાધી શકે. એને સમાજમાં સુરક્ષિત જગા કરી આપવી જોઇએ, જેથી તે સમાજ પાસેથી વધારેમાં વધારે મદદ મેળવી શકે. સ્વભાવભેદ પ્રમાણે વહેંચણી કરતાં માણસોના ચાર વિભાગ પડે છે — વિદ્યા અને જ્ઞાન સંપાદન કરનાર; સત્તા અને કારભાર ચલાવનાર; કુશળ કારીગર; અને શ્રમજીવી મજૂર. માણસના સ્વભાવમાં જે જે ગુણ આગળ-પડતા દેખાઈ આવે તે પ્રમાણે તેને કયા વિભાગમાં મૂકવો તે નક્કી થાય છે.

જેમનામાં બુદ્ધિનું પ્રાધાન્ય હોય તેઓ બ્રાહ્મણ છે. પ્રયત્નપૂર્વક જ્ઞાન મેળવવું, તે જ્ઞાન બીજાઓને આપવું, ને જગતમાં તેનો પ્રચાર કરવો, એ આ બ્રાહ્મણોનું કામ છે. જેને સંકુચિત અર્થમાં વહેવારુ પ્રવૃત્તિ કહેવામાં આવે છે તેની પ્રવૃત્તિમાં રોકાવાનું કામ તેમનું

---

૯*. लोकानां तु विवृद्धयर्थम् ।

નથી. તેઓ કોઈ એકાદ કલા, વિજ્ઞાન કે ફિલસૂફીના અધ્યયન અને અધ્યાપનમાં આનંદ માને છે; અને મનની અનાસક્ત પ્રવૃત્તિમાં રચ્યાપચ્યા કેમ રહેવું તેનો દાખલો પૂરો પાડે છે. આ વર્ણના ગુણોમાં જ્યારે વિકૃતિ થવા પામે ત્યારે બ્રાહ્મણોમાં નર્યો બુદ્ધિવાદ કે કલ્પનાવિલાસ આવે, પણ તેની સાથે ઊંચા પ્રકારનું ચારિત્ર કે ધર્મબુદ્ધિ ન હોય; એકાદ નાનકડા વિષયમાં પારંગત થવાની ઇચ્છા હોય, પણ મનનાં દ્વાર નવા નવા વિચારોને માટે ખુલ્લાં રાખવાની તૈયારી ન હોય; જે કંઇ નવું જોયું તેની પાછળ પડવાની ઘેલછા હોય; સમાજમાં પ્રચલિત રૂઢિના ગાડરિયા પ્રવાહમાં ચાલવાની વૃત્તિ હોય; મોળો આદર્શવાદ હોય, પણ તે આદર્શો આચરણમાં ઉતારવા માટે જે પુરુષાર્થ જોઇએ તે ન હોય. "આત્માનું અપરોક્ષ દર્શન, તેનો સાક્ષાત્કાર કરે, અને તેના વડે કૃતાર્થ થયાના ભાનથી વર્તે તે સાચો બ્રાહ્મણ," એમ કહ્યું છે.[૧૦] ભવિષ્યની જે માનવજાતિમાં દ્વેષ, હિંસા ને ધર્માંધતાનું નામ નહીં હોય તે માનવજાતિની ઊંચા પ્રકારની સેવા તે ઉદારતાથી, ને હિંમતભેર કરે; તેમ કરવામાં જે સ્વાર્પણમય પ્રેમ જોઇએ તે કેળવે; અને એવી સેવા કર્યાના ભાનમાંથી જે પ્રસન્નતા ને આનંદ મળે છે તે અનુભવે, એટલું જ નહીં પણ એ પ્રસન્નતા ને આનંદની મૂર્તિ બની રહે; એવી અપેક્ષા બ્રાહ્મણ પાસેથી રખાયેલી છે. બ્રાહ્મણો નીતિનો માર્ગ બતાવે છે. તેઓ ધર્મનો ઉપદેશ કરે છે ખરા, પણ બળાત્કારે તેનું આચરણ કરાવતા નથી. સમાજનો કારભાર ચલાવવાનું કામ તેમનું નથી. તેઓ સત્તાપ્રેમ તેમજ તાત્કાળિક જરૂરિયાતોનું દબાણ બંનેથી અળગા રહે છે. પ્લેટો કહે છે કે રાજાઓ ફિલસૂફ પણ હોવા જોઇએ. તેણે ગુફાનું રૂપક આપ્યું છે, તેમાં કહ્યું છે કે જે જ્ઞાની પુરુષ ગુફાના અંધકારમાંથી નાસીને બહારના પ્રકાશમાં જતો રહ્યો હોય તેણે, એ પ્રકાશમાં ન રહેતાં,

---

૧૦*. यः कश्चिदात्मानमपरोक्षीकृत्य कृतार्थतया वर्तते स एव ब्राह्मणः । वज्रसूचिकोपनिषत्.

બીજાઓને શિક્ષણ આપવા માટે ગુફામાં પાછા જવું જોઇએ. "એને અન્યાય ભલે થાય, છતાં અમે એને પાછા જવાની ફરજ પાડીશું જ." હિંદુ તત્ત્વજ્ઞો માને છે કે જેમને ડગલે ડગલે સત્તા વાપરવી પડતી હોય, ને જેઓ એવા કામમાં રોકાયેલા ને ઊંડા ખૂંપી ગયેલા હોય, તેઓ સાવ તટસ્થ કે રાગદ્વેષથી મુક્ત હોઈ ન શકે. રાજ્યકર્તાનું કામ રાજ્યનો કારભાર ચલાવવાનું, અને વિચારકોનું કામ તત્ત્વચિંતન કરવાનું, રહેશે. સમાજની આગેવાની આંધળાઓના હાથમાં ન સોંપી દેવી હોય, તો આપણે તત્ત્વચિંતક ઋષિમુનિઓને સમાજમાં અગ્રપદ આપવું જોઇએ. દરેક સમાજમાં એક વર્ગ એવો હોવો જોઇએ જેને આર્થિક સુખસગવડની ચિંતા ભોગવવાની ન હોય, હરીફાઇમાં ઊતરવાનું ન હોય, અને સમાજ પ્રત્યે કોઈ જાતની જવાબદારી ન હોય. સ્વતંત્રતા એ ઉચ્ચતર જીવનનું આવશ્યક અંગ છે; અને માણસોને ધોંચપરોણા કરીને કે કર્તવ્યનું સ્મરણ કરાવીને કંઈ સર્વોચ્ચ તત્ત્વોની શોધ કે તેનો સાક્ષાત્કાર ન કરાવી શકાય. એ કામ તો અંતરના ઉત્સાહ અને ઉમળકાથી જ બની શકે.

જે માણસો સત્યપ્રાપ્તિની પ્રવૃત્તિમાં રોકાયેલા હોય તેમણે આસપાસના વાતાવરણથી અલિપ્ત ને અનાસક્ત રહેવું આવશ્યક હોય છે. અખૂટ ધીરજ, સર્વ પ્રકારના ક્ષુલ્લક ને તુચ્છ ભોગવિલાસ માટેનો તિરસ્કાર, દંભના જરા પણ અંશ વિનાની નમ્રતા, અમર આશા, અને અડગ નિર્ભયતા એ સત્યના ઉપાસકનાં લક્ષણ છે.[11] એમનું જે નિયત કર્મ છે તેને માટે આ ગુણો તેમને લાયક બનાવે છે ખરા; પણ સાથે જીવનના વહેવારમાં સફળતા મેળવવાને નાલાયક બનાવે છે. સમાજ પાસેથી તેમને આજીવિકા મેળવવાનો જે હક છે

---

૧૧*. योगस्तपो दमो दानं सत्यं शौचं दया श्रुतम् ।
विद्या विज्ञानमास्तिक्यमेतद् ब्राह्मणलक्षणम् ॥ वसिष्ठ

(યોગ, તપ, દમ, દાન, સત્ય, શૌચ, દયા, અભ્યાસ, વિદ્યા, વિજ્ઞાન, અને આસ્તિકતા એ બ્રાહ્મણનાં લક્ષણ છે.)

તેની જો પૂરતી રક્ષા કરવામાં ન આવે તો તેઓ એકલા અટુલા પડી જાય, ને કદાચ તેમને ભૂખે મરવા વારો પણ આવે. જે વસ્તુઓ પ્રત્યે તેમને તિરસ્કાર હોય તેની સાથે માંડવાળ કરતાં તેમનું આત્મબળ જ તેમને રોકશે. નિઃસ્વાર્થ સત્યશોધકોનો એક નોખો વર્ગ હોય, સમાજ તેનો નિર્વાહ ચલાવતો હોય, સમાજ પર તેનો પ્રભાવ પડતો હોય, અને સત્તા ભોગવવાની બૂરી લાલચ એ વર્ગને સ્પર્શી શકતી ન હોય, તો જ સમાજ સ્થિર રહે ને વિકાસ પામી શકે. ઊંડા ઉતરીને જોઇએ તો, માનવ સંસ્કૃતિની ઇમારત તત્ત્વદર્શનના પાયા પર જ રચાયેલી દેખાય છે.

એ સાદા, ને ઓછાં સંગઠન ને જંજાળવાળા જમાનામાં પણ જો નોખો બ્રાહ્મણવર્ગ આવશ્યક ગણાતો, તો આજે તો એની જરૂર ઘણી વધારે છે; કેમકે આજે રાષ્ટ્રીય હિતને જ શુદ્ધ સત્ય માની લેવાની વૃત્તિ ચોમેર ફેલાયેલી છે. આપણા બુદ્ધિમાન લોકો, વિરલ અપવાદો બાદ કરતાં, આજે રાજકીય શાસકવર્ગના કહ્યાગરા ચાકર બની ગયા છે. નેપોલિયનને એની સેનાને મોખરે ઘોડા પર બેઠેલો જોઇને હેગલે કહેલું: "મેં વિશ્વાત્માને અશ્વારૂઢ થયેલો જોયો." તત્ત્વચિન્તકો જ્યારે કોમ, વર્ગ કે રાષ્ટ્રના રાગદ્વેષને પોષવા સારુ બજારમાં ઊતરી આવે છે ત્યારે તેઓ પોતાનું કર્તવ્ય ચૂકે છે. તેઓ પોતાના આત્માને રાજ્યપ્રકરણી માનસરૂપી દિવાલોમાં પુરાવા દે, અને સમાજની આગળ સમગ્ર માનવજાતિ ને માનવ સંસ્કૃતિનો ચિતાર ખડો કરવામાં ચૂકે, તો સમાજનું આખું મંડાણ હાલી જાય. સમાજને આત્મજ્ઞાન આપવાનું કામ જેમના હાથમાં છે તેમણે, મનની પ્રામાણિકતાને એક પવિત્ર સંપત્તિ માની, આત્મજય કરી પોતાના રાજા બનવું ઘટે છે; અને "જગતનાં સર્વ નગરો, સર્વ રાજ્યો, સર્વ સામ્રાજ્યો નશ્વર છે, અને અનશ્વર તો એકલો મનુષ્યનો આત્મા જ છે," એ સત્ય ઉચ્ચ સ્વરે પોકારવું ઘટે છે. થ્યુસીડીડીસે એવા જગતનો ચિતાર કલ્પેલો જેમાં આથેન્સની હસ્તી નાબૂદ થઈ

ગઈ હોય. પોલીબિયસે એવું શબ્દચિત્ર આપેલું જેમાં કાર્થેજનો રોમન વિજેતા અગ્નિની જ્વાળાઓમાં બળી રહેલા એ નગરને નિહાળી ઊંડા વિચારમાં ગરકાવ થઈ ગયો હતો; અને તેણે કહેલું: "રોમને પણ એના વિનાશની ઘડી જોવી પડશે."

અત્યારે તો બ્રાહ્મણોને કદાચ મફતનું ખાનારા કહીને નિંદવામાં આવશે. શાળાકોલેજો, સંગ્રહાલયો ને ચિત્રસંગ્રહોને ઉત્તેજન આપવાનું જેમ રાજ્યનું કામ છે, તેમ તેણે એક ફુરસદ ભોગવનારા વર્ગને પણ નભાવવો જોઈએ. આજની દુનિયામાં તો જેમને વારસામાં ધન મળ્યું હોય તેમને જ ફુરસદ મળે છે. પણ શ્રીમંત માબાપની સંતતિમાં અસાધારણ બુદ્ધિ ને સમજશક્તિ હોય છે એમ માનવાનું કશું કારણ નથી. ચીનમાં આ વર્ગને માટે હરીફાઈવાળી પરીક્ષાઓ લઈને પસંદગી કરવામાં આવતી. પણ આ વર્ગને માટે જે ખાસ તાલીમ જોઈએ તે છોકરાઓ પરીક્ષા આપવા લાયક ઉંમરના થાય ત્યાં લગી મુલતવી ન રાખી શકાય. એ તાલીમ ઠીકઠીક વહેલી શરૂ કરવી હોય તો એને માટે આપણે છોકરાઓને જન્મ પછી થોડા વખતની અંદર જ પસંદ કરવા જોઈએ. એ પસંદગી ચિઠ્ઠીઓ નાખીને કરી શકાય શું? હિંદુઓએ એમ માની લીધેલું કે જે કુટુંબમાં ફુરસદવાળા વર્ગના જેવા સંસ્કારો પરાપૂર્વથી ચાલ્યા આવતા હોય તે કુટુંબમાં જન્મ લેનાર છોકરાઓને આ કામ માટે પસંદ કરવાથી કદાચ આ કોયડાનો સારામાં સારો ઉકેલ મળી રહે.

અધ્યાત્મશાસ્ત્ર રચવું, સમાજની નવરચના માટે યોજનાઓ ઘડવી, અને જગતને જીવનના સર્વોચ્ચ આદર્શોનો સ્વીકાર કરવાને સમજાવવું, એ બ્રાહ્મણનું કામ છે; જ્યારે ક્ષત્રિયનું કામ એ આદર્શો સિદ્ધ કરવાના ઉપાયો યોજવાનું છે. રામાયણ મહાભારત આદિ પ્રાચીન મહાકાવ્યોમાં જ નહીં, પણ રાજપૂત શૂરાતનના મધ્યયુગીન ઇતિહાસમાં પણ આપણે એવા ક્ષત્રિય રાજાઓ જોઈએ છીએ જેઓ વીરત્વની મૂર્તિ હતા, જેમની કીર્તિ આકાશના તારા સુધી

પહોંચી હતી, જેમને કોઇ પણ પ્રકારનો ભય ડરાવી શકતો નહીં, જેમને કોઈ મુસીબત હંફાવી શકતી નહીં, ને જેમને યુદ્ધમાં પાછી પાની કરવામાં રહેલી નામોશીના કરતાં તો મરવું સારું લાગતું. કોઇ પણ જાતનાં જોખમ કે મુશ્કેલીથી ન ડરે એવો વીરતાભર્યો નિર્ધાર, કંઇ પણ હીણું કે અધમ કામ કદી ન કરે એવું આત્માનું આર્યત્વ, તથા અન્યાય ને જુલમનો અડગ ને અણનમ પ્રતિકાર, એ ગુણો તે ક્ષત્રિયનાં લક્ષણ છે.[૧૨] સત્તાના ઉપાસકો, પશુબળ વાપરનાર માણસો, ને સ્વાર્થી જાલિમો એ આ વર્ણની વિકૃતિના નમૂના છે. મનુષ્યસ્વભાવની પૂર્ણતા માટે બ્રાહ્મણના જેટલા જ ક્ષત્રિયના ગુણ પણ જરૂરના છે.

રાજ્યપ્રકરણ એ કંઇ જીવનની શ્રેષ્ઠ પ્રવૃત્તિ નથી. રાજ્યની હસ્તી એટલા માટે છે કે એના પ્રજાજનો સારી ને સુખી જિંદગી ગાળી શકે. રાજ્ય પોતાના વર્તનની યોગ્યાયોગ્યતાનો નિર્ણય ન કરી શકે. સમાજમાં પુણ્ય શસ્ત્રબળને આધારે ટકે છે એ ખરું, પણ 'ધર્મ બળવાનની ઇચ્છા પર આધાર રાખે છે,'[૧૩] એમ કહેવું બરાબર નથી. રાજ્ય નીતિધર્મના નિયમોથી પર નથી. રાજ્યની હસ્તી ખસૂસ વ્યક્તિના હિતને અર્થે જ છે; અને તેથી વ્યક્તિનું બલિદાન માગવાનો રાજ્યને કશો અધિકાર નથી. માત્ર પોતાનું કામ નિર્વિઘ્ને

---

૧૨. शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥ गीता १८;४३.

(શૌર્ય, તેજ, ધૃતિ, દક્ષતા, યુદ્ધમાં પાછા ન હઠવું, દાન, રાજ્યકર્તાપણું એ ક્ષત્રિયનાં સ્વભાવજન્ય કર્મો છે.)

शौर्यं वीर्यं धृतिस्तेजस्त्याग आत्मजयः क्षमा ।
ब्रह्मण्यता प्रसादश्च रक्षा च क्षत्रलक्षणम् ॥ भागवत ७; ११; २२.

(શૌર્ય, વીર્ય, ધૃતિ, તેજ, ત્યાગ, આત્મજય, ક્ષમા, વેદાભ્યાસ, પ્રસન્નતા, અને પ્રજાની રક્ષા, એ ક્ષત્રિયનાં લક્ષણ છે.)

૧૩*. वशे बलवतां धर्मः । महाभारत–शान्तिपर्व १३४; ८.

ચાલે એને માટે જે પરિસ્થિતિ ને વાતાવરણ જોઇએ તે માગવાનો પૂરો અધિકાર તેને છે ખરો. આજે આપણે રાજ્યને ઇશ્વરરૂપે પૂજાતું જોઇએ છીએ. ધર્માધર્મનો, કાર્યાકાર્યનો નિર્ણય કરવાનો અધિકાર રાજ્યનો છે; રાજ્યની ઇચ્છા તૃપ્ત કરવાને ગમે તેવો ગુનો કરેલો વાજબી ગણાય; નીતિનિયમ તો કેવળ વ્યક્તિઓને જ માટે છે; એ જાતના વિચારો ફેલાયેલા જોઇએ છીએ. પણ એ વસ્તુઓ હિંદુ ધર્મના વિચારથી છેક જ ઊલટી છે. રામ લક્ષ્મણને કહે છે: "હું સત્યને કાજે શસ્ત્ર ધારણ કરું છું. સાગરરૂપી વસ્ત્ર ધારણ કરનારી આ પૃથ્વી મારે માટે દુર્લભ નથી. પણ હું તો અધર્મ વડે ઇંદ્રાસન પણ મેળવવા ઇચ્છતો નથી."[૧૪] રાજ્ય જેટલે અંશે વ્યક્તિનો પૂર્ણ વિકાસ સાધવામાં સહાયક અને રક્ષક હોય તેટલે અંશે જ તેની પ્રવૃત્તિ યોગ્ય અને સાર્થક ગણાય. વ્યક્તિની સ્વતંત્રતા ને તેનું સુખ એ ધ્યેય છે; અને સર્વ પ્રકારનાં સરકારી તંત્ર એ તો એ ધ્યેયની પ્રાપ્તિને માટે અનુકૂળ સાધન માત્ર છે.

જે કંઇ આજે હસ્તીમાં છે તે સાચું ને વાજબી છે, અને પ્રશિયન ઢબનું લશ્કરી રાજ્ય એ પૃથ્વી પર પ્રગટ થતું પરમાત્માનું સર્વોત્તમ રૂપ છે, એવો સિદ્ધાન્ત હેગલે ચલાવ્યો છે. વ્યવહારમાં એનો અર્થ એ થયો કે નીતિધર્મની કશી સત્તા છે જ નહીં. જે કંઇ હસ્તીમાં છે તે બધું સારું છે એમ તે ભ્રમથી માની લે છે; અને સબળ નિર્બળનો ભેદ તે જ સાચાખોટાનો ભેદ છે એમ પોતાના મનને તથા લોકોને સમજાવે છે. એ મત પ્રમાણે, ન્યાય નહીં પણ પશુબળ યા શસ્ત્રબળ એ મહત્ત્વની વસ્તુ છે; અને ન્યાય એ પણ ચડિયાતા પશુબળનું જ બીજું નામ છે. એટલે કોઇ પણ સરકારની

---

૧૪*. ......................सत्येनायुधमालभे ।
नेयं मम मही सौम्य दुर्लभा सागरांबरा ।
न हीच्छेयमधर्मेण शक्रत्वमपि लक्ष्मण ॥
रामायण—अयोध्याकांड ९७; ६–७.

પાસે કશી નૈતિક સત્તા તો રહી જ નહીં; અને વર્ગો ને રાષ્ટ્રો વચ્ચેના કલહોનો નિકાલ શસ્ત્રબળથી જ લાવી શકાય. રાષ્ટ્રસંઘ એ પણ અમુક રાષ્ટ્રોની સત્તા જાળવી રાખવાનું એક સાધન છે; એ શસ્ત્રયુદ્ધને શમાવી તેનું સ્થાન લેનાર વસ્તુ નથી, પણ કયારેક જેહાદ પોકારવી હોય તો તેને માટે એક સારા ઓઠારૂપ છે; એવી આશંકા ઘણાનાં મનમાં છે. રાષ્ટ્રસંઘ નિષ્ફળ ગયો છે એનું કારણ એ નથી કે તેની પાસે શસ્ત્રબળ નહોતું; તેનું કારણ તો એ છે કે તેની પાસે કશી નૈતિક સત્તા નહોતી. રાજ્ય રાજ્ય વચ્ચેના સંબન્ધમાં ખરા જિગરથી લોકશાસનના સિદ્ધાંતોનો અમલ થાય, અને એ ધોરણે જગતની પુનર્ઘટના થાય, તો જ રાષ્ટ્રસંઘને જરૂરજોગી નૈતિક સત્તા મળી રહે. આપણી સંસ્કૃતિના આર્થિક ને રાજકીય તન્ત્રમાં લોકશાસન દાખલ કરવું, મનુષ્યમાત્રને જેમાં સંસ્કારો મેળવવાની તક આજના કરતાં ઘણી વધારે મળે, અને જેમાં ભાઇચારો આજના કરતાં ઘણો વધારે હોય, એવું વિશ્વકુટુંબ સ્થાપવા માટે મહેનત કરવી, એ મહાકાર્ય કરવાનું આપણી પેઢીની સામે પડેલું છે.

શાન્તિ ટકાવી રાખવા ને કાયદાનો અમલ કરાવવા સારુ પશુબળ કે શસ્ત્રબળનો ઉપયોગ કરવાની, ને તેમ કરતાં માણસનો જીવ લેવો પડે તો તેની પણ, છૂટ હિંદુ સમાજવ્યવસ્થાએ આપેલી છે. જે સમાજ સંપૂર્ણતાની દશાએ પહોંચ્યો હોય, એટલે કે જેમાં સત્યયુગ પ્રવર્તતો હોય, તેમાં તો દરેક જણ સ્વાભાવિક રીતે નિઃસ્વાર્થી ને પ્રેમાળ હોય. એટલે એવા સમાજમાં સરકારની કે શસ્ત્રબળની જરૂર ન રહે. પણ એવી સંપૂર્ણતાની સ્થિતિ સાવ મામૂલી માણસોને માટે કદાચ અનુકૂળ ન હોય. અત્યારે જે અપૂર્ણતાની સ્થિતિ વર્તે છે તેમાં તો રાજ્યને જક્કી કે અડિયલ માણસોની સામે પશુબળનો પ્રયોગ કર્યા વિના છૂટકો નહીં થાય. છતાં પશુબળ યા શસ્ત્રબળની જરૂર પડે એ અપૂર્ણતાની નિશાની તો છે જ. મહાભારત કહે છે કે જે કામમાં હિંસા કે બળજબરીની ગંધ હોય તે કામ,

સિદ્ધાન્તની દૃષ્ટિએ, તેટલે અંશે અધર્મરૂપ જ ગણાય.[૧૫] દુષ્કર્મ કરનારને રોકવામાં પશુબળનો પ્રયોગ કરવો વાજબી ગણાય એમ કદાચ આપણને લાગે. પણ એ જરૂરી દેખાતી હિંસા કરવાથી એ ગેરલાભ થાય છે. હિંસા કરનારને ગેરવાજબી કામ માટે પણ તેનો ઉપયોગ કરવાની લાલચ થઇ આવે છે; ને જે માણસોની સામે હિંસા થાય છે તેમના મનમાં રોષ અને વેરભાવ જાગે છે. પાપી મહત્ત્વાકાંક્ષા, ગર્વ, વિષયવાસના, અને લોભ એ દોષો જ્યાં લગી મનુષ્યસ્વભાવમાં જાગતા પડ્યા છે ત્યાં લગી રાજકાજમાં હિંસા કે બળજબરીની જરૂરિયાતને આપણે ટાળી શકવાના નથી, એ વાત સાચી. પણ હિંસાના દુરુપયોગની સામે સાવચેતી રાખવી જોઇએ; અને હિંસા કરતાં ઊંચો એવો પ્રેમધર્મ પણ જગતમાં છે એ યાદ રાખવું જોઇએ. નર્યો ન્યાય કુકર્મના બદલામાં સજા ફરમાવે છે; પણ પ્રેમધર્મ એવા ન્યાયથી સન્તોષ ન પામતાં આગળ જાય છે. એટલું જ નહીં પણ ન્યાયના નિયમો ને કાયદાઓની કસોટી પણ આ પ્રેમધર્મના ગજથી જ થવી ઘટે છે. બ્રાહ્મણનો અહિંસાધર્મ એ સર્વોત્તમ આદર્શ સ્થિતિ છે; કેમકે સાધ્ય જેટલું અગત્યનું છે તેટલાં જ એને માટે યોજાતાં સાધન પણ અગત્યનાં છે.[૧૬] પણ આ અપૂર્ણ જગતમાં અહિંસાવાદીઓ પોતાની શ્રદ્ધાને આચરણમાં ઉતારી શકે છે એનું કારણ એ જ છે કે તેઓ જે સિદ્ધાન્તોનો અસ્વીકાર કરે છે તે સિદ્ધાન્તો પ્રમાણે વર્તન

---

૧૫*. हिंसया संयुतं धर्ममधर्मं च विदुर्बुधाः । महाभारत

અશોક ૧૩મા શિલાલેખમાં કહે છે: "મારા પુત્રો ને પૌત્રો એમ ન માને કે નવો દેશ જીતવો એ તેમનું કર્તવ્ય છે.........તેમણે ધીરજ ને સૌમ્યતામાં જ આનન્દ માનવો જોઇએ, અને ધર્મ વડે મળેલા વિજયને જ સાચો વિજય માનવો જોઇએ."

૧૬*. अहिंसां सर्वभूतेषु धर्मं ज्यायस्तरं विदुः ।
तस्याश्च ब्राह्मणो मूलं.............. ।
यदयुद्धेन लभ्येत तत्ते बहुमतं भवेत् ॥ महाभारत

કરીને બીજા લોકો તેમનું રક્ષણ કરે છે ને તેમને સુરક્ષિત દશામાં રાખે છે.

પણ હિંસા કે બળજબરીના પ્રયોગને કેટલીક મર્યાદાઓ છે. જે પ્રસંગોમાં હિંસા સિવાય બીજો રસ્તો જ ન હોય, અને ધર્માચરણને માટે અધિક અનુકૂળ વાતાવરણ પેદા કરવા માટે જ તેનો ઉપયોગ થવાનો હોય, તે પ્રસંગોમાં જ હિંસા કરવાની છૂટ રાખી છે. સમાજમાં અંધાધૂંધી ઉપજાવે એવી પ્રવૃત્તિઓ માટે હિંસાનો પ્રયોગ નિષિદ્ધ મનાયો છે. વળી હિંસા કર્યા વિના છૂટકો ન થાય ત્યારે પણ એનો પ્રયોગ ધર્મબુદ્ધિપૂર્વક કરવો જોઇએ. હિંસાનો પ્રયોગ ધર્મની સ્થાપના માટે કે ધર્માચરણને અનુકૂળ સંજોગો પેદા કરવા માટે કરવાનો હોય એટલા જ કારણસર કંઇ તે ધર્મ્ય નથી બની જતો.[17] તે પ્રયોગ કરતાં ધર્મે ઠરાવેલી મર્યાદા પણ પળાવી જોઇએ.[18] હિંસા યા પશુબળનો પ્રયોગ કયા સંજોગોમાં વિહિત

---

ब्राह्मणो दारुणो नास्ति मैत्रो ब्राह्मण उच्यते ।

महाभारत–अनुशासनपर्व ३; १३.

( ભૂતમાત્રને વિષે અહિંસા રાખવી એને મોટો ધર્મ માનેલો છે. બ્રાહ્મણ એ અહિંસાનું મૂળ છે....જે વસ્તુ યુદ્ધ વિના મળે તેને ।પ્રયતર ગણવી...બ્રાહ્મણ દારુણ હોતો નથી. સર્વની પ્રત્યે મૈત્રી રાખે તે બ્રાહ્મણ કહેવાય છે. )

૧૭. યુદ્ધમાં પણ ધર્મની મર્યાદા પાળવાને લગતા નિયમો છે, તે રાજાએ પાળવા જોઇએ. પોતાની ધારણા પાર પાડવા સારુ રાજકીય શસ્ત્રો વાપરવામાં આવે છે ખરાં, પણ રાજાઓએ વેર કે બદલો લેવાની વૃત્તિ તેમાં ભળવા ન દેવી જોઇએ. કૌટિલ્યના મત અનુસાર રાજ્યની રક્ષા એ રાજાનો પરમ ધર્મ છે, ને જે વર્તનથી રાજ્ય બચે તે વર્તન યોગ્ય ગણાય.

૧૮. ધર્મયુદ્ધ — એટલે કે યુદ્ધની મર્યાદાઓ સાચવીને કરેલા યુદ્ધ — વિષે ઠેકઠેકાણે ભાર દીધો છે. દાખલા તરીકે:

न कूटैरायुधैर्हन्याद् युध्यमानो रणे रिपून् ।
न कर्णिभिर्नापि दिग्धैर्नाग्निज्वलिततेजनैः ।।

મણાય એનો નિર્ણય હિંસા કરનારાઓ ન કરી શકે. ક્ષત્રિયો કેવળ ધર્મના એટલે કે કાયદાના રક્ષક અને સેવક તરીકે જ રાજ્ય કરે છે. સમાજનો કારભાર ચલાવવાની જે સત્તા તેમને છે તે તેઓ ધર્મના નિયમોને અનુસરે ત્યાં સુધી જ ટકી શકે.[૧૯] ધર્મ અથવા કાયદાના

---

न च हन्यात्स्थलारूढं न क्लीबं न कृतांजलिम् ।
न मुक्तकेशं नासीनं न तवास्मीति वादिनम् ॥
न सुप्तं न विसन्नाहं न नग्नं न निरायुधम् ।
नायुध्यमानं पश्यन्तं न परेण समागतम् ॥
नायुधव्यसनप्राप्तं नार्तं नातिपरिक्षतम् ।
न भीतं न परावृत्तं सतां धममनुस्मरन् ॥

मनुस्मृति ७; ९०–९३.

(રણમાં શત્રુઓની સાથે લડનારે કૂટ આયુધો વડે ન લડવું; વાંકી જીભવાળાં, ઝેર લગાડેલાં, કે સળગાવેલાં ફળોવાળાં બાણ વડે ન લડવું. રથ છોડીને જમીન પર ઊભેલાની સાથે, નપુંસકની સાથે, હાથ જોડીને આવેલા, છૂટા વાળવાળા, બેઠેલા, 'તમારો છું' એમ કહેનારા, સૂતેલા, બખ્તર ઉતારીને ઊભેલા, નાગા, આયુધ વિનાના, લડાઇમાં ન ઊતરેલા, જોવા ઊભા રહેલા, બીજા કોઈ સાથે લડતા, ભાંગી ગયેલા આયુધવાળા, રોગી, ઘણા ઘવાયેલા, ડરેલા, પાછી પાની કરીને ભાગતા માણસની સાથે, સજ્જનોના ધર્મને યાદ કરીને, લડવું નહીં.)

વળી જુઓ वृद्धहारीतस्मृति ७; २२४–२२७; તથા शान्तिपर्व ९५; १९–२०. ९६; २४. ९८; ७०.

१९. इन्द्रियाणां जये योगं समातिष्ठेद्दिवानिशम् ।
जितेन्द्रियो हि शक्नोति वशे स्थापयितुं प्रजाः ॥
शरीरकर्षणात्प्राणाः क्षीयन्ते प्राणिनां यथा ।
तथा राज्ञामपि प्राणाः क्षीयन्ते राष्ट्रकर्षणात् ॥

मनुस्मृति ७; ४४, ११२.

(રાજાએ દિવસરાત ઇન્દ્રિયોને જીતવાનો પ્રયત્ન કરવો. જિતેન્દ્રિય રાજા જ પ્રજાને વશ રાખી શકે છે. જેમ શરીરના શોષણથી પ્રાણીઓના

નિયમોમાં ફેરફાર કરવાનો અધિકાર બ્રાહ્મણો અથવા ઋષિઓના હાથમાં રાખેલો છે; તેને લીધે રાજકીય કે આર્થિક સત્તા — એટલે કે ક્ષત્રિયો યા વૈશ્યો — તેમાં દખલ કરી શકતા નથી. કાયદાનો અમલ કરવો ને કરાવવો, ને પ્રજાનું રક્ષણ કરવું, એટલું જ કામ રાજ-સત્તાને માટે રાખેલું છે. પ્રજાજનોને તેમની પરાપૂર્વથી ચાલી આવતી રૂઢિઓ ને પ્રણાલિકાઓ અનુસાર પોતાનો કારભાર ચલાવવાની છૂટ હતી. તેમના પોતાના જીવનવ્યવહારમાં ખલેલ ન પડે ત્યાં લગી રાજા કોણ છે એ જાણવાની પરવા તેમને ન હતી. સમાજનું જીવન એકધારું ને અખંડિત ચાલ્યાં કરે એટલું લોકોને તો બસ હતું; પછી ભલેને ગમે તે રાજા રાજ્ય કરતો હોય. પ્રજાના આવા માનસને લીધે દેશ ચડાઇ લાવનારાઓનો શિકાર થઈ પડ્યો છે. રાજા પ્રજાની પાસે નીતિનિયમોનું પાલન કરાવે તો જ તેની નામના થાય. એના પુરાવા-રૂપે ઉપનિષત્કાળના એક રાજાએ કહેલું: "મારા મુલકમાં કોઈ ચોર નથી, કંજૂસ નથી, દારૂડિયો નથી. કોઈ અગ્નિહોત્ર વિનાનો નથી, કોઇ અવિદ્વાન નથી, ને કોઇ સ્વેચ્છાચારી પુરુષ કે સ્ત્રી નથી."[૨૦]

---

પ્રાણ ક્ષીણ થાય છે, તેમ રાજાઓના પ્રાણ પણ રાષ્ટ્રના શોષણથી ક્ષીણ થાય છે.)

आत्मा जेय: सदा राज्ञा ततो जेयाश्च शत्रव: ।

महाभारत–शान्तिपर्व ६८; ४.

(રાજાએ હંમેશાં પહેલો આત્માને જીતવો, ને પછી શત્રુઓને જીતવા.)

૨૦*. न मे स्तेनो जनपदे न कदर्यो न मद्यपो नानाहिताग्निर्नाविद्वान्न स्वैरी स्वैरिणी कुत: । छांदोग्योपनिषत् ५; ११; ५.

[ સરખાવો :

तस्मिन्पुरवरे हृष्टा धर्मात्मानो बहुश्रुता: ।

नरास्तुष्टा धनै: स्वै: स्वैरलुब्धा: सत्यवादिन: ॥

कामी वा न कदर्यो वा नृशंस: पुरुष: क्वचित् ।

પ્રાચીન કાળના સર્વ સમાજોમાં બનતું તેમ, ભારતવર્ષમાં પણ એકલા લડવૈયા ક્ષત્રિયો જ યુદ્ધમાં ભાગ લેતા. તેઓ લડવા જતા તે પણ દેશાભિમાનથી પ્રેરાઇને નહીં પણ રાજા પ્રત્યેની વફાદારીને ખાતર. મોટા જાતિસમૂહો માંહોમાંહે લડતા ત્યારે પણ નિઃશસ્ત્ર પ્રજાને ભાગ્યે જ કંઇ હાનિ ભોગવવી પડતી. મેગેસ્થીનીસ લખે છે: "હિંદી લોકો એકબીજા સામે લડતા હોય ત્યારે જમીન ખેડનાર ખેડૂતોને હેરાન કરવાનો તેમનો રિવાજ નથી. પ્રજાનો એક ભાગ લડતો હોય, ને બીજો ભાગ પાસે જ શાંતિપૂર્વક હળ ચલાવવાનું, અથવા કાપણી, લણણી કે નીંદણ કરવાનું કામ કર્યા કરે છે." જે કાળમાં નાનાં ધંધાદારી લશ્કરો કડક નિયમોની મર્યાદામાં રહીને લડતાં તે કાળમાં ધર્મયુદ્ધના આ સિદ્ધાન્તો ઠરાવવામાં આવ્યા હતા. આધુનિક યુદ્ધોમાં તો દેશની આખી વસ્તીઓ સંડોવાય છે, ને યુદ્ધના ત્રાસ અને સંહારમાંથી કોઈ બચી શકતું નથી. અત્યારે તો લશ્કરો કુશળતાથી વિનાશ કરે ને સંહાર કરવામાં નાનાં મોટાં, સ્ત્રી પુરુષ, બાળક ઘરડાં કોઈની

---

द्रष्टुं शक्यमयोध्यायां नाविद्वान्न च नास्तिकः ॥
सर्वे नराश्च नार्यश्च धर्मशीलाः सुसंयताः ।
मुदिताः शीलवृत्ताभ्यां महर्षय इवामलाः ॥

रामायण—अयोध्याकांड ६; ६–९.

એ નગરમાં આનંદી, ધર્માત્મા, બહુશ્રુત માણસો રહેતા હતા. તેઓ પોતપોતાનાં ધનથી સંતોષ માનતા; તથા લોભરહિત ને સત્યવાદી હતા. ક્યાંયે કામી કે કંજૂસ કે નઠારો માણસ અયોધ્યામાં જોવામાં આવતો નહીં. કોઇ અવિદ્વાન કે નાસ્તિક પણ નહોતા. સહુ પુરુષો ને સ્ત્રીઓ, નિષ્પાપ મહર્ષિઓની પેઠે, ધર્મશીલ, સંયમી, અને શીલ તથા ચારિત્રને લીધે હર્ષ અનુભવનારાં હતાં.

न चास्य विषये क्षुधा रोगेण हिमातपाभ्यां वावसीदेदभावाद् बुद्धिपूर्वं वा कश्चित् । आपस्तंबधर्मसूत्र २; १०; २५; ११.

એવા રાજાના મુલકમાં કોઇ પણ માણસ, તંગીને લીધે કે જાણીબૂજીને, ભૂખ, રોગ કે ટાઢતડકાથી પીડાતો નથી.]

વચ્ચે ભેદભાવ ન રાખે, એ જરૂરનું ગણાય છે. સાવ નિર્દોષ ને નિરપરાધી એવાં કરોડો માનવીઓના જીવ લેવાની, તેમનાં અંગ કાપવાની, તેમને ભૂખે મારવાની ને પાયમાલ કરવાની તેમને છૂટ છે. કરોડો સ્ત્રી પુરુષ બાળકોનો સામટો સંહાર થાય એથી આખા માનવ સમાજની પાયમાલી થવાની. એથી સમાજના હિતની રક્ષા થશે એવી દલીલ કોઇ પણ રીતે કરી શકાય એમ નથી. જેઓ મનુષ્યમાત્રને 'એકપિતાપરિવાર' માને છે તેમને માટે તો આધુનિક યુદ્ધો પ્રત્યે એક જ પ્રકારનું વલણ રાખવું શકય છે, ને તે સંપૂર્ણ અહિંસા ધારણ કરવાનું — એમ જેઓ માને છે તેમના પક્ષમાં ઘણું કહી શકાય એમ છે. છતાં આપણે કંઇ સંપૂર્ણ વિશ્વમાં નથી રહેતા; વિશ્વ ઉત્તરોત્તર સુધરતું જાય છે એટલું જ બહુ બહુ તો કહી શકાય.

ત્રીજો વર્ણ વૈશ્યોનો. ધન સંઘરવા ને ભોગવવાની, દેવાની ને લેવાની, જે વૃત્તિ માણસના જીવનમાં છે તે આ વર્ણમાં પ્રધાનપણે દેખાય છે. કાર્યની દૃષ્ટિએ જોતાં, આ વૃત્તિવાળા માણસો વેપાર ઉદ્યોગના વ્યવસાય કરે છે; અને તેઓ જગતની દરેક વસ્તુને તેની ઉપયોગિતાના ગજથી માપે છે ને વહેવારમાં રચ્યાપચ્યા રહે છે. કુદરતની સાધનસામગ્રીનો કુશળતાથી ઉપયોગ કરી લેવાનો આ વર્ગનો નિશ્ચય હોય છે ખરો; છતાં તેનામાં સાથેસાથે દયાભાવ અને વ્યવસ્થિત પરોપકાર પણ હોય છે. જે ધંધાઓમાં ધનના ઢગલા વાળવાની લાલચ ખરેખરી ભારે છે એવા ધંધામાં આ વર્ણના લોકો રોકાયેલા હોય છે ખરા; છતાં તેઓ દયાભાવ કેળવે અને પડોશીઓની સેવા કરે એવી અપેક્ષા તેમની પાસેથી રખાય છે. તેઓ ધનને ખાતર જ ધન મેળવવાની લાલસા રાખે તો નિંદાપાત્ર બને છે.[૨૧]

---

૨૧*. સરખાવો :

द्वेष्यो भवत्यर्थपरो हि लोके । रामायण—अयोध्याकांड, २१; ५८.
વળી આપણે ભોગવિલાસમાં ડૂબી જઇએ તોપણ નિષ્ફળ નીવડીએ.
कामात्मता खल्वपि न प्रशस्ता ।

સમાજના આધ્યાત્મિક કલ્યાણમાં કે તેની રાજકીય સત્તામાં ફાળો આપવો એ એમનું મુખ્ય કામ નથી એ સાચું; છતાં એ વસ્તુઓ એમના સહકાર વિના સધાવી શકય નથી. વ્યવહારદક્ષતા અને કલાકૌશલ એ આ વર્ણનાં મુખ્ય લક્ષણ છે. એ ગુણો વિકૃતિ પામે ત્યારે કેવી સ્થિતિ પેદા થાય એ આપણે આજના અનુભવ પરથી જાણીએ છીએ, કેમકે આપણો જમાનો વેપારપ્રધાન છે. શસ્ત્રાસ્ત્રોનાં કારખાનાંના માલિકો પોતાને નફો મળે એટલા ખાતર દેશ દેશ વચ્ચે વિખવાદનાં બીજ વાવે છે. યુરોપ તેમજ એશિયાના વેપારીઓ લોકોનાં શરીર, મન અને આત્માનો નાશ કરનાર હળાહળ જેવા કેફી પદાર્થો વેચીને કરોડોની કમાણી કેવી રીતે કરી રહ્યા છે, એનો પુરાવો રાષ્ટ્રસંઘના દફ્તરમાં પડેલો છે. કેટલાક દેશોમાં એ કેફી પદાર્થ ખરીદનારને તે શરીરમાં ભોંકવાની પિચકારી મફત અપાય છે. સોનાના લોભને વશ થઇને મનુષ્ય પોતાના માનવબંધુ-ઓને કોમ કોમ અને દેશ દેશ વચ્ચેનાં યુદ્ધોની, તથા દારૂબાજી ને અફીણબાજીની, ઊંડી ખાઇમાં હડસેલી મૂકે છે. વેપાર અને ઉદ્યોગ એ વસ્તુતાએ તો માનવજાતિને જીવતી રાખનાર લોહી જેવાં છે; છતાં ખોટા આદર્શો ને સિદ્ધાંતો નિપજાવીને તેમને સીધે રસ્તેથી ખસેડી આડે રસ્તે ચડાવી દેવામાં આવ્યાં છે. હિંદુ ધર્મના મત પ્રમાણે સંપત્તિ ધનિકોના હાથમાં થાપણરૂપે છે, અને તેનો ઉપયોગ સમાજ-હિતને કાજે કરી તેનો લાભ આખા સમાજને અપાવો જોઇએ. ભાગવત કહે છે કે જેટલાથી આપણું પેટ ભરાય તેટલું જ મેળવ-વાનો અધિકાર આપણને છે; એથી વધારેની લાલસા કોઈ રાખે તો તે ચોર છે ને સજાને લાયક છે.[૨૨] સમાજને ભોગે ધન ને સત્તા મેળવવાં એ સમાજની સામે અપરાધ છે. વધારાનો પાક કે માલ

---

૨૨*. यावद् भ्रियेत जठरं तावत्स्वत्वं हि देहिनाम् ।
अधिकं योऽभिमन्येत स स्तेनो दण्डमर्हति ॥ ભાગવત ૭; ૧૪; ૮.

નફો લઇને વેચી ન શકાતો હોય એટલા જ ખાતર એનો નાશ કરવો એ માનવજાતિ સામે અત્યાચાર છે.

મનુષ્યસ્વભાવની એક ચોથી શ્રેણી શરીરશ્રમ અને સેવા વાટે પોતાનું હીર પ્રગટ કરે છે. શરીરશ્રમ એ માણસ માણસ વચ્ચેના સર્વ સંબન્ધોનો પાયો છે. પહેલા ત્રણ વર્ણો દ્વિજ એટલે બેવાર જન્મેલા કહેવાય છે; પણ આ ચોથો વર્ણ એકવાર જન્મેલો ને તેથી હલકો ગણાય છે. એનો અર્થ એટલો જ છે કે આ ચોથા વર્ણના લોકોની પ્રવૃત્તિઓ કુદરતી વૃત્તિઓની પ્રેરણાથી થાય છે ને તેની પાછળ જ્ઞાન, બળ કે પરસ્પર સેવાના આદર્શોનાં નિયમન કે અંકુશ નથી હોતાં. બ્રાહ્મણ સત્યની શોધ કરે છે તે કેવળ એ શોધમાં રહેલા આનંદને ખાતર. ક્ષત્રિય લડવા નીકળે છે તે ટેકને ખાતર. કલાકાર અને કારીગર કામ કરે છે તે પોતાની કલા પ્રત્યેના પ્રેમને ખાતર. હલકામાં હલકા મજૂરને પણ શરીરશ્રમના ગૌરવનું કંઈક ભાન હોય છે. સમાજધર્મની સ્મૃતિએ આ સર્વનાં મનમાં તેમની સામાજિક ઉપયોગિતાનું ભાન પેદા કર્યું હોય છે ખરું; પણ છેક નીચલી શ્રેણીના વર્ગોને સામાન્યપણે સમાજવ્યવસ્થાની યોજનાની ને તેમાં પોતાને માટે રખાયેલા સ્થાનની જાણ નથી હોતી. તેઓ અન્ન, વસ્ત્ર ને આશ્રયની મૂલભૂત જરૂરિયાતો પૂરી પાડવાને ખાતર પોતાનાં કર્તવ્યો કરે છે; અને એ હાજતો સંતોષાઈ જાય એટલે પાછા આળસુ ને એદી બની જાય છે. ઉપરીઓના હુકમ ઉઠાવવાની અને ચીંધેલું કામ યંત્રવત્ કર્યે જવાની ટેવ, એ આ વર્ગનું મુખ્ય લક્ષણ છે.

આ ચારમાંના દરેક વર્ણમાં જે ગુણો પ્રાધાન્ય ભોગવે છે તે ગુણો એકબીજાના વિરોધી છે, અથવા એમાંનો એક ગુણ હોય ત્યાં બીજો ન જ હોઈ શકે, એમ માની લેવાનું નથી. વસ્તુતઃ એવું કોઇ માણસ નથી જેનામાં આ સર્વ આવશ્યક ગુણો ઓછાવત્તા પ્રમાણમાં ન હોય. તેમાંનો જે ગુણ આગળપડતો હોય તે અનુસાર એ માણસને ક્ષત્રિય કે બ્રાહ્મણ, વૈશ્ય કે શૂદ્ર વર્ણનો ગણવામાં આવે છે.

એમાંનો એકે ગુણ સંપૂર્ણ ન ગણી શકાય, ને તેને બીજા ગુણોની પૂર્તિ વિના ન જ ચાલે. બ્રાહ્મણમાં જો નૈતિક હિંમત અને શૂરાતન ન હોય, સર્વોચ્ચ સત્યને અમલમાં ઉતારતી વેળા વાસ્તવિક પરિસ્થિતિ અને સમાજના જુદા જુદા વર્ગોની જરૂરિયાતો અનુસાર તેમાં બાંધછોડ કરી લેવા જેટલું વહેવારુ ડહાપણ ન હોય, માનવજાતિની સેવા કરવાની વૃત્તિ ન હોય, તો તેનાથી અબાધિતપણે સત્યની આરાધના ન કરી શકાય. કર્મપરાયણ ક્ષત્રિય જ્ઞાનપ્રાપ્તિની પ્રવૃત્તિમાં પડેલો નથી હોતો એ ખરું; છતાં સમાજને કઇ દિશામાં લઇ જવાનો છે, તેના આદર્શો શા છે, ને એ આદર્શોની સિદ્ધિ માટે તેણે કેવી યોજનાઓને રાજસત્તાની મંજૂરી આપવી, તેનું ભાન તેને પણ હોય છે. તે પોતાની સત્તાનો ઉપયોગ સમાજની સેવાને અર્થે કરે છે. વહેવારકુશળતાવાળા વૈશ્યને પોતાની આવડત અને સંપત્તિનો ઉપયોગ સમાજને અર્થે કરવાનું કહેવામાં આવે છે. સમાજનું હિત શામાં રહેલું છે એની સામાન્ય કલ્પના તેને હોય છે; કુદરતી સાધનસંપત્તિનો સદુપયોગ કરી લેવા માટે જે હિંમત અને સાહસ જોઇએ તે તેનામાં હોય છે; અને જેટલી રીતે બની શકે તે બધી રીતે સમાજની આર્થિક સ્થિતિ સુધારવા ને તેની સુખસગવડો વધારવાને તે આતુર હોય છે. શ્રમજીવી શૂદ્ર પણ વગરસમજ્યે મહેનત કરનાર વૈતરો નથી હોતો. તે સમાજવ્યવસ્થાનું એક અંગ હોઇ, જ્ઞાન, એકનિષ્ઠા ને કુશળતાપૂવક પોતાની ખાસ ફરજ અદા કરે છે; ને એ દ્વારા સમાજની સેવા કરવા મથે છે. ચતુર્વિધ ગુણસમુચ્ચય સમાજના દરેક માણસમાં હોય છે; અને જેટલે અંશે એનો સફળ વિકાસ થાય તેટલે અંશે તે માણુસ ઓછોવત્તો કુશળ ગણાય છે. સત્યની શોધ કરવી, આંતર તથા બાહ્ય બળો સામેની લડાઈ ચલાવવી, જીવનની વાસ્તવિક પરિસ્થિતિ જોઇ તે અનુસાર સત્યના અમલમાં બાંધછોડ કરવી, અને સમાજની સેવા કરવી, એ બધા ગુણો જેનામાં ઓછેવત્તે અંશે એકીસાથે મોજૂદ ન હોય એવું કોઇ પણ માણુસ માનવ સમાજમાં હોતું

નથી. દરેક જણ પોતપોતાની વૃત્તિ અને શક્તિ અનુસાર ઋષિ, વીર, કારીગર કે સેવક બનવાની નેમ રાખે છે. પણ સમાજની વાસ્તવિક પરિસ્થિતિ એવી છે કે અમુક માણસો અમુક વિષયમાં ઊંડા ઊતરે ને તેમાં નિષ્ણાત બને એ અમુક હદ સુધી જરૂરનું છે. દરેક માણસથી એક જ જિંદગીમાં જુદા જુદા વિષયમાં પારંગત બની શકાય નહીં. સામાન્યપણે એક વિષયમાં નૈપુણ્ય કે પૂર્ણત્વ મેળવવું હોય તો બીજા કોઇ વિષય તરફ દુર્લક્ષ કરવું જ પડે. ગ્રીક ઢબનું દેવળ અને ગોથીક ઢબનું ગિરજાઘર બંનેને એક જ સ્થાન પર ઊભાં કરી શકાય નહીં; જોકે સુંદર તો બંને છે. ડિકસન નામનો લેખક કહે છે: "માણસ ગૃહસ્થ અને સંસારીને શોભે એવા ગુણોની સાથેસાથે જ સંન્યાસીના ગુણો પણ કેળવી શકે એ શકય નથી. તમે પરિવ્રાજક થવાનું પસંદ કરો તો સાથે મુત્સદ્દી પણ ન થઇ શકો." માણસ માણસ વચ્ચેનો પ્રેમ કેવો હોય એની અરણ્યવાસી સાધુને ખબર નથી હોતી. સમાજસેવક પોતાની શક્તિને જ્ઞાનવૃદ્ધિના કામમાં વાપરી શકતો નથી. પણ આપણે શરૂઆત ભલે કોઇ પણ જગાએથી કરીએ, તોપણ પૂર્ણત્વના પરમ પદ લગી પહોંચવાની છૂટ આપણને રહે જ છે. અને દરેક માણસ પોતપોતાના કર્મમાં મંડ્યો રહીને સંસિદ્ધિ એટલે કે મોક્ષ પામે છે.[૨૩] સર્વ વર્ણના માણસો સ્વધર્મનું પાલન કરે તો પરમ અને અપરિમિત સુખ પ્રાપ્ત કરે છે."[૨૪]

આધ્યાત્મિક દૃષ્ટિએ જોતાં સર્વ પ્રકારના કામમાં માણસને મોક્ષ સુધી પહોંચાડવાની શક્તિ છે ખરી; છતાં વ્યક્તિના સંસ્કારોનો વિકાસ, અને સમાજમાં તેનું સ્થાન, એ બેની વચ્ચે અમુક સંબંધ

૨૩*. स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः। गीता १८; ४५.

૨૪*. सर्ववर्णानां स्वधर्मानुष्ठाने परमपरिमितं सुखम् । आपस्तंबीयधर्म-सूत्र २; १; २; २.

રહેલો છે, ને તેને લીધે જુદા જુદા વર્ગોનો ચડતો ઊતરતો ક્રમ સ્વાભાવિક રીતે જ રચાય છે. જીવન એક સીડી છે. તેનાં પગથિયાં માણસને એક ધારેલે મુકામે પહોંચાડે છે. અને કોઇ પણ માણસ સીડીને છેક ઉપલે પગથિયે પહોંચે ત્યાં સુધી તે જંપીને બેસી શકતો નથી. માણસ કેટલાં પગથિયાં ચડ્યો છે એ નહીં, પણ તેણે ઉપર ચડવું ચાલુ રાખ્યું છે કે નહીં, એ મહત્ત્વની વસ્તુ છે. વિસામો ખાવા બેસવું એના કરતાં રસ્તો કાપતા રહેવું સારું છે.[૨૫] વર્ણોનો ચડતો ઊતરતો ક્રમ બળજબરીથી ઠોકી બેસાડેલો નથી, પણ કુદરતના નિયમ અનુસાર ઠરાવેલો છે. ચાર વર્ણો તે આપણા મનુષ્યત્વના વિકાસમાં આવતી ચાર અવસ્થાઓ છે. દરેક મનુષ્ય અજ્ઞાન અને જડતાનો ભારે બોજો લઇને અવતરે છે. તેની પ્રથમ અવસ્થા શરીર-શ્રમ અને મહેનતમજૂરીની છે. શરીરની હાજતો, જીવતા રહેવાની ઝંખના, અને સમાજનો નિયમ તેની પાસે એ મજૂરી કરાવે છે. મનુ કહે છે કે મનુષ્યમાત્ર શૂદ્ર જન્મે છે, અને નૈતિક ને આધ્યાત્મિક સંસ્કારો વડે દ્વિજત્વ પામીને બ્રાહ્મણ બને છે. કંઇક ઉપયોગી વસ્તુનું સર્જન કરવાની વૃત્તિથી પ્રેરાઇને આપણે કામ કરીએ ત્યારે છેક નીચલા ગણાતા વર્ણમાંથી ઉપરના વર્ણમાં ચડીએ છીએ. એ વર્ણ પ્રાણવાન મનુષ્યોનો બનેલો છે. એથી ઉપર-ની કક્ષાએ આપણે કર્મરત મનુષ્ય જોઈએ છીએ; તે મહત્ત્વાકાંક્ષા ને સંકલ્પબળથી ભરેલો હોય છે. બ્રાહ્મણ સૌથી ઊંચો છે, કેમકે તે આત્માની પ્રેરણા અનુસાર જીવનનું નાવ ચલાવે છે. આ ચારેય ગુણોનું કંઇક ને કંઇક પ્રમાણ તો વિકાસની જુદી જુદી અવસ્થાએ પહોંચેલા સર્વ મનુષ્યોમાં જોવામાં આવે છે. છતાં આત્મા પોતાના નિવાસરૂપી શરીર જોડે જે વ્યવહાર ચલાવે છે તેમાં આમાંથી કોઇ એક ગુણનું પ્રાધાન્ય દેખાઇ આવે છે; અને એ ગુણના પાયા પર

---

૨૫*. सर्वे चोत्तरोत्तरं परिचरेयुः । गौतमधर्मसूत्र २; ६८.
( સર્વ વર્ણોએ પોતાથી ઉપલા વર્ણોની સેવા કરવી. )

તેના આગળ પરના વિકાસની ઇમારત રચાય છે. માણસના શરીર અને મનનો વિકાસ જેમ જેમ વધતો જાય તેમ તેમ તેનો દરજ્જો ને તેનો વર્ણ બદલાતા જાય છે.[२६] સામાન્યપણે વિકાસનો વેગ ધીમો હોય છે. પ્રકૃતિને જોરજુલમથી આગળ હડસેલી શકાતી નથી. કર્મરત માણુસને માટે દ્રષ્ટા ઋષિનું તત્ત્વદર્શન એક આદર્શરૂપ હોય છે, ને ત્યાં સુધી પહોંચવા તે મથામણ કરે છે. એ પોતે તત્ત્વદર્શી બ્રાહ્મણ યા ઋષિ પર વિશ્વાસ રાખી શકે છે; પણ એનાથી નીચલા વર્ણના લોકો એવો વિશ્વાસ રાખી શકતા નથી. તેઓ તો વ્યવહારકુશળ માણુસ તરફ જ નજર રાખે છે. આપણા કરતાં એકાદ ડગલું આગળ હોય તેમને જ આપણે સમજી ને અનુસરી શકીએ છીએ. દૂરનો દેખાવ આપણી નજર બહાર જ રહે છે એમ કહીએ તો ચાલે. માણસો ભલે અમુક વર્ણમાં જન્મે, પણ તેમને પોતાનો વિકાસ સાધીને એથી ઉપલા વર્ણમાં ચડવાની છૂટ હોવી જોઇએ, એ આશય આ સમાજવ્યવસ્થાની પાછળ રહેલો છે.

નીચલી કોટિના સ્વભાવવાળો માણુસ જો ઉપલા વર્ણને લાયક ગુણ અને શક્તિ મેળવ્યા વિના જ તે વર્ણને માટે ઠરાવેલાં સામા-

---

२६*. ब्राह्मण्यं देवि दुष्प्रापं निसर्गाद् ब्राह्मणः शुभे ।
क्षत्रियो वैश्यशूद्रो वा निसर्गादिति मे मतिः ॥
कर्मणा दुष्कृतेनेह स्थानाद् भ्रश्यति वै द्विजः ।
स्थितो ब्राह्मणधर्मेण ब्राह्मण्यमुपजीवति ।
क्षत्रियो वाऽथ वैश्यो वा ब्रह्मभूयं स गच्छति ॥
महाभारत—अनुशासनपर्व १४३; ६.

(હે દેવી, બ્રાહ્મણત્વ દુર્લભ છે. બ્રાહ્મણ સ્વભાવે કરીને થવાય છે. તેમજ ક્ષત્રિય કે વૈશ્ય કે શૂદ્ર પણ સ્વભાવે કરીને જ થવાય છે. દુષ્કર્મ કરવાથી દ્વિજ પોતાના સ્થાનથી ભ્રષ્ટ થાય છે. બ્રાહ્મણધર્મનું પાલન કરનાર બ્રાહ્મણત્વ પ્રાપ્ત કરે છે; અને તે જો ક્ષત્રિય કે વૈશ્ય હોય તો બ્રાહ્મણપદ પામે છે.)

જિક કામો કરવા ધારે, તો સમાજની વ્યવસ્થામાં વિક્ષેપ આવે. શસ્ત્ર લઈને લડવું એ બ્રાહ્મણને માટે પાપરૂપ છે, ક્ષત્રિયને માટે નહીં. ક્ષત્રિયનું તો કામ જ એ છે કે સત્કાર્યને માટે, બીજો કોઈ રસ્તો ન રહે ત્યારે, મનમાં દ્વેષ કે વેરભાવ રાખ્યા વિના લડવું.[૨૭] ગીતામાં ભગવાને અર્જુનને કહ્યું છે કે તું સ્વધર્મનું જ પાલન કર. પરધર્મને અનુસરવામાં જોખમ રહેલું છે.[૨૮] અર્જુનનો સ્વભાવ લડવાનો હોઈ યુદ્ધ તેને માટે સ્વધર્મરૂપ હતું; તે રણક્ષેત્ર પરથી પલાયન કરત તો તેણે સ્વધર્મનો ત્યાગ કર્યો કહેવાત. ઈશ્વરે માણસને મન, બુદ્ધિ વગેરેની જે સામગ્રી જન્મથી આપી હોય તેને વટાવી પાર જવાનું માણસથી સામાન્યપણે બની શકતું નથી. સમાજની વ્યવસ્થામાં કેટલાક લોકો એવા હોય જેમને લડવું એ ધર્મરૂપ લાગે; ને બીજા કેટલાક એવા પણ હોય જેમને લડાઈથી અળગા રહેવામાં ધર્મ દેખાય. બંને વર્ગના વિચાર ખરા છે. અત્યારે પશ્ચિમના દેશોમાં ફરજિયાત લશ્કરભરતી થાય છે તેમાં દરેક માણસને, મરજી હોય કે ન હોય તોપણ, સામેલ થવું પડે છે; તેમજ દરેક માણસને મતાધિકાર અપાય છે તેમાં રાજસત્તા સમાજના સર્વ સભ્યોમાં વહેંચી નાખવામાં આવે છે. આ બંને કલ્પનાઓ ચાતુર્વર્ણ્યની વ્યવસ્થાને રુચતી નથી. માણસોના ગુણ અને સ્વભાવ જોઈને રચેલી વર્ણ-વ્યવસ્થામાં સહુને માટે એક જ નીતિનિયમ ન હોઈ શકે. સમાજની ક્રમબદ્ધ રચનામાં માણસનું સ્થાન જેટલું ઊંચું તેટલાં તેનાં કર્તવ્યો વધારે. બીજા માણસોને આપણા પોતાના ગજથી માપવાની વૃત્તિ આપણ સહુમાં હોય છે. પણ આપણે જો દરેક માણસને માટે નક્કી

---

૨૭*. अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।
ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥ गीता २; ३३.
(જો તું આ ધર્મપ્રાપ્ત સંગ્રામ નહીં કરે તો સ્વધર્મ અને કીર્તિ ખોઈ પાપ વહોરી લઈશ.)

૨૮. स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः । गीता ३; ३५.

થયેલું ખાસ કામ અને સમાજમાં તેનું યોગ્ય સ્થાન એ બેનો વિચાર કરીએ, તો એ વૃત્તિ જરૂર હળવી પડે.

હિંદુ સમાજમાં વ્યક્તિઓ ને વર્ણો એકબીજા સાથે સંકળાયેલાં રહે છે તે ધર્મબુદ્ધિથી પ્રેરાઇને. તેમની વચ્ચે એવો કોઇ કરાર નથી હોતો જે ગમે ત્યારે સ્વીકારી કે તોડી શકાય. દરેક માણસને સમાજમાં તેનું નિયત સ્થાન છે, ને એ સ્થાનને અંગે ચોક્કસ કર્તવ્યો ઠરાવેલાં છે. સમાજવ્યવસ્થા દરેક માણસની પાસે તેનાં કર્તવ્યોના પાલનની અપેક્ષા રાખતી ખરી; પણ સાથેસાથે દરેક માણસને આજીવિકા પણ પૂરી પાડતી, અને તેના આત્મવિકાસને માટે અનુકૂળતા કરી આપતી. હરીફાઇ કે સ્પર્ધાની વૃત્તિનો સર્વથા અભાવ હતો. અમુક નિયમોને આધારે ચાલતા અંકુશમાં બળજબરી ભલે હોય; છતાં આંધળી હરીફાઇ કરતાં એવા અંકુશમાં જુલમ ઓછો હોય છે. આર્થિક વિષયો બાદ કરતાં બીજા વિષયોમાં, તેમજ સંસ્કારના ક્ષેત્રમાં, આ નિયમિત અંકુશને લીધે, વધારેમાં વધારે માણસોને સાચી સ્વતંત્રતા મળી રહે છે. માણસોને વધારે સ્વતંત્રતા આપવાના હેતુથી મૂકેલું નિયમન, અને વ્યક્તિઓ પર ઠોકી બેસાડેલી રાજ્યની પૂરેપૂરી તાબેદારી, એ બે એક જ વસ્તુ નથી; બેમાં ફરક ઘણો મોટો છે.

ચાતુર્વર્ણ્યની વ્યવસ્થામાં સાચું લોકશાસન રહેલું છે. પહેલી વાત તો એ કે મનુષ્યમાત્ર આધ્યાત્મિક દૃષ્ટિએ સમાન છે એમ એ વ્યવસ્થા આગ્રહપૂર્વક કહે છે. તે એમ પણ માને છે કે દરેક મનુષ્યના અંતરમાં અંતર્યામી આત્મા બેઠેલો છે; અને પોતાની ઢબે વિકાસ સાધવાનો, પોતાનો સાક્ષાત્કાર કરવાનો, ને પોતાના જીવનને પોતાના સ્વરૂપનું સાચું ને સંતુષ્ટ પ્રતિબિંબ અને સાધન બનાવવાનો, અધિકાર એ આત્માને છે. બીજું, એ વ્યવસ્થા માણસને તેનું વ્યક્તિત્વ ખીલવવાની પૂરેપૂરી છૂટ અને તક આપે છે. માણસ સમાજના નિયમો ને તેની મર્યાદાઓને ફગાવી દઇને નહીં, પણ

સમાજ પ્રત્યેનાં કર્તવ્યોનું સ્વેચ્છાપૂર્વક પાલન કરીને જ, પોતાનું વ્યક્તિત્વ ખીલવી શકે છે. આડે રસ્તે ચાલનારા કે સ્વચ્છંદે વર્તનારા માણસો જ ખરા વ્યક્તિત્વવાળા કહેવાય, એમ માનવું એ ભૂલ છે. ત્રીજું, આ વર્ણવ્યવસ્થા બતાવે છે કે સર્વ પ્રકારનું કામ સમાજને ઉપયોગી છે, અને આર્થિક દૃષ્ટિએ સરખું અગત્યનું છે. ચોથું, માણસોને અમુક હક આપવા એમાં નહીં, પણ તેને આગળ વધવાની તકો આપવી, તેને માટે પ્રગતિનાં દ્વાર ખુલ્લાં રાખવાં એમાં સામાજિક ન્યાય રહેલો છે. માણસમાત્ર સરખાં હોવાં જોઇએ એવો લોકશાસનનો સિદ્ધાન્ત છે એમ માનવું ભૂલભરેલું છે. સમાજ એક તન્ત્ર છે, અથવા કહો કે એક સજીવ દેહ છે, ને તેમાં જુદા જુદા અવયવો જુદાં જુદાં કામ કરે છે. અમુક કામ કરવાની કુશળતા અમુક જ માણસોમાં હોય એ સામાન્ય નિયમ છે. બધાં માણસોને બધાં જ કામ કરતાં આવડે એ બનવાજોગ નથી. સહુ માણસોમાં સરખી શક્તિ કે આવડત હોય એવું નથી. સહુને સરખી તક મળવી જોઇએ એનું નામ ખરી સમાનતા છે. એવી સમાનતા એમ તો કબૂલ કરે છે કે માણસોનો વિકાસ ને તેમના ગુણ એ બાબતમાં તેમની વચ્ચે અસમાનતા હોય છે. છતાં તે આગ્રહપૂર્વક કહે છે કે દરેક માણસમાં જેટલી શક્તિ હોય તેટલા પ્રમાણમાં તેને માનવજાતિના પુરુષાર્થમાં ફાળો આપવાનો હક, અને તેમ કરવાની તક, મળશે. સમાજની વ્યવસ્થા એવી રીતે થવી જોઇએ કે માણસોને તેમની ઇશ્વરદત્ત શક્તિઓ વાપરવાનો પૂરતો અવકાશ મળે, અને તેમ કરવામાં બીજા માણસો તેમને આડખીલી ન કરે. માણસમાત્ર સરખા જન્મે છે, ને સમાજે પેદા કરેલી ચીજોમાં સરખો હિસ્સો મેળવવાનો તેમનો જન્મસિદ્ધ હક છે, એવો મત તો માર્ક્સે પણ કબૂલ રાખ્યો નથી. દરેક માણસ પાસેથી તેની શક્તિ અનુસાર કામ લેવું ને તેની જરૂરિયાત પ્રમાણે તેને પૈસા આપવા એ વ્યવહારમાં મૂકવાનો નિયમ; અને માણસમાત્ર સમાન છે એવો તાત્ત્વિક

સિદ્ધાન્ત; એ બે એક નથી. પહેલા પ્રકારની વ્યવસ્થામાં માણસોની શક્તિ કે આવડતને સરખી બનાવવાનો કે માણસોની જરૂરિયાતો વધારીને એકસરખી કરી મૂકવાનો જરા પણ પ્રયત્ન થતો નથી.[૨૯] ત્રીજું, પોતા સિવાયના બીજાઓનાં સુખદુ:ખનો ખ્યાલ રાખવો એ લોકશાસનનું સારભૂત તત્ત્વ છે. વ્યક્તિની નિરંકુશ સત્તા પર મર્યાદા મુકાય એમાં એની સ્વતંત્રતા રહેલી છે. કોઈ પણ એક વર્ગને અમર્યાદ માગણી કરવાનો અધિકાર નથી. રાજ્ય, ધર્મસંઘ, અને બીજી સંસ્થાઓએ પોતાની સત્તાને અમુક હદ બાંધવી જોઈએ; અને જેઓ તેમના જેવાં વિચાર ને લાગણી ન ધરાવતા હોય તેમને માટે પણ જગા રાખવી જોઈએ. સુવ્યવસ્થિત સમાજમાં ધાર્મિક સત્તા, રાજકીય સત્તા ને આર્થિક સત્તા વચ્ચે પૂરેપૂરો મેળ સધાવો જોઈએ.

---

૨૯*. કમ્યુનિસ્ટ પક્ષની ૧૭મી મહાસભા સમક્ષ ભાષણ કરતાં સ્ટૅલીને આ પ્રમાણે ખુલાસો કરેલો:

"સમાનતાનો અર્થ માર્ક્સવાદમાં અંગત જરૂરિયાતો ને અંગત જીવનમાં સમાનતા તો છે જ, પણ તે ઉપરાંત સર્વ વર્ગોને પણ નાબૂદ કરવાના છે; એટલે કે (૧) મૂડીવાદીઓની સત્તા ને મિલકત ઝૂંટવી લીધા પછી સર્વ શ્રમજીવીઓને શોષણમાંથી સરખે અંશે મુક્ત કરવાના છે; (૨) ઉત્પાદનનાં સાધનોને આખા સમાજની મિલકત બનાવ્યા પછી તેમના પરની ખાનગી માલિકી સહુને માટે સરખા પ્રમાણમાં રદ કરવી; (૩) પોતપોતાની શક્તિ અનુસાર કામ કરવાની ફરજ સહુને માથે સરખી નાખવી, અને પોતે જેટલું કામ કર્યું હોય તેના પ્રમાણમાં પૈસા મેળવવાનો સહુ શ્રમજીવીઓનો સરખો હક સ્વીકારવો (સમાજવાદી વ્યવસ્થા); (૪) પોતપોતાની શક્તિ અનુસાર કામ કરવાની ફરજ સહુને માથે સરખી નાખવી, અને પોતાની જરૂરિયાતના પ્રમાણમાં પૈસા મેળવવાનો સહુ શ્રમજીવીઓનો સરખો હક સ્વીકારવો (સામ્યવાદી વ્યવસ્થા). અને માર્ક્સવાદ છેક આરંભમાં જ રહે છે કે, સમાજવાદના યુગમાં શું કે સામ્યવાદના યુગમાં શું, માણસોની શક્તિ અને જરૂરિયાતોમાં ગુણ અને પ્રમાણનું સરખાપણું હોવું નથી, ને હોઈ શકે પણ નહીં." (વેબ: 'સોવિયેટ રશિયા', વૉ. ૨, પૃ. ૭૦૨)

એકબીજા સાથેની હરીફાઈ ને હૂંસાતૂંસી એ લોકશાસનનું લક્ષણ નથી. રાજ્ય અને વ્યક્તિ બંને પોતાનાં કર્તવ્યો પાળે ને તેમના અધિકારો સચવાય તે માટે 'સામાજિક કરાર'નો જે સિદ્ધાન્ત રજૂ થાય છે તેની ચર્ચા કૌટિલ્યના 'અર્થશાસ્ત્ર'માં કરેલી છે. રાજા ધર્મના નિયમો અનુસાર વર્તવાને બંધાયેલો હોય છે; અને રાજાને હાથે થતી રક્ષાના બદલામાં પ્રજાજનો કર આપે છે. રાજાનો અમલ એ શાસનનો એકમાત્ર પ્રકાર ન હતો. પ્રજાના કારભારવાળાં રાજ્યતન્ત્રો પણ પ્રસિદ્ધ હતાં. મેગેસ્થીનીસના કાળમાં પણ પ્રતિનિધિઓ દ્વારા ચાલતા કારભારવાળી ને એ રીતનું સ્વરાજ ભોગવતી સંસ્થાઓ મોજૂદ હતી. સર્વ વર્ણમાંથી ચૂંટી કાઢેલા ને સર્વ ધંધાદારીઓના પ્રતિનિધિ એવા વૃદ્ધો ગ્રામપંચાયતોમાં અગ્રસ્થાને બેસતા. એવી પંચાયતો શાંતિ ને સુવ્યવસ્થા જાળવતી, કરની વ્યવસ્થા કરતી, કજિયા પતવતી, ને દેશની આંતરિક વ્યવસ્થા અણીશુદ્ધ જાળવતી. વેપારીઓનાં ને કારીગરોનાં મહાજનો પણ એ જ ધોરણે ચાલતાં. તેઓ ધંધાદારીઓના હિતની રક્ષા કરતાં, અને કામના કલાકો ને મજૂરીના દર ઉપર અંકુશ રાખતાં. ખેડૂતો પોતાનું ને પોતાના કુટુંબનું પોષણ કરવા માટે અને સમાજના પોષણમાં થોડોક ફાળો આપવા માટે જમીન ખેડતા. કારીગરો સમાજને માટે જરૂરનાં ઓજારો ને કપડાં બનાવતા, અને બદલામાં સમાજ તેમને આવશ્યક અન્નવસ્ત્ર પૂરાં પાડતો. અંગ્રેજી અમલ શરૂ થયા પછી પણ આ વ્યવસ્થા ચાલુ હતી. સર વિલિયમ હંટરે કહેલું: "શહેરોમાં ધંધાદારીઓનાં મહાજનો, અને ગામડાંમાં ગ્રામપંચાયતો, અને તે ઉપરાંત નાતો મળીને પરસ્પર સહાયકારી મંડળીઓની ગરજ સારે છે; અને સામાન્ય સંજોગોમાં તેમના કોઇ પણ સભ્યોને ભૂખે મરવા દેતાં નથી. નાતો, અને તેની જોડાજોડ કામ કરતાં ખેડૂત કારીગરનાં મહાજનો, હિંદુસ્તાનમાં ગરીબોની રક્ષાના કાયદાનું સ્થાન લે છે."[30]

---

30*. 'ઇંડિયન એંપાયર', પૃ. ૧૯૯.

વોરન હેસ્ટિંગ્સના અમલ દરમ્યાન આ દેશમાં જમીન પહેલીવાર ખરીદાવા ને વેચાવા લાગી. આજની નવી અર્થવ્યવસ્થામાં જમીન ખાનગી માલિકીની વસ્તુ બની છે; જમીનદાર જમીનનો કાયમનો માલિક તથા રાજ્ય અને ખેડૂત વચ્ચે એક પ્રકારનો દલાલ બન્યો છે; કારખાનાંનો ઉદ્યોગ અને ખેતી એ બે વચ્ચે અંતર પડી ગયું છે; અને મિલોમાં મોટા પાયા પર માલ પેદા થવા લાગ્યો છે; તેને લીધે સામાજિક ક્રાન્તિ થવા પામી છે. અંગ્રેજોના એકહથ્થુ કારોબારમાં સ્થાનિક સ્વરાજ અને ગામડાંની પંચાયતો અલોપ થઇ ગયાં છે. એક વિચિત્ર ખ્યાલ એવો ફેલાયેલો છે કે હિંદુસ્તાનમાં જાતિભેદને લીધે લોકશાસનવાળી સંસ્થાઓનો વિકાસ રોકાયો છે. પણ વસ્તુતઃ આ દેશમાં ગામડાં ને કસબા, નાતો ને ધંધાદારીઓનાં મહાજનો, અને પ્રાન્તો તથા સમૂહતન્ત્રોના કારભારમાં લોકશાસનનો સિદ્ધાંત પ્રવર્તતો હતો. એ સિદ્ધાંતમાં વ્યક્તિ એ જ રાજા ને પ્રજા બંને ગણાતી. ચૂંટણીના નિયમો, ચૂંટણી માટેનાં મતદારમંડળોની રચના, સભાસંચાલન અને વિવાદના નિયમો, વગેરેની વીગતો પણ ધ્યાન બહાર ગઇ નહોતી.[31] પ્રતિનિધિતત્ત્વવાળું લોકશાસન અથવા પંચા-

---

૩૧*. 'ધી લીગસી ઑફ ઇંડિયા' નામના પુસ્તકની પ્રસ્તાવનામાં માર્કિવસ ઑફ ઝેટલૅંડ લખે છે: " ઘણાને જાણીને કદાચ આશ્ચર્ય થશે કે ભારતવર્ષમાં બે હજાર કે એથી વધારે વરસ પૂર્વે બૌદ્ધોની સભાઓ ને પરિષદોમાં આપણી આજની પાર્લામેન્ટની રૂઢિઓનાં મૂળતત્ત્વો જોવા મળે છે. સભા કે પરિષદનું ગૌરવ જાળવવા એક ખાસ અધિકારી નીમવામાં આવતો — આપણી આમની સભાના 'સ્પીકર'નું એ અસલી રૂપ કહી શકાય. બીજો એક અધિકારી નીમવામાં આવતો, તેનું કામ જરૂર પડયે સભામાં પૂરતા માણસો હાજર રહે એવી વ્યવસ્થા કરવાનું હતું — એ પદ આપણા તંત્રમાંના 'પાર્લામેંટરી ચીફ વ્હીપ'ને મળતું કહી શકાય. કામકાજની શરૂઆત કરનાર સભ્ય કોઈ ઠરાવ રજૂ કરતો, ને પછી તેના પર ચર્ચા થતી. કેટલીક જગાએ એના પર એક જ વાર ચર્ચા થતી, ને કેટલીક જગાએ ત્રણવાર. કોઈ પણ બિલ કાયદારૂપે પસાર થતા પહેલાં

યત પદ્ધતિ હિંદીઓના સ્વભાવમાં જન્મથી જડાયેલાં છે. છઠ્ઠું, સમાજ-ના સર્વ વર્ગોનો સામાન્ય પ્રયત્ન શિખર તરફ જવાનો હોય છે; તેનું કારણ તેમના મનમાં રહેલો એક એવો ખ્યાલ છે કે છેક ઉપર-ના વર્ગને મોજશોખ, સંપત્તિ ને સત્તા જ ભોગવવાનાં હોય છે. એ વસ્તુઓ મેળવવાને દરેક જણ સમાજની સીડીમાં ઉપર ને ઉપર ચડવા ઇચ્છે છે. પણ હિંદુ સમાજવ્યવસ્થામાં તો આપણે જેમ જેમ ઊંચે ચડતા જઇએ તેમ તેમ જિંદગી કઠણ બનતી જાય છે. બ્રાહ્મણ-થી કંઇ પણ કામ મોજશોખને ખાતર ન કરાય એવો નિયમ છે. આપણે જેમ જેમ સમાજની સીડીએ ઉપર ચડતા જઇએ તેમ તેમ સમાજ પ્રત્યેની આપણી જવાબદારી વધે છે અને અંગત મોજમજા ઓછી થાય છે; એ વાત સમજીએ, તો સમાજમાં આપણને જે સ્થાન અને કામ મળ્યાં હોય તેનાથી આજના કરતાં વધારે સંતોષ પામીએ. જેઓ ઉચ્ચતર સ્થાન મેળવવા મથતા હશે તેઓ સાદાઈ અને ત્યાગનું જીવન ગાળશે.

આ ચાતુર્વર્ણ્યની વ્યવસ્થામાં દરેક વ્યક્તિએ પોતાના સ્વભાવ અનુસાર સ્વધર્મનું પાલન કરવાનું, અને આત્માનો વિકાસ સાધતાં સાધતાં પૂર્ણત્વ લગી પહોંચવાનું છે.[૩૨] વ્યક્તિ એ માત્ર શરીરનો એકાદ જીવાણુ કે ઇમારતનો એકાદ પથરો નથી; સમાજના હાથ-માંનું એકાદ નિર્જીવ સાધન નથી કે સમાજ તેનો ધારે તે ઉપયોગ કરી શકે. મનુષ્ય એ કોઇ વસ્તુ નથી કે સંચો નથી કે તેના પર

---

ત્રણવાર વંચાવું જોઈએ, એ આપણી પાર્લામેન્ટના જેવી પ્રથા એ લોકોએ પણ પાડી હતી. ચર્ચા દરમ્યાન જો મતભેદ જણાઇ આવતો તો તે બાબતનો નિર્ણય બહુમતીના મતથી થતો; ને મત 'બૅલટ'થી લેવાતા."

૩૨. स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विदन्ति मानवः । गीता १८; ४६.

(માણસ પોતાના કર્મ વડે એ પરમાત્માની પૂજા કરે છે ને મોક્ષ પામે છે.)

स्वनुष्ठितस्य धर्मस्य संसिद्धिर्हरितोषणम् । भागवत १; २; १३.

(સારી રીતે પાળેલા ધર્મથી હરિ સંતુષ્ટ થાય એ એની સફળતા છે.)

બીજું કોઈ પોતાની માલિકી જમાવી શકે. સ્ત્રી પર પુરુષની, બાળક પર પિતાની, વ્યક્તિ પર રાજ્યની, માલિકીનો સવાલ જ છોડી દેવો જોઈએ. વ્યક્તિ પોતાના સ્વભાવને અનુસરીને તે પ્રમાણે જ કર્મ કર્યા કરે. પોતાના સ્વભાવ અનુસાર નિયત કર્મ કરીને તે સમાજના કલ્યાણમાં ફાળો આપે છે; પછી ભલે તેમ કરવાનો ઇરાદો તેણે ન રાખ્યો હોય. કેટલાક પાદરીઓ આપણી પાસે દરિયાનાં ઊંડાં પાણીમાં જઈને માછલાં પકડનાર માછીઓ માટે મદદ માગે છે, ને તેના કારણરૂપે કહે છે કે એ માછીઓ દરરોજ પોતાના જીવ જોખમમાં નાખે છે, એટલા સારુ કે બીજા લોકોને સવારના નાસ્તામાં માછલી ખાવા મળે. એવું કશું પેલા માછી કરતા નથી. તેઓ દરિયા પર જાય છે તે આપણને સવારસાંજ ખાવાનું મળે તે માટે નહીં, પણ પોતાની ને પોતાનાં કુટુંબોની આજીવિકાને અર્થે. આપણી સગવડ સચવાય છે એ તો સદ્‌ભાગ્યે એમના શ્રમનું એક આકસ્મિક પરિણામ છે.

સાચો કાયદો મનુષ્યના અંતરમાંથી નીપજતો હોઈ, તે મનુષ્યની સ્વતંત્રતા પર અંકુશરૂપ નથી, પણ એ સ્વતંત્રતાની બાહ્ય મૂર્તિ છે, તેનું નરી આંખે દેખાતું પ્રગટ રૂપ છે. કાયદો જ્યારે સમાજની સ્વતંત્રતાનું પ્રગટ રૂપ હોય, એટલે કે કાયદો જ્યારે સમાજે સ્વેચ્છાએ ઘડ્યો ને સ્વીકાર્યો હોય, ત્યારે જ માનવ સમાજની સાચી ને ચેતનદાયી પ્રગતિ થવા પામે છે. મનુષ્ય જ્યારે જ્ઞાન મેળવી ભૂતમાત્રને પોતાના આત્મામાં ને પોતાના આત્માને ભૂતમાત્રમાં જોતો થશે ત્યારે સમાજ પૂર્ણદશાએ પહોંચશે. સમાજનો કાયદો યા ધર્મ સમાજના આત્માની બાહ્ય પ્રતિકૃતિરૂપ હોય તો જ શોભે. સાચો માણસ એ ધર્મને અનુસરે છે કેમકે તેનું અંતર જ તેને તેમ કરવાને પ્રેરે છે.[33]

---

૩૩*. न धनार्थं यशोऽर्थं वा धर्मस्तेषां युधिष्ठिर ।
अवश्यं कार्य इत्येव शरीरस्य क्रियास्तथा ॥
महाभारत–शान्तिपर्व १५८; २९.

ધર્મને અનુસરવાથી માથે આફત આવી પડવા છતાં એ ધર્મને ન છોડવા માટે દ્રૌપદી ધર્મરાજાને ઠપકો આપે છે ત્યારે યુધિષ્ઠિર કહે છે: "હે રાજપુત્રી, હું કશા ફળની આકાંક્ષા રાખીને ધર્મનું આચરણ કરતો નથી. પણ, હે કૃષ્ણે, મારું મન સ્વભાવતઃ જ ધર્મમાં ચોંટેલું છે."[૩૪] માણુસ પોતે જેટલો વધારે વિમુક્ત બની શકે, અને રસ્તે દેખાતાં આદર્શો ને તર્કોનો સદુપયોગ કરતો જાય, તેટલે અંશે જ તે જગતને પોતાનાં જીવન અને વિકાસથી મદદ કરી શકે છે. એ આદર્શો ને તર્કોનો સદુપયોગ તે તો જ કરી શકે જો એ તેના માથા પર બોજારૂપ ન હોય પણ તેના વિકાસમાં ઉપકારક સાધનરૂપ હોય. પોતાના માનવબંધુઓનાં ચિંતન અને જીવનમાંથી સામગ્રી ભેગી કરીને, અને માનવજાતિના ભૂતકાળના અનુભવનો સારામાં સારો લાભ ઉઠાવીને, તે પોતાના મનનો વિકાસ સાધે છે અને સમાજને આગળ ધપાવે છે. એ રીતે સમાજની સુવ્યવસ્થા (ક્ષેમ) અને પ્રગતિ (યોગ) સુરક્ષિત રહે છે.

૩. જન્મને જ્યારે વધારે મહત્ત્વ અપાયું ત્યારે વર્ણો અવનતિ પામીને જાતિઓ બંધાઇ. જાતિવ્યવસ્થાનાં મુખ્ય અંગો આટલાં છે: (૧) વંશપરંપરા. માણુસ પોતાની જાતિ બદલી શકે નહીં. (૨) સજાતિવિવાહ. દરેક માણુસે પોતાની જાતિમાં જ લગ્ન કરવું જોઇએ. જાતિ બહાર લગ્નસંબંધ ન બાંધી શકાય. (૩) ખાનપાનના પ્રતિબંધ. પરજાતિના માણુસોની સાથે ખાનપાન કરવાને અંગે અમુક નિષેધો કરવામાં આવે છે. જાતિવ્યવસ્થામાં જાતિસમૂહના વ્યક્તિત્વનો સ્વીકાર કરેલો છે. આદિવાસી લોકોનાં દેવદેવીઓને જ્યારે હિંદુ દેવ-

(હે યુધિષ્ઠિર, તેઓ ધર્મનું પાલન કરે છે તે ધનને ખાતર કે યશને ખાતર નહીં, પણ જેમ શરીરની ક્રિયાઓ તેમ ધર્મનું પાલન પણ અવશ્ય કરવું જ જોઈએ એમ માનીને, કરે છે.)

૩૪*. नाहं धर्मफलाकांक्षी राजपुत्रि चराम्युत ।
धर्मे एव मनः कृष्णे स्वभावाच्चैव मे धृतम् ॥ महाभारत

મંડળમાં સ્થાન આપવામાં આવ્યું ત્યારે એ દેવદેવીઓનાં પૂજારી-ગણુને બ્રાહ્મણ તરીકે અપનાવી લેવામાં આવેલા. તે જ પ્રમાણે તે કોમોનાં રાજ્યકર્તા કુટુંબોને ક્ષત્રિય ગણી તેમનો સમાસ હિંદુ સમાજમાં કરી લેવામાં આવ્યો હતો. એને લીધે અસંખ્ય પેટાજાતિઓ પેદા થઇ. જુદા જુદા જાતિસમૂહોએ જમાનાઓ દરમ્યાન જે આચારવિચાર ખીલવ્યા હતા તે માન્ય રખાયા, અને જાતિસમૂહોનો માંહોમાંહેનો વહેવાર એ આચારવિચારને અનુસરીને ચલાવવાનું નક્કી કરવામાં આવ્યું.

વૈદિક સૂક્તોના કાળમાં (ઇ. સ. પૂર્વે ૧૫૦૦ થી ઇ. સ. પૂર્વે ૬૦૦ સુધી) વર્ણો હતા, જાતિઓ નહોતી. રોટીબેટીવહેવારને અંગેના પ્રતિબંધોનો કંઈ પણ ઉલ્લેખ વેદમાં મળતો નથી. દરેક માણસે બાપદાદાનો ધંધો જ કરવો જોઇએ એવો નિયમ નહોતો. છતાં ગૌર વર્ણના આર્યો ને કાળી ચામડીવાળા દસ્યુઓની વચ્ચે દેખીતો ફરક હતો. બૌદ્ધ કાળના આરંભમાં (ઈ. સ. પૂર્વે ૬૦૦ થી ઈ. સ. પૂર્વે ૩૦૦ સુધી) આ જાતિભેદ ગૌણ બની ગયો. જાતકોમાં ચાર વર્ણોનો ઉલ્લેખ છે, અને ક્ષત્રિય વર્ણને સર્વોત્તમ કહેલો છે. ભણવું ને ભણાવવું, યજ્ઞ કરવા ને કરાવવા, દાન લેવું ને આપવું, એ કામો કરનાર કોઇ પણ માણસ બ્રાહ્મણ ગણાતો. માણસથી પોતાની જાતિ બહાર ન જ પરણાય એવો નિષેધ નહોતો. જાતકમાં કહ્યું છે કે બુદ્ધ પોતે ક્ષત્રિય હોવા છતાં ગરીબ ખેડૂતની દીકરીને પરણ્યા હતા. સવર્ણવિવાહને ઉત્તેજન અપાતું ખરું, પણ વર્ણાન્તર વિવાહ અસાધારણ અથવા નિષિદ્ધ નહોતા. ધંધાદારીઓનાં મહાજન બંધાયાં, એટલે ધંધા થોડા વખતમાં પેઢીઉતાર થઇ ગયા. જાતિઓ સાત હતી, તેમની વચ્ચે પરસ્પર વિવાહની બંધી હતી, અને ધંધો પેઢીઉતાર ચાલ્યો આવતો, છતાં બ્રાહ્મણ તત્ત્વચિન્તકોને એ પ્રતિબંધની મર્યાદા નહોતી, એમ મેગેસ્થીનીસે કહ્યું છે. પણ એનું વર્ણન સાવ ખરું માનતાં સાવચેતી રાખવા જેવી છે. ચન્દ્રગુપ્ત પોતે મિશ્ર-

વિવાહની સંતતિ હતો. છતાં મેગેસ્થીનીસના હેવાલ પરથી એટલું તો જણાય છે કે ઇ. સ. પૂર્વે ચોથા સૈકામાં પણ મિશ્રવિવાહો વિરલ હતા ને ક્વચિત જ થતા, જોકે પાછળના યુગમાં તે થવા ચાલુ રહ્યા હતા.[૩૫] મનુસ્મૃતિ અને પુરાણોના કાળમાં — એટલે કે ગુપ્ત રાજાઓના સમયમાં ( ઇ. સ. ૩૩૦ થી ૪૫૦ ) જાતિભેદની કડક દિવાલો રચાઇ ગઈ હતી. શક, યવન, પલ્લવ અને કુશાન આદિ મહાન વિજેતાઓને હિંદુ તરીકે સ્વીકારી લેવામાં આવ્યા હતા. 'મુદ્રારાક્ષસ' નાટકમાં કહ્યું છે કે ચન્દ્રગુપ્તની સામે ચડી આવેલા લશ્કરનો સેનાપતિ 'મહાન મ્લેચ્છરાજ' હતો, ને તેની ફોજમાં વિદેશી લોકો પણ હતા. લોહીતરસ્યા ને જુલમગાર હૂણ સરદાર મિહિરગુળનું જે વર્ણન હ્યુએનસંગે આપ્યું છે તે પરથી જણાય છે કે હૂણો એ મધ્ય એશિયાનાં મેદાનોમાંથી ઊતરી આવેલા જંગલી લોકો હતા. આ કોમોનો જ્યારે હિંદુ ધર્મના પરિવારમાં સમાસ કરી લેવામાં આવ્યો ત્યારે મિશ્રજાતિવિવાહની સામે લોકોનાં મનમાં સખત અણગમો પેદા થયો. જાતિની અંદર જ વિવાહ કરવાનો રિવાજ, જેને બૌદ્ધ યુગમાં ઉત્તેજન અપાયું હતું અને જે મેગેસ્થીનીસના સમયમાં સામાન્ય થઇ પડ્યો હતો, તેને મનુએ સાર્વત્રિક નિયમ બનાવ્યો, અને તેમાં જે અપવાદો હતા તેના પર કડક નિયમન મૂક્યું. જે સમાજમાં જુદી જુદી કોમો ભેળસેળ થઇ એક બનવા ન માગતી હોય એવા સમાજે રજૂ કરેલી સમસ્યાના ઉકેલરૂપે હિંદુઓએ જાતિભેદની વ્યવસ્થા કરી હતી.[૩૬] ગુણ અને સ્વભાવ જોઇને જાતિનો નિશ્ચય કરવાનું મુશ્કેલ લાગ્યું, એટલે જન્મ પરથી જાતિ નક્કી કર-

---

૩૫*. કાલિદાસના નાટક 'માલવિકાગ્નિમિત્ર'માં કહ્યું છે કે શુંગ વંશનો રાજા અગ્નિમિત્ર (ઇ. સ. પૂર્વે ૧૫૦) ઊતરતી જાતિની એક સ્ત્રીને પરણ્યો હતો. 'મૃચ્છકટિક' નાટકનો નાયક ચારુદત્ત, જન્મે બ્રાહ્મણ ને ધંધે વેપારી હોવા છતાં, ગણિકાને પરણ્યો હતો.

૩૬*. જુઓ 'હિંદુ જીવનદર્શન', પૃ. ૯૫ થી આગળ.

વાનો રિવાજ પડ્યો. સમાજ એ તો સંચો રહ્યો, એટલે બહારથી દેખાય એવું કંઈક ચિહ્ન કે એવી કંઈક કસોટી સ્વીકારવા તરફ તેનું મન ઝૂકે છે. જે સમાજ રૂઢિગ્રસ્ત હોય તેનામાં ચડતા ઊતરતા ક્રમવાળી વ્યવસ્થા રચવાની ને કાયમ કરવાની વૃત્તિ હોય છે. વળી વર્ણો કે જાતિઓ નક્કી થઈ જાય એટલે પછી તેમને શિક્ષણ અને પ્રણાલિકા વડે ટકાવી રાખવાં પડે છે; અને તેમ કરતાં વંશપરંપરા અનુસાર રચાયેલા કાયમના વિભાગ બંધાઈ જાય છે.

વર્ણો ચાર જ છે, પણ જાતિઓ તો ગણી ન ગણાય એટલી છે. લોહીના સંબંધો પર રચાયેલી, કામ કે ધંધાને ધોરણે રચાયેલી, ને ધાર્મિક સંપ્રદાયને અંગે રચાયેલી, એમ અનેક પ્રકારની જાતિઓ મળે છે. એ ઉપરાંત કેટલાક જાતિબાહ્ય, બહિષ્કૃત લોકો પણ હોય છે. જાતકોમાં અસ્પૃશ્ય વર્ગના ઉલ્લેખ આવે છે.[૩૭] ચંડાળોને ગામ બહાર રહેવું પડતું, ને ગામમાં આવતાં લાકડાનો કકડો ઠોકીને તેના અવાજથી પોતાના આવ્યાની જાણ લોકોને કરવી પડતી, એ સ્થિતિનું વર્ણન ચીની યાત્રી ફાહિયાને (ઇ. સ. ૪૦૫ થી ૪૧૧) કરેલું છે. એ અસ્પૃશ્યોમાં મુખ્યત્વે કેટલાક એવા હતા જેઓ સંસ્કૃતિની કક્ષામાં પૂરેપૂરા ન આવતાં તેની કોર પર જ રહી ગયા હતા ને જેમનો હિંદુ ધર્મમાં સમાસ કરવામાં આવ્યો નહોતો; તે ઉપરાંત તેમાં બીજા કેટલાક એવા હતા જેઓ હલકાં ગણાતાં કામો કરતા હતા. વર્ણ-વ્યવસ્થામાં અસ્પૃશ્યોનો પાંચમો વર્ણ નહોતો.[૩૮]

ગુણકર્મને બદલે જન્મ પ્રમાણે વર્ણ નક્કી થવા લાગ્યો એ વસ્તુએ સમાજની પ્રગતિ રોકવામાં ને વર્ણો અને જાતિઓ વચ્ચે ભેદભાવ કાયમ કરવામાં મુખ્ય ભાગ ભજવ્યો છે. જન્મ અનુસાર

---

૩૭*. જુઓ સેતકેતુજાતક, માતંગજાતક, અને ચિત્તસંભૂતજાતક.

૩૮*. त्रिषु वर्णेषु जातो हि ब्राह्मणाब्राह्मणो भवेत् ।
स्मृताश्च वर्णाश्चत्वारः पंचमो नाधिगम्यते ॥

महाभारत—अनुशासनपर्व ४४.

વર્ણ માનનારા કહે છે કે જન્મ ઉપરથી માણસોનાં માનસમાં રહેલા ખરેખરા, કાયમના ભેદ જોઈ શકાય છે; માત્ર એ ભેદ આજના માનવવંશશાસ્ત્રીઓની સાદી ને ઉપલકિયા કસોટીથી માપી શકાય એવા નથી એટલું જ. મનુષ્યને જન્મથી કેવો સ્વભાવ મળે છે ને તેના જીવનનો પ્રવાહ કેવી રીતે વહે છે તેનો નિશ્ચય તેના પોતાના પાછલા જન્મો પરથી થાય છે, એમ પુનર્જન્મના સિદ્ધાન્તનું કહેવું છે. મનુષ્યને તેના સ્વભાવ અનુસાર જે સામાજિક કાર્ય અનુકૂળ હોય તે કાર્ય કરનાર વર્ણમાં જ તે જન્મે છે, એમ માનનારા લોકોને પુનર્જન્મનો સિદ્ધાન્ત ટેકો આપે છે. પૂર્વજો, માતપિતા, અને શારીરિક જન્મ, એ બધું જોઇએ માણસનો સ્વભાવ કેવો હશે એનો નિશ્ચય હંમેશાં કરી શકાતો નથી, એ વાત આ લોકો ભૂલી જાય છે. વર્ણધર્મને અંગેનાં નિયત કર્મો કરવાનો ઉમળકો માણસને તેના અંતરમાંથી જ ન થતો હોય, તો એ કામો તે કેવળ દેખાદેખીથી કે પરાપૂર્વથી થતાં આવ્યાં છે એટલા માટે જ કરે છે. એમ બને ત્યારે, વર્ણવ્યવસ્થાની પાછળ જે ધર્મભાવના રહેલી છે તે સચવાતી નથી. બ્રાહ્મણના દીકરામાં બ્રાહ્મણત્વનો જરા પણ અંશ ન હોય તોયે તે હંમેશાં બ્રાહ્મણ જ રહે છે. દરેક માણસનું સમાજમાં જે યોગ્ય સ્થાન હોય તેમાં તે સ્વાભાવિક રીતે ગોઠવાઈ જતો નથી, પણ બહારની કોઇ શક્તિ તેને પરાણે તે જગાએ બેસાડે છે. જે વ્યવસ્થામાં કોઇ સૂક્ષ્મ શક્તિ, જાતિ કે ધર્મસંઘ માણસોના ધંધા ને તેમનાં સ્થાન નક્કી કરી આપતાં હોય તે વ્યવસ્થા કુદરતના નિયમો અનુસાર રચાયેલી નથી એમ જ કહેવું જોઇએ. માણસો તેમની ઓછીવત્તી સમાજસેવા અનુસાર નહીં, પણ તેમનાં ધંધા, ધન કે સત્તા અનુસાર, ઊંચા કે નીચા ગણાવા લાગે ત્યારે વર્ગ વર્ગ વચ્ચે વિગ્રહ જામે છે, અને દરેક વર્ગ સત્તા ને અધિકાર માટે પડાપડી કરે છે. વર્ણવ્યવસ્થામાં માણસના હક ઉપર નહીં પણ તેનાં સામાજિક કર્તવ્યો પર ભાર દેવામાં આવ્યો છે.

જાતિવ્યવસ્થામાં હકને વધારે મહત્ત્વ આપવામાં આવે છે. વર્ણવ્યવસ્થામાં જે માણસમાં તપ કરવાની હિંમત હોય, જીવનના સુખોપભોગ જતા કરવા જેટલું આત્મબળ હોય, અને પોતાની શક્તિઓ ખીલવવાનું સામર્થ્ય હોય, તેને ઉપર ચડતા ચડતા છેક બ્રાહ્મણત્વ લગી પહોંચવાની છૂટ રહે છે. જાતિવ્યવસ્થામાં એમ બનતું નથી, કેમકે તેમાં માણસની સર્જનશક્તિનો છૂટથી ઉપયોગ કરવા દેવામાં આવતો નથી. એક તરફ ઉપલી જાતિનો માણસ તેનાં કર્તવ્યભાવના ને અંતરનાદથી પ્રેરાઇને ધર્માચરણ કરશે એવી આશા રાખવામાં આવે છે; પણ બીજી બાજુ નબળા લોકોમાં જ્યારે સમાજને હાનિ કરવાની વૃત્તિ દેખાય ત્યારે તેમને સજા કરીને ઠેકાણે લાવવામાં આવે છે. વ્યવહારમાં જુદી જુદી જાતિઓના ગુનેગારોને માટે સજાનાં જુદાં જુદાં ધોરણ ઠરાવેલાં હતાં, એ આ જાતિવ્યવસ્થાનો નબળામાં નબળો ભાગ છે. સ્મૃતિકારોને ન્યાય કરવા ખાતર કહેવું જોઈએ કે ઊંચી જાતિનો માણસ નીતિનિયમનો ભંગ કરે ત્યારે તેનો ગુનો એટલો વધારે ગણાય.[૩૯]

પેઢીઉતાર ચાલતો આવેલો વ્યવસાય, અને વ્યક્તિનો પોતાનો સ્વભાવ, એ બેની વચ્ચેનો ભેદ કંઈક અંશે શિક્ષણ અને તાલીમ

---

૩૯*. द्विगुणोत्तराणीतरेषां प्रतिवर्णम् । विदुषोऽतिक्रमे दंडभूयत्वम् । गौतमधर्मसूत्र ३; १३–४.

(બીજાઓને ચડતા વર્ણ પ્રમાણે બમણી બમણી સજા કરવી. વિદ્વાન ગુનો કરે તો તેને વધારે સજા થવી ઘટે છે.)

कार्षापणं भवेद् दंडयो यत्रान्यः प्राकृतो जनः ।
तत्र राजा भवेद् दंडयः सहस्रमिति धारणा ॥ मनुस्मृति ८; ३३६.

(જે ગુનાને માટે સાધારણ માણસનો એક કાર્ષાપણ દંડ કરવામાં આવે તે જ ગુનાને માટે રાજાનો હજાર કાર્ષાપણ દંડ કરવો જોઈએ.)

મહાભારત તો એથી પણ કડક નિયમ સૂચવે છે, ને કહે છે કે બ્રાહ્મણોને પણ સજા થવી જોઈએ. માણસ જેમ ઉપલા વર્ણના તેમ તેમને સજા વધારે.

વડે ઘટાડવામાં આવતો. અને તેથી, ધર્મશાસ્ત્રો વંશપરંપરાથી ચાલ્યા આવતા રિવાજને માન્ય રાખે છે ખરાં, છતાં સાથેસાથે આગ્રહપૂર્વક કહે છે કે ચારિત્ર અને આવડત એ જ ખરી કસોટી છે, અને એ એ જો ન હોય તો પેઢીઉતાર મળેલો દરજ્જો કશા કામનો નથી.

બ્રાહ્મણો તપોમય ને ધર્મપરાયણ જીવન ગાળવાનું પોતાનું કર્તવ્ય ભૂલી ગયા, અને પોતાને સુખચેન કરવાનો ને માન મેળવવાનો અધિકાર છે એમ માનવા લાગ્યા, ત્યારે તેની સામે વિરોધના પોકારો ઊઠ્યા હતા. મનુ અને બીજા સ્મૃતિકારોએ ધર્મનિષ્ઠ ને ગુણવાન આદર્શ બ્રાહ્મણ, અને જન્મને કારણે જ પોતાને ઊંચા ગણાવનાર બ્રાહ્મણ, એ બેની વચ્ચેનો ભેદ બતાવ્યો છે.[૪૦] શુદ્ધાર્થચિન્તામણિમાં કહ્યું છે કે "તપ, વિદ્યા અને જન્મ એ બ્રાહ્મણનાં લક્ષણ છે. જેનામાં તપ અને વિદ્યા ન હોય તે કેવળ જન્મે બ્રાહ્મણ છે."[૪૧] વળી બ્રાહ્મણ કૌશિકે માંસ વેચવાનો ધંધો કરનાર ધર્મવ્યાધ પાસેથી જ્ઞાન મેળવ્યું ત્યારે તેને કહેલું : "હું તો માનું છું કે તમે આ જન્મે જ બ્રાહ્મણ છો. જે બ્રાહ્મણ ઉદ્ધત હોય, ને જેને અવનતિકારક દુર્ગુણો વળગેલા હોય, તે શૂદ્ર કરતાં ચડિયાતો નથી; અને જે શૂદ્ર

૪૦*. जप्येनैव तु संसिध्येद् ब्राह्मणो नात्र संशयः ।
कुर्यादन्यन्न वा कुर्यान्मैत्रो ब्राह्मण उच्यते ॥ मनुस्मृति २; ८७.

(બ્રાહ્મણને જપ વડે જ સિદ્ધિ પ્રાપ્ત થાય છે એમાં શંકા નથી; તે બીજું કંઈ કર્મ કરે યા ન કરે. પ્રાણીમાત્રને વિષે મૈત્રી રાખનારને જ બ્રાહ્મણ કહે છે.)

"ભાટાઈ કરનારા, ખુશામતખોર, છેતરપિંડી કરનારા, કઠોરતાથી વર્તનારા, ને લોભી — આ પાંચ પ્રકારના બ્રાહ્મણો, વિદ્યામાં બૃહસ્પતિની તોલે આવે એવા હોય તોપણ,—તેમની પૂજા કદી કરવી ન જોઈએ."
— અત્રિ, ૩૭૯.

૪૧*. तपः श्रुतं च योनिश्च त्रयं ब्राह्मण्यकारणम् ।
तपःश्रुताभ्यां यो हीनो जातिब्राह्मण एव सः ॥

પોતાના વિકારો પર સંયમ રાખતો હોય ને સત્ય તથા સદાચાર વિષે નિષ્ઠા ધરાવતો હોય તેને હું બ્રાહ્મણ ગણું છું, કેમકે ચારિત્ર એ બ્રાહ્મણત્વનો પાયો છે." છાંદોગ્ય ઉપનિષદમાં સત્યકામ જાબાલની વાત આપેલી છે. જબાલાના પુત્ર સત્યકામે હારિદ્રુમત ગૌતમની પાસે જઈને કહ્યું: "હું આપની પાસે બ્રહ્મચારી તરીકે રહેવા માગું છું. મને રાખશો ?" ગૌતમે પૂછ્યું: "તું કયા ગોત્રનો છે, ભાઈ ?" સત્યકામે કહ્યું: "હું કયા ગોત્રનો છું એની તો મને ખબર નથી. મેં માને પૂછ્યું તો તેણે કહ્યું કે 'જુવાનીમાં મારે પરિચારિણી તરીકે ઘણું ફરવું પડતું તે વખતમાં મેં તને જન્મ આપેલો. એટલે તું કયા ગોત્રનો છે તે હું જાણતી નથી. મારું નામ જબાલા છે, ને તારું નામ સત્યકામ છે.' એટલે, ભગવન્, મારું નામ સત્યકામ જાબાલ છે." ગૌતમે કહ્યું: "ખરો બ્રાહ્મણ ન હોય તે આવું બોલી ન શકે. માટે, હે ભાઈ, તું સમિધો લઈ આવ. હું તને ઉપનયન આપીશ. તું સત્યથી ચળ્યો નથી."[૪૨] જાતિભેદ રૂઢ થઈ ગયો ત્યારપછી પણ દાસીપુત્ર કવષ ઐલૂષને બ્રાહ્મણ તરીકે સ્વીકારવામાં આવ્યો હતો.[૪૩] જાતિભેદની કડકાઈ ઓછી કરવાને સારુ ઘણીવાર ભાર દઈને કહેવામાં આવે છે કે જાતિવ્યવસ્થામાં દેશકાળ પરત્વે ફેરફાર થયાં કરે છે. રામાયણમાં કહ્યું છે કે પ્રજાપતિએ જે માણસોને પહેલવહેલા પેદા કર્યાં તે બધા

---

૪૨*. सत्यकामो ह जाबालो...हारिद्रुमतं गौतममेत्योवाच ब्रह्मचर्यं भगवति वत्स्याम्युपेयां भगवन्तमिति । तं होवाच किंगोत्रो नु सोम्यासीति स होवाच नाहमेतद्वेद भो यद्गोत्रोऽहमस्म्यपृच्छं मातरं सा मा प्रत्यब्रवीद् बह्वहं चरन्ती परिचारिणी यौवने त्वामलभे साहमेतन्न वेद यद्गोत्रस्त्वमसि जबाला तु नामाहमस्मि सत्यकामो नाम त्वमसीति सोऽहं सत्यकामो जाबालोऽस्मि भो इति । तं होवाच नैतदब्राह्मणो विवक्तुमर्हति समिधं सोम्याहरोप त्वा नेष्ये न सत्यादगा इति । छांदोग्योपनिषत् ४; ४; १–५.

૪૩*. ऐतरेयब्राह्मण २; १९.

એક વર્ણના, એક ભાષા બોલનારા, ને એક પ્રકારના રૂપવાળા હતા.[૪૪]

આળવારો અને રામાનુજના સમયથી શરૂ થયેલી, ને રામાનંદ અને કબીર, નાનક અને ચૈતન્ય, નામદેવ અને એકનાથે ચાલુ રાખેલી, ભક્તિમાર્ગની હિલચાલોએ જાતિભેદની અસમાનતા સામે પોકાર ઉઠાવ્યો હતો, છતાં એ અસમાનતા હજુ દૂર થઈ નથી. ખ્રિસ્તી ધર્મસંઘો પણ પોતાના સંપ્રદાયનો ફેલાવો કરવાની આતુરતામાં એની સાથે માંડવાળ કરે છે. પોપ ગ્રેગરી ૧૫માએ, એક ફરમાન કાઢીને, હિંદુસ્તાનના ખ્રિસ્તી ધર્મસંઘમાં જાતિભેદ ચાલવા દેવાની મંજૂરી આપી હતી. પશ્ચિમ સાથેના સંસર્ગની અસરને લીધે આ પ્રથામાં કંઈક ઉદારતાના અંશો દાખલ થવા લાગ્યા છે. દેશના આચારવિચારમાં પશ્ચિમના આદર્શોનું જે સંમિશ્રણ થયું તેના સીધા પરિણામરૂપે રાષ્ટ્રવાદની ઉત્પત્તિ થવા પામી છે. હિંદમાંના બ્રિટિશ અમલ સામે થતી વિરોધી ટીકાના મૂળમાં ન્યાય અને સ્વતંત્રતાની જે કલ્પનાઓ છે તેનો પ્રચાર પણ મુખ્યત્વે અંગ્રેજોને આભારી છે. અંગ્રેજોનો હિંદુસ્તાનમાં જે કાયમનો સ્વાર્થ છે તેને હિંદી સમાજના સુધારાની સાથે સંબંધ છે તેના કરતાં વધારે સંબંધ અંગ્રેજી અમલ ચિરકાળ ટકવાની સાથે છે. અંગ્રેજોનાં માનસ અને નીતિનું સારામાં સારું

---

૪૪*. अमरेन्द्र मया बुद्ध्या प्रजाः सृष्टास्तथा प्रभो ।

एकवर्णाः समाभाषा एकरूपाश्च सर्वशः ॥ उत्तरकांड ३०; १९.

आदौ कृतयुगे वर्णो नृणां हंस इति स्मृतः ।

कृतकृत्याः प्रजा जात्या तस्मात्कृतयुगं विदुः ॥ भागवत ११; १७; १०

(આરંભમાં સત્યયુગમાં માણસોનો એક જ વર્ણ 'હંસ' નામે ઓળખાતો હતો. પ્રજા જન્મથી જ કૃતકૃત્ય થતી, તેથી તેને 'કૃતયુગ' કહ્યો છે.)

[न विशेषोऽस्ति वर्णानां सर्वं ब्राह्ममिदं जगत् ।

ब्रह्मणा पूर्वसृष्टं हि कर्मभिर्वर्णतां गतम् ॥ महाभारत–शान्तिपर्व

(વર્ણોમાં કશો ભેદ નથી. આ આખું જગત બ્રહ્માનું છે. બ્રહ્માએ જ તેને પૂર્વે સરજેલું છે. તેમાં કર્મ વડે કરીને વર્ણોના ભેદ પડ્યા.)]

વર્ણન કલકત્તાની હિંદુ કૉલેજના પ્રિન્સીપાલ જેમ્સ કેરનાં વચનોમાં મળે છે. તેમણે છેક ૧૮૬૫માં કહેલું: "જાતિભેદની હસ્તી એકંદરે આપણા અમલને કાયમ કરવામાં આડે આવે છે કે કેમ એ શંકા-પડતી વાત છે. આપણે જો ડહાપણ અને ક્ષમાવૃત્તિ રાખીને વર્તીએ તો જાતિભેદ એમાં મદદગાર પણ ગણી શકાય. જાતિભેદની ભાવના રાષ્ટ્રીય એકતાની વિરોધી છે."[૪૫] હમણાંનાં વરસોમાં થયેલા રાજ્ય-બંધારણના ફેરફારોએ કોમી કુસંપ અને જાતિભેદના પાયા પાકા બનાવ્યા છે. પ્રજાના અમુક વર્ગોને ખાસ પ્રતિનિધિત્વ આપવાને લગતી કલમો સામાજિક ન્યાયને નામે ઘડવા ને સ્વીકારવામાં આવે છે ખરી; પણ એનો આશય તો રાષ્ટ્રીય એકતાની સ્થાપનામાં વિઘ્ન નાખવાનો છે. હિંદુઓએ ચલાવેલી સુધારાની હિલચાલોના મૂળમાં એવી દૃઢ પ્રતીતિ રહેલી છે કે આપણી આજની પરિસ્થિતિમાં જાતિભેદને સ્થાન નથી, અને નરી જડતાને લીધે જ તે ટકી રહી છે.

નાતજાતને લગતા નિયમો તોડનારને નાતબહાર મૂકવામાં આવે છે; અને આ સજાને લીધે હજુ હમણાં સુધી જાતિભેદની સામે માથું ઊચકવાની કોઈની હિંમત ચાલતી નહોતી. છતાં વ્યક્તિઓની સ્વતંત્રતાનો છેક જ લોપ થઈ ગયો નહોતો. નાતજાતના નિયમોમાં બાંધછોડને પૂરો અવકાશ હતો. નીતિનિયમો સ્થિરસ્થાવર બનાવી દેવાનો પ્રયત્ન કરવામાં આવ્યો નહોતો. જેઓ ધરમૂળથી સુધારો કરાવવા માગતા હોય તેમને પોતાની નવી નાત બનાવવાની છૂટ છે. નિયમો હતા તો ખરા, પણ તેમાં દેશકાળ પરત્વે ફેરફારને અવકાશ છે એમ કબૂલ કરવામાં આવતું. સ્મૃતિગ્રંથો કહે છે કે ધર્મનાં મૂળ ચાર છે—આખો વેદ, એ વેદ જાણનારનાં સ્મૃતિ અને આચ-રણ, સજ્જનોનો આચાર, અને અંતરાત્માનો સંતોષ.[૪૬] સ્મૃતિવચનો

૪૫*. ઘુર્યે: 'કાસ્ટ ઍંડ રેસ ઈન ઇન્ડિયા', પૃ. ૧૬૪.

૪૬*. वेदोऽखिलो धर्ममूलं स्मृतिशीले च तद्विदाम् ।
आचारश्चैव साधूनामात्मनस्तुष्टिरेव च ॥ मनुस्मृति २; ६.

તો માત્ર આચારની રૂપરેખા આપે છે, અને એ રૂપરેખાની મર્યાદામાં રહીને શાસ્ત્રવચનોનો અર્થ કરવાની બાબતમાં પૂરેપૂરી સ્વતંત્રતા આપેલી છે. શાસ્ત્રવચનો પોતે જ ઘણીવાર એકબીજાનાં વિરોધી હોય છે,[૪૭] એટલે માણસને પોતાની બુદ્ધિનો ને અંતરનાદનો ઉપયોગ કરવો પડે છે. જ્ઞાનવાન ને સદાચારી માણસો ચાલુ રૂઢિ છોડીને બીજે ચીલે જઈ શકતા ને પરાપૂર્વથી ચાલ્યા આવતા રિવાજોમાં ફેરફાર કરી શકતા. આપસ્તંબ કહે છે: "ધર્મ અને અધર્મ 'આ રહ્યા અમે' એમ કહેતા ફરતા નથી. દેવો, ગંધર્વો ને પિતરો પણ એમ કહેતાં નથી કે 'આ ધર્મ છે ને આ અધર્મ છે.' જે કામ થાય ત્યારે આર્ય પુરુષો પ્રશંસા કરે તે ધર્મ; અને જેની નિંદા કરે તે અધર્મ."[૪૮] તૈત્તિરીય ઉપનિષદમાં, વેદાભ્યાસ પૂરો થયા પછી આચાર્ય અન્તેવાસી શિષ્યને અનુશાસન આપતાં કહે છે: "સત્ય બોલજે. ધર્મ આચરજે. સ્વાધ્યાયમાં આળસ કરીશ નહીં. આચાર્યને મનગમતું ધન આપીને પ્રજારૂપી તંતુને છેદીશ નહીં. સત્યથી ચળીશ નહીં. ધર્મથી ચળીશ નહીં......દેવો અને પિતૃઓના કામમાં પ્રમાદ કરીશ નહીં. માતાને દેવ માનજે, પિતાને દેવ માનજે, આચાર્યને દેવ માનજે, અતિથિને દેવ માનજે. જે કામો અનિંદ્ય હોય તે કરજે, બીજાં નહીં. અમારાં જે સુચરિત હોય તેનું જ અનુકરણ કરજે, બીજાંનું નહીં. જે કંઈ આપે તે શ્રદ્ધાથી આપજે, છૂટે હાથે આપજે, વિનયપૂર્વક આપજે, માનપૂર્વક આપજે, સમભાવપૂર્વક આપજે."[૪૯]

---

૪૭*. श्रुतिश्च भिन्ना स्मृतयश्च भिन्ना
महाऋषीणां मतयश्च भिन्नाः ।

૪૮*. न धर्माधर्मौ चरत आवां स्व इति । न देवगंधर्वा न पितर इत्याचक्षतेयं धर्मोयमधर्म इति । यत्त्वार्याः क्रियमाणं प्रशंसन्ति स धर्मो यद् गर्हन्ते सोऽधर्मः । आपस्तंबीयधर्मसूत्र १; ७; २०; ६–७.

૪૯*. सत्यं वद । धर्मं चर । स्वाध्यायान्मा प्रमदः । आचार्याय प्रियं धनमाहृत्य प्रजातन्तुं मा व्यवच्छेत्सीः । सत्यान्न प्रमदितव्यम् ।

સત્કર્મ કયું ગણાય એ સ્નાતકે કેવી રીતે જાણવું? સામાન્ય રીતે તો ચાલતી આવેલી રૂઢિને અનુસરવું યોગ્ય ગણાય; પણ જ્યાં શંકા પડે ત્યાં "વિચારશીલ, જિતેન્દ્રિય, કુશળ, કોમળ હૃદયના, ને ધર્મનિષ્ઠ બ્રાહ્મણો જેવી રીતે વર્તતા હોય તેવી રીતે તારે વર્તવું."[૫૦] વિદ્વાન ધર્મશાસ્ત્રીઓમાં મતભેદ પડે તો માણસે પોતાના અંતરાત્માને પૂછી જોવું.[૫૧] આચારના નિયમો માણસને માટે બનાવેલા છે; અને ભીડ કે સંકટને પ્રસંગે રૂઢિઓનું ઉલ્લંઘન કરી શકાય, નીતિનિયમોનું નહીં.[૫૨] એક સંતપુરુષે કહેલું કે "મને ઠીક લાગે તો હું ગોમાંસ પણ ખાઉં." બીજા એક સંતપુરુષે અશુદ્ધ ગણાતા ચંડાળ પાસેથી લીધેલું કૂતરાનું માંસ ખાધેલું, તેણે કહ્યું: "સંતપુરુષ ગમે તે ખાઈ શકે; અને માણસને મારા જેટલી ભૂખ લાગી હોય ત્યારે એક

---

धर्मान्न प्रमदितव्यम् ।......देवपितृकार्याभ्यां न प्रमदितव्यम् । मातृदेवो भव । पितृदेवो भव । आचार्यदेवो भव । अतिथिदेवो भव । यान्यनवद्यानि कर्माणि । तानि सेवितव्यानि । नो इतराणि । यान्यस्माकं सुचरितानि । तानि त्वयोपास्यानि । नो इतराणि । श्रद्धया देयम् । श्रिया देयम् । ह्रिया देयम् । भिया देयम् । संविदा देयम् । तैत्तिरीयोपनिषत् १; ११; १–३.

५०*. अथ यदि ते कर्मविचिकित्सा वा वृत्तविचिकित्सा वा स्यात् । ये तत्र ब्राह्मणाः संमर्शिनः । युक्ता आयुक्ताः । अलूक्षा धर्मकामाः स्युः । यथा ते तत्र वर्तेरन् । तथा तत्र वर्तेथाः । तैत्तिरीयोपनिषत् १; ११; ३–४.

૫૧*. કાલિદાસના 'શાકુન્તલ'માં નાયક દુષ્યંત શકુન્તલા સાથે પ્રેમમાં પડે છે ને કહે છે કે એ કામ અયોગ્ય ન હોઈ શકે, કેમકે જ્યાં સંશય હોય ત્યાં અંતરાત્માના અવાજને પ્રમાણભૂત ગણવો જોઇએ.

असंशयं क्षत्रपरिग्रहक्षमा
यदार्यमस्यामभिलाषि मे मनः ।
सतां हि सन्देहपदेषु वस्तुषु
प्रमाणमन्तःकरणप्रवृत्तयः ॥ शाकुन्तल अंक १.

५२*. महाभारत–शान्तिपर्व २९८; ७.

પ્રકારનું માંસ ને બીજા પ્રકારનું માંસ એની વચ્ચે ફરક પડતો નથી." તેણે એવો નિયમ બતાવ્યો કે "માણુસ અશુદ્ધ આહાર ખાય તો એ ગંભીર વસ્તુ નથી; માત્ર તેને વિષે તેણે જૂઠું ન બોલવું જોઈએ." ખાદ્યાખાદ્યનો નિયમ એ માણુસે ચલાવેલી રૂઢિ છે, જ્યારે સાચું બોલવું એ અવિચળ નીતિનિયમ છે. આ ચાતુર્વર્ણ્યની વ્યવસ્થાને જ્યારે કાયદાનું રૂપ અપાયું ને તેમાં ફેરફાર કરવા માટે ધારાસભાની મંજૂરી આવશ્યક ગણાવા લાગી ત્યારે વ્યક્તિના સ્વાતન્ત્ર્ય પર અંકુશ મુકાયો.

વર્ણવ્યવસ્થાના મૂળમાં કયું સત્ય રહેલું છે એ જોવા બેસીએ, તો તેમાં એ કલ્પના મળે છે કે વ્યક્તિનો કુદરતે આપેલો સ્વભાવ જ તેને સત્કર્મ કરવા પ્રેરે છે. આપણા જન્મસિદ્ધ ગુણુ, અને જેમાં આપણા આત્માનું તેજ પ્રગટ થઈ શકે એવું કર્મ, એ બે અનુસાર કુદરત આપણુને સંસારમાં આપણું કર્તવ્ય નક્કી કરી આપે છે, ને તે કર્તવ્ય પાળવા માટે મોકળાશ પણુ આપે છે.[૫૩] જાતિભેદ એ વર્ણધર્મનું અવનતિ પામેલું રૂપ છે. વ્યક્તિને પોતાનું ભાવિ નક્કી કરવાનો ને પોતાને જેમાં રસ હોય તેવાં કામ કરવાનો હક છે, એમ જાતિવ્યવસ્થા કબૂલ રાખતી નથી. એ વ્યવસ્થાના મૂળમાં આદર્શવાદ

---

૫૩. प्रायः स्वभावविहितो नृणां धर्मो युगे युगे ।
वेददृग्भिः स्मृतो राजन्प्रेत्य चेह च शर्मकृत् ॥
वृत्त्या स्वभावकृतया वर्तमानः स्वकर्मकृत् ।
हित्वा स्वभावजं कर्म शनैर्निर्गुणतामियात् ॥

भागवत ७; ११; ३१-२.

(યુગે યુગે મોટે ભાગે માણુસોનો ધર્મ તેમના સ્વભાવ અનુસાર વેદના જ્ઞાનવાળા લોકો ઠરાવી આપે છે. ધર્મ ઇહલોક તેમજ પરલોકમાં તેમનું કલ્યાણ કરે છે. જે માણુસ સ્વભાવથી બનેલી વૃત્તિ અનુસાર કામ કરે છે તે સ્વકર્મ કરે છે. જે માણુસ સ્વભાવથી નક્કી થયેલું કામ છોડીને બીજું કામ કરે છે તે ધીરેધીરે ગુણહીન બની જાય છે.)

હતો; ઇતિહાસના અનેક લાંબા યુગોમાં તેણે પ્રજાનું કલ્યાણું પણ કરેલું; હજુ પણ તે કેટલીક રીતે મદદગાર છે; છતાં તેની પ્રગતિ અટકી ગઈ છે ને તે સમય અનુસાર બદલાતી નથી, તેથી તેનો આપણા આજના સંજોગો સાથે મેળ રહ્યો નથી. માનવજાતિના મોટા ભાગને પરાણે જે દલિત દશામાં રાખવામાં આવે છે તે જોઇને સંસ્કારી માણસોનાં દિલ દુભાય છે, કેમકે તેઓ મનુષ્યનું ગૌરવ સમજે છે ને માનવજીવનને મોંઘામૂલું ગણી તેના પ્રત્યે આદર ધરાવે છે. પ્રત્યેક મનુષ્ય આત્માને પોતાની પ્રજાના સંસ્કાર અને આત્મજ્ઞાનનો વારસો પૂરેપૂરો મેળવવાનો અધિકાર છે, એ વાત કબૂલ રખાવી જોઇએ. જાતિભેદ એ વિખવાદનું મૂળ હોઈ હાનિકર્તા છે; અને તે જો તેના આજના રૂપમાં કાયમ રહેશે તો તેને વળગી રહેનાર લોકોને તે નિર્બળતા ને અસત્યનો ચેપ લગાડયા વિના નહીં રહે.

## ૫. ચાર આશ્રમ

હિંદુ સમાજવ્યવસ્થા વ્યક્તિનો વિકાસ સાધવાનું કામ તે વ્યક્તિની મરજી પર નથી છોડી દેતી, પણ તેને રસ્તો બતાવવા તેની આગળ ચોક્સ યોજના રજૂ કરે છે. માનવજીવનમાં એક પછી એક એમ ચાર અવસ્થાઓ આવતી ગણાતી છે. એ અવસ્થાને 'આશ્રમ' કહે છે. એમાંના પહેલા ત્રણ આશ્રમને વર્ણ કે જાતિના નિયમો લાગુ પડે છે.[૫૪]

૧. બ્રહ્મચારી. મનુષ્યનાં બાળકો એ સર્વ પ્રાણીઓમાં સૌથી

---

૫૪*. ब्रह्मचर्यं परिसमाप्य गृही भवेत्। गृही भूत्वा वनी भवेत्। वनी भूत्वा प्रव्रजेत्। यदि वेतरथा ब्रह्मचर्यादेव प्रव्रजेद् गृहाद्वा वनाद्वा। यदहरेव विरजेत्तदहरेव प्रव्रजेत्। जाबालोपनिषत् ४.

(માણસે બ્રહ્મચર્ય પૂરું કરીને ગૃહસ્થ બનવું. ગૃહસ્થાશ્રમ પૂરો કરીને વાનપ્રસ્થ થવું. વાનપ્રસ્થ પૂરું કરીને પ્રવ્રજ્યા—સંન્યાસ—લેવી. અથવા તો, બ્રહ્મચર્યમાંથી, ગૃહમાંથી કે વનમાંથી પણ સંન્યાસ લેવાય. જે દિવસે વૈરાગ્ય ઊપજે તે દિવસે જ સંન્યાસ લેવો.)

વધારે અસહાય હોય છે. માબાપ તેમની સંભાળ ન લે તો તેમનો જીવવાનો સંભવ ઘણો ઓછો રહે છે. એ ઉછેરનું કામ લાંબા વખત સુધી—બાળક પુરુષ કે સ્ત્રીની ગણતરીમાં આવે ત્યાં સુધી—ચાલવું જોઇએ. સંસ્કારનું ધોરણ જેટલું ઊંચું તેટલો શિક્ષણનો કાળ લાંબો.

બાળકના વિરોધ કરતા મગજમાં જ્ઞાન ઠાંસવું અને તેના તરફડાટ કરતા માનસ પર જૂની ઘરેડના આચારના નિયમો ઠોકી બેસાડવા, એ કંઈ કેળવણીનો ઉદ્દેશ નથી. કેળવણીનો ઉદ્દેશ તો એ છે કે બાળકને તેનો સ્વભાવ ખીલવવામાં મદદ કરવી, ને તેને બહારથી કચડી નાખવાને બદલે તેના અંતરનું જ પરિવર્તન કરાવવું. માણસને અપાતી કેળવણી તેને જીવનની ફરજો અદા કરવાની શક્તિ આપે છે, એટલું જ નહીં પણ આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે કેવી સાધના કરવી જોઇએ તેનો સામાન્ય ખ્યાલ આપે છે.

૨. ગૃહસ્થ. માણુસ સમાજજીવનમાં પોતાને મળેલું સ્થાન શોભાવીને, તથા સમાજના ધારણ અને પોષણમાં મદદ આપીને, પોતાના જીવનધર્મનું પાલન કરે છે, એટલું જ નહીં પણ સમાજની સેવામાં ફાળો આપે છે. માણસ સમાજના બીજા લોકો સાથે હળીમળીને રહે ત્યારે જ તેનું જીવન સાર્થક થાય છે. સ્ત્રીપુરુષનો સંયોગ એ માણસના જીવનનું એક મામૂલી કામ છે, ને તેને લીધે તેનો વંશવેલો ચાલુ રહે છે. લગ્ન, પ્રણય અને માતૃપદને હિંદુ ધર્મમાં ઊંચું સ્થાન આપ્યું છે, ને તેનાં યશોગાન ગાયાં છે. ઘરસંસાર અને ધર્મને લગતી સર્વ ક્રિયાઓમાં સ્ત્રીને પુરુષની સમોવડી ગણવામાં આવી છે. દરેક સ્ત્રીને લગ્ન કરીને ઘર માંડવાનો હક છે એમ મનાયું છે. અવિવાહિત અવસ્થા એ, ભલે અતિશય વિરલ છતાં, કામવૃત્તિની એક વિકૃતિ જ છે. ભલે દેહને તપસ્યાથી દમવા માટે પણ દેહની વાતમાં જ મન પરોવી રાખવું એ બૂરી વસ્તુ છે. આત્મા અને શરીર, ગમે તેટલાં ભિન્ન હોય છતાં, એકબીજાની સાથે નિકટના સંબંધથી સંકળાયેલાં

છે. શરીરને પ્રથમ ધર્મસાધન કહ્યું છે.[૫૫] આત્માનો વિકાસ અમુક અંશે દેહની તૃપ્તિ ને સુખાકારી પર આધાર રાખે છે. અર્થ અને કામ—ધનપ્રાપ્તિ અને વિષયસુખ—સ્વતંત્ર રીતે જોતાં ભલે અગત્યના ન હોય, પણ ધર્મપરાયણ જીવનના સાધન તરીકે અગત્યના છે જ.

શરૂઆતના આશ્રમોમાં શીખવાના સામાજિક ને આધ્યાત્મિક પાઠો શીખ્યા પછી જ તે પછીના આગલા આશ્રમમાં જઈ શકાય. પહેલાં ઠરેલ બનવાનું શીખ્યા પછી જ સાધુ બનાવાનો પ્રયાસ કરવો જોઇએ. બાળક, પતિ કે પિતા તરીકે પ્રેમ કેવી રીતે કરાય એની જેને ખબર ન હોય તે આખા જગત પ્રત્યે પ્રેમ શું કરી શકવાનો હતો? સમાજના શ્રેષ્ઠ માણસોને ગૃહસ્થાશ્રમમાંથી ખેંચી સંન્યાસ તરફ વાળવા, એ પ્રાણીવિજ્ઞાન તેમજ સમાજશાસ્ત્ર બંનેની દૃષ્ટિએ હાનિકારક છે. ગૃહસ્થાશ્રમ એ સમાજજીવનનો પરમ આધાર છે. એક ગ્રન્થમાં કહ્યું છે કે ગૃહસ્થે બ્રહ્મનિષ્ઠ થવું, તત્ત્વજ્ઞાનપરાયણ બનવું, અને પોતે જે કંઈ કામ કરે તે બધું પરમાત્માને સમર્પણ કરવું."[૫૬] માણસે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાને સંસાર છોડી પહાડના શિખર પર કે અંધારી ગુફામાં ચાલ્યા જવું જ જોઇએ, એમ હિંદુ ધર્મ કહેતો નથી.[૫૭] સામાન્ય રીતે સંસારની અવસ્થાઓ વટાવીને જ પરમાત્મ-પ્રાપ્તિ તરફ જઇ શકાય છે.

---

૫૫. शरीरमाद्यं खलु धर्मसाधनम् । कुमारसंभव ५.

૫૬*. ब्रह्मनिष्ठो गृहस्थः स्यात् तत्त्वज्ञानपरायणः ।
यद्यत्कर्म प्रकुर्वीत तद् ब्रह्मणि समर्पयेत् ॥

૫૭. न्यायार्जितधनस्तत्त्वज्ञाननिष्ठोऽतिथिप्रियः ।
श्राद्धकृत् सत्यवादी च गृहस्थोऽपि विमुच्यते ॥
आपस्तंबीयधर्मसूत्र પરની ટીકામાંથી.

(જે ગૃહસ્થ ન્યાયપૂર્વક ધન કમાય છે, તત્ત્વજ્ઞાનમાં રચ્યોપચ્યો રહે છે, અતિથિનો સત્કાર કરે છે, શ્રાદ્ધ કરે છે, ને સત્ય બોલે છે, તે પણ મોક્ષ પામે છે.)

૩. વાનપ્રસ્થ. જન્મવું, મોટા થવું, પરણવું, આજીવિકા મેળવવી, કુટુંબ સ્થાપવું, તેનું ભરણપોષણ કરવું, ને મરી જવું, એટલામાં જ કંઇ માણસનું જીવન સમાપ્ત થતું નથી. એ તો માત્ર પશુજીવનની માનવી આવૃત્તિ થઈ. શરૂઆતમાં પશુસમાન જીવન ભલે હોય, પણ તેને વટાવી ઊર્ધ્વમાર્ગે જવું ને આત્માનો વિકાસ સાધવો એનું નામ મનુષ્યજીવન છે. માણસ સમાજમાં પોતાને ભાગે આવેલી ફરજ અદા કરે, એટલે તેને પ્રકૃતિરૂપી આચ્છાદનની પાછળ રહેલા આત્માના મહિમાની ઝાંખી થવા માંડે છે, અને સર્વાત્મભાવ એ જે તેનું સાચું સ્વરૂપ છે તે પ્રાપ્ત કરવા તે ઝંખે છે. બાળકો મોટાં થઇ સંસારમાં ઠેકાણે પડે ને તેમને પિતાની કાળજીની જરૂર ન રહે એટલે પિતા, ઘણું કરીને સ્ત્રીને સાથે લઇ, વસ્તીથી દૂર કોઈ શાન્ત સ્થળમાં જઇને વસે; તત્ત્વચિંતન અને નિદિધ્યાસનમાં સમય ગાળે; અને સામાજિક બંધનોના કલહોથી દૂર અનાસક્તિના વાતાવરણમાં અંતર્મુખ થઈ જીવનનું સત્ય ખોળી કાઢવાનો પ્રયત્ન કરે. જીવનની તેમજ મૃત્યુની ગૂઢતાનો ઉકેલ દરેક જણે આપબળે મેળવવાનો હોય છે. આપણે ગાવું ને ચાખવું હોય તો તે પારકી જીભ વડે ન બની શકે; એને માટે તો આપણે પોતાની જીભ જ વાપરવી પડે. દરેક માણસને પોતાના સ્વતંત્ર પુરુષાર્થ વડે જીવનનું અંતિમ ધ્યેય પ્રાપ્ત કરવાનું હોય છે એ ખરું, પણ એ પુરુષાર્થનું જે પરિણામ આવે છે તેનો લાભ તો આખા જગતને મળે છે.

૪. સંન્યાસી. સંન્યાસી સર્વ સંપત્તિનો, જાતિભેદનો, અને અગ્નિહોત્ર આદિ કર્મકાંડનો ત્યાગ કરીને સંસારમાંથી ચાલી નીકળે છે. તે પોતે પૂર્ણત્વ પામેલો હોવાથી પોતાના આત્માને વિશાળ વ્યોમમાં વિહરવા દઈ શકે છે, પોતાની સર્વ શક્તિ જગતને મુક્ત કરવાની પ્રવૃત્તિમાં વાપરી શકે છે, અને જગતને કાયાપલટો કરવાની ફરજ પાડે છે. તે ઉચ્ચતર જીવનની માત્ર કલ્પના નથી આપતો, એવું જીવન ખરેખર ગાળે છે; અને 'જગત મારો દેશ છે ને સેવા મારો

ધર્મ છે ' એ પ્રસિદ્ધ સૂત્રને અનુસરે છે. " તેણે પ્રાણીમાત્રને સમાન દૃષ્ટિએ જોવાં, ને સર્વ પ્રાણીઓ પ્રત્યે મૈત્રી રાખવી; અને ભક્તિપૂર્ણ થઈને તેણે કોઈ પણ મનુષ્ય કે મનુષ્યેતર પ્રાણીને કર્મ, વચન કે મનથી ઈજા ન કરવી, ને આસક્તિમાત્રનો ત્યાગ કરી નિઃસંગ બનીને રહેવું."[૫૮] આત્માની વિમુક્તિ ને નિર્ભયતા; ગમે તેવા પરાજય કે સંકટમાં ન ડગે એવી અપાર હિંમત; વિશ્વને ચલાવી રહેલી શક્તિને વિષે શ્રદ્ધા; બદલાની કશી આશા કે માગણી વિના ઊભરાનારો ને જીવનને સ્વેચ્છાએ પરમાત્માના દાસત્વમાં સમર્પણ કરનારો પ્રેમ; એ પૂર્ણ પુરુષનાં લક્ષણ છે. સંન્યાસી સંસારનાં મોહ અને બંધનોને વટાવી ગયેલો પુરુષ છે; તે પરિવ્રાજક — પરિભ્રમણ કરનારો શિક્ષક હોઈ, સમાજથી અળગો રહેવા છતાં સમાજના આધ્યાત્મિક આદર્શો પર પોતાનો પ્રભાવ પાડે છે. બ્રાહ્મણ અને સંન્યાસી બેની વચ્ચે ભેદ એ છે કે બ્રાહ્મણ એ સમાજનો પૂરેપૂરો સભ્ય છે, બૈરીછોકરાં ને કુટુંબકબીલો લઈને વ્યવસ્થિત પણ સાદા ઘરમાં રહે છે, અને શાસ્ત્રમાં બતાવેલા કર્મકાંડના વિધિઓ કરે છે; જ્યારે સંન્યાસીએ સ્ત્રીનો ને ઘરબારનો ત્યાગ કર્યો હોઈ તે અનિકેત હોય છે; કોઈ મઠમાં ન રહેતો હોય તો નિરંતર પરિભ્રમણ કરે છે; અને તેણે કર્મકાંડનાં સર્વ વિધિઓ ને ક્રિયાઓને તિલાંજલિ આપેલી હોય છે.[૫૯] તે નથી કોઈ ભાષાનો કે નથી કોઈ દેશનો હોતો. તે કેવળ પોતાના

---

૫૮*. विष्णुपुराण ३; ९.

૫૯. अनग्निरनिकेतः स्यादशर्माशरणो मुनिः । आपस्तंबीयधर्मसूत्र २; ९; २१; १०.

(મુનિએ અગ્નિ ન રાખવો, એક જગાએ ઝાઝો કાળ ન રહેવું, સુખની કે આશ્રયસ્થાનની શોધ ન કર્યા કરવી.)

सत्यानृते सुखदुःखे वेदानिमं लोकममुं च परित्यज्यात्मानमन्विच्छेत् । आपस्तंबीयधर्मसूत्र २; ९; २१; १३.

(તેણે સત્ય અને અસત્ય, સુખ અને દુઃખ, વેદ, અને ઈહલોક ને પરલોકની તૃષ્ણાનો ત્યાગ કરીને આત્માની શોધ કરવી.)

આત્માનો ને તેથી આખા જગતનો હોય છે.[૬૦] આ આશ્રમમાં દાખલ થવાની સર્વ વર્ણના માણસોને, તેમજ પુરુષોની પેઠે સ્ત્રીઓને પણ, છૂટ છે. સંન્યાસીનું જીવન એ મનુષ્યનો અન્તિમ આદર્શ હોવાથી એવું જીવન ગાળનારા પ્રત્યે સમાજ ભારે આદરની નજરે જુએ છે. મહાકવિ કાલિદાસે જીવનના આ પરમ આદર્શનું વર્ણન કરતાં કહ્યું છે કે તે " શિવજી પોતે જગતના એકેશ્વર હોવા છતાં, ને ભક્તને ઘણું ફળ આપનારા હોવા છતાં, પોતે તો અકિંચન રહી હાથીનું ચામડું જ ઓઢે છે."[૬૧]

હિંદુ ધર્મે આપણને સંન્યાસીના રૂપમાં આદર્શ મનુષ્યનો ચિતાર આપ્યો છે. તે પોતાના અંતરમાં આત્માનો પ્રબળ વેગ, તેની અગ્નિશિખા સમી અવિરત ગતિ, લઇને ફરે છે. તેને કોઇ ચોકસ રહેઠાણ હોતું નથી, ને કશી સ્થાયી આજીવિકા હોતી નથી. તે વ્યક્તિગત, સામાજિક ને રાષ્ટ્રીય એમ સર્વ પ્રકારના સ્વાર્થમાંથી છૂટી ગયો હોય છે. તે પોતાને માટે કે કોઇ સમૂહને માટે સત્તા મેળવવાને ખાતર પોતાના સિદ્ધાન્તોનો ત્યાગ કરતો નથી કે તેમાં બાંડવાળ કરતો નથી. તેના વર્તનને વિષે કોઇ કશી આગાહી કરી શકતું નથી, કેમકે તે કોઈ સામાજિક સમૂહના કે રાજ્યના કાયદાને અનુસરીને ચાલતો નથી. તે સ્વૈરવિહારી હોય છે. તે કોઇ નિયમોને વશ વર્તતો નથી; કેમકે જે વિશ્વજીવનમાંથી નિયમમાત્ર ઉદ્ભવે છે ને જે પોતે કોઇ નિયમને તાબે હોતું નથી તે જીવનનો તેણે પોતાના હૃદયમાં સાક્ષાત્કાર કરેલો હોય છે. તેના આત્માની શાન્તિ અજબ હોય છે; કેમકે જ્યારે આસપાસનું આખું જગત અશાન્તિથી

૬૦*. ઍરિસ્થેનીસની આગળ તેના સાથીઓએ બડાઈ હાંકી કે 'અમે તો આ દેશના વતનીઓ છીએ,' ત્યારે તેણે કહેલું કે "એ માનમાં તમારી સાથે ભાગ પડાવનાર તો અળશિયાં અને તીડ જ છે."

૬૧*. एकैश्वर्ये स्थितोऽपि प्रणतबहुफले यः स्वयं कृत्तिवासाः ।

मालविकाग्निमित्र १; १.

ઉપરતળે થઇ રહ્યું હોય છે ત્યારે પણ તેના અંતરની શાન્તિ ચળવા પામતી નથી. તેને ઉપમા આપવી હોય તો હુતાશનની આપી શકાય. અવિરત ગતિ એ તેનું લક્ષણ છે.

ભારતવર્ષનો આદર્શ પુરુષ તે ગ્રીસનો ઉદાર પુરુષ નથી કે મધ્યયુગીન યુરોપનો શૂરો સુભટ નથી, પણ આત્મજ્ઞાન પામેલો મુક્ત પુરુષ છે. તેણે કઠણ તપસ્યા વડે, ને શમદમાદિની સાધના વડે, પરબ્રહ્મનું સમ્યગ્દર્શન કરેલું હોય છે. તે પોતાના દેશના ને પોતાના જમાનાના વહેમો ને ભ્રમોના પાશમાંથી છૂટી ગયેલો હોય છે. ભારતવર્ષે આ આદર્શને મક્કમપણે પકડી રાખ્યો છે; અને ઉપનિષદના ઋષિઓ ને બુદ્ધના કાળથી માંડીને રામકૃષ્ણ ને ગાંધીના જમાના સુધી, દરેક પેઢીમાં ને દેશના દરેક ભાગમાં, આ આદર્શ પ્રાપ્ત કરવાનો સફળ પ્રયાસ કરનાર અનેક પુરુષો ઉત્પન્ન કર્યા છે; એ એને સારુ ગૌરવની વાત છે.

સંન્યાસીનો આદર્શ હિંદી માનસને હજુ પણ રુચે છે. ગાંધીજી રાજકીય નેતાઓને સંસારની સાથે જકડી રાખનારાં બંધનમાત્ર તોડી નાખવાનું અને અકિંચન ને બ્રહ્મચારી તપસ્વી બનવાનું કહે છે. તેઓ એ નેતાઓને કહે છે કે કારાગૃહ તેમનો મઠ બનવો જોઇએ; જાડાં ખડબચડાં જેલનાં કપડાં તેમનાં ચીવર બનવાં જોઇએ; બેડીઓ ને હાથકડીઓને તેમણે દેહદમનના સાધનરૂપ વાળનાં પહેરણ ને ચાબખા જેવાં ગણવાં જોઇએ. આમ કહેવામાં તેઓ સંન્યાસના એ સનાતન આદર્શનો રાજકાજના ક્ષેત્રમાં પ્રયોગ કરે છે, એમ જ કહેવું જોઇએ.

વર્ણાશ્રમની વ્યવસ્થા અંતિમ ધ્યેયની પ્રાપ્તિમાં મદદગાર છે, પણ અનિવાર્ય નથી. મંડન કહે છે કે[૬૨] એ વ્યવસ્થા ઘોડાના જેવી

૬૨*. 'सर्वापेक्षा च यज्ञादिश्रुतेरश्ववत्'। एषोऽर्थः—'यज्ञेन दानेन' इति श्रवणात्कर्माण्यपेक्ष्यन्ते विद्याभ्यासलभ्यायामपि । यथान्तरेणाप्यश्वं ग्रामप्राप्तौ सिद्ध्यन्त्यां शैघ्र्यायाक्लेशाय चाश्वोऽपेक्ष्यते । ब्रह्मसिद्धि

છે. ઘોડા પર બેસીને માણસ સહેલાઈથી ને જલદી પરગામ જઈ શકે છે એ ખરું, પણ ઘોડા વિનાયે ત્યાં જઈ તો શકાય જ છે. જીવન એ એક યાત્રા છે, ને તેમાં એક પછી એક મુકામ વટાવતા આગળ ને આગળ ચાલ્યા જવાનું છે. પંથ લાંબો કાપવાનો છે. એટલે સમાજ કોઈ પણ માણસને માથે તેના ગજા કરતાં વધારે બોજો ન નાખે એ જ ઉચિત છે. પહાડની નીચલી કેડીઓ વટાવી ગયા વિના તેનાં ઉપલાં શિખરોએ પહોંચવાનો પ્રયત્ન મિથ્યા છે. છતાં સદાને માટે એ નીચલી કેડીઓ પર જ રહી પડી, એટલેથી જ સંતોષ માનવામાં સાર નથી. એમ કરીએ તો, જે આદર્શને પહોંચવાની અપેક્ષા આપણી પાસેથી રખાય છે તે આદર્શને આપણે શોભાવ્યો ન ગણાય. આપણો આખરી મુકામ તો પરમાત્માનું દર્શન, તેનો સાક્ષાત્કાર છે; ને ત્યાં જવાનાં દ્વાર સહુને માટે ખુલ્લાં છે. સંસાર અને તેની પ્રવૃત્તિઓ એ યાત્રામાં અંતરાયરૂપ નથી પણ તેની તાલીમ મેળવવાનું મેદાન છે.

## ૬. મુક્ત પુરુષનું કર્તવ્ય

મનુષ્યના આત્માનો વિકાસ સાધવો એ પુરુષાર્થ, વર્ણ અને આશ્રમની આ યોજનાનો ઉદ્દેશ છે. તેના જીવનને એકબીજાની વિરોધી એવી કામનાઓનું કુરુક્ષેત્ર રહેવા દેવાને બદલે એ યોજના તેને પોતાનું જીવન નિયમિત ને વ્યવસ્થિત બનાવવામાં મદદ કરે છે. માણસ પ્રાણીસંગ્રહાલયમાં રાખેલાં જાનવરનો એક નમૂનો નથી, પણ એક સામાજિક સમૂહનો સભ્ય છે, એમ આ ત્રિવિધ યોજનામાં કલ્પેલું છે; અને જે આદર્શની સિદ્ધિને માટે એ સમૂહ હસ્તી ધરાવે છે તે આદર્શની સાધનામાં આ યોજનાથી મદદ થાય છે. સમાજના અંગભૂત માણસોનાં અંતરમાં અમુક પ્રતીતિ દૃઢપણે હોય તો જ તે સમાજ સ્થિર બનવા પામે. એવી પ્રતીતિ કેળવવામાં શિક્ષણ તથા સામાજિક નિયમન તેને મદદ કરે છે. પણ હમેશાં આગ્રહપૂર્વક એમ શીખવવામાં આવે છે કે ઊંચામાં ઊંચા આદર્શો એ કોઈ એક રાષ્ટ્રની મિલકત નથી, પણ ખરેખર આખા જગતની

મિલકત છે. કલા અને વિજ્ઞાનની, નીતિ અને ધર્મની પ્રવૃત્તિઓ ને સિદ્ધિઓમાં લોહીના ને નાતજાતના ભેદ હોતા નથી, ને એનો વિનિમય આખા જગતની સાથે થઈ શકે છે. આનો અર્થ એવો નથી કે કોઇ એક સમૂહ કે દેશનું જીવન અગત્યનું નથી. પણ, સિદ્ધાન્તની દૃષ્ટિએ જોતાં, કલા અને સાહિત્યનાં, વિજ્ઞાન અને ફિલસૂફીનાં ઊંચામાં ઊંચાં વિચારો, આદર્શો ને ભાવનાઓ આખા જગતના મન અને હૃદયને સ્પર્શે છે. માણસ જેટલી ઊંચી કક્ષાએ ચડેલો તેટલો તે સમાજની ધરેડોથી વધારે મુક્ત. સમાજનો સર્વોત્તમ પુરુષ જાતિ અને દેશની મર્યાદાઓ વટાવી આખી વસુધાને કુટુંબ માને છે; તેને સમાજના — વર્ણાશ્રમના — નિયમનની જરૂર નથી રહેતી. તે 'અતિવર્ણાશ્રમી' બનેલો હોય છે. તે મનુષ્યોમાં રાજા છે, કેમકે તે પોતાનો રાજા બનેલો હોય છે — स्वयमेव राजा. તે આખા જગતનો નાગરિક છે; અને તે જે ભાષા બોલે છે તે મનુષ્યમાત્ર સમજી શકે છે. ચાર પુરુષાર્થમાં મોક્ષ એ પરમ પુરુષાર્થ છે. ચાર વર્ણમાં આત્મજ્ઞાન માટે મથનારો બ્રાહ્મણ શ્રેષ્ઠ છે. ચાર આશ્રમમાં સંન્યાસ શ્રેષ્ઠ છે.[૬૩] મનુષ્ય પોતાની ચેતનાનો વિસ્તાર કરે, હૃદયને વિશાળ બનાવી આખા જગતને પ્રેમપાશમાં ભીડે એમાં એના જીવનની કૃતાર્થતા રહેલી છે. ચેતના ને હૃદયનો આવો વિસ્તાર, માણસ જ્યાં લગી તેના વ્યક્તિત્વરૂપી કોટકિલ્લામાં ભરાઈ બેસે ત્યાં લગી શક્ય નથી. પોતાની દૃષ્ટિ ઉત્તરોત્તર વિશાળ બનાવતા રહેવું ને જીવમાત્રની સાથે એકતા સાધવી, એ આત્માનું મુખ્ય ધ્યેય છે. કૌટુંબિક જીવનની જવાબદારી અને સામાજિક રૂઢિઓની તાબેદારી એ ધ્યેયની સિદ્ધિના માર્ગમાં અંતરાય નાખે છે. સંસારત્યાગનો માર્ગ જીવન-વિમુખ હોઈ, એ માર્ગે જનાર માણસ તમામ ધનદોલતનો ત્યાગ કરે છે, અને સમાજ સાથેનો બધો સંબંધ તોડી નાખે છે. પણ હિંદુ ધર્મનો એવો મત નથી. તે તો આપણને કહે છે કે આપણે

૬૩. सर्वेषामाश्रमाणां तु संन्यासी ह्युत्तमाश्रमी । हारीतस्मृति

આપણા જીવનનું પ્રત્યેક અંગ ખીલવી, તેની મર્યાદા વટાવી, પાર જવાય ત્યાં સુધી આગળ વધવું જોઈએ; અને એમ ઉત્તરોત્તર વિકાસ સાધી, જેમાં વ્યક્તિત્વની મર્યાદા વટાવી અનંતતત્વરૂપી સમુદ્રમાં ભળી જવાય છે એવી આત્માની વિમુક્તિ સાધવી જોઈએ. અત્યારે યુગ-સંધ્યાની વિનાશક ઘડી ચાલે છે; ને તેજ અને તિમિર વચ્ચે દારુણ સંગ્રામ જામ્યો છે; એવે વખતે, જે મુક્તાત્માઓએ તિમિરનાં પડો ભેદી તેની પાર રહેલા સત્યસૂર્યનાં દર્શન કર્યાં છે તેમનો ધર્મ એ છે કે તેમણે તિમિરનાં પૂરને આવતાં રોકવાનો બનતો પ્રયત્ન કરી છૂટવું; અને એમ ન બને તો પોતાના દીવડા સળગાવી રાત પડયે આપણને રસ્તો ખોળવામાં મદદ કરવા તૈયાર થવું.

### ૭. એ સુદિન ક્યારે ઊગે?

આપણી સામે ઇતિહાસની મહાવિષમ અને ગ્લાનિજનક ઘડી આવી પડેલી છે. ભાવિ જેટલું અકળ આજે દેખાય છે તેટલું કદી દેખાયું નહોતું. જાણે વિનાશના ગર્તમાં જઈને અટકવાનું હોય એમ જગતનું કરુણ નાટક ચાલી રહ્યું છે, ને તેનો એક પછી એક અંક ભજવાતો જાય છે. અનેક રાષ્ટ્રોની બનેલી આ દુનિયા અવળચંડાં, તોફાની, રિસાળ છોકરાંનો ભરેલો બાળનિવાસ હોય, અને એ બાળકો એકબીજાની જોડે વઢતાં હોય, પોતાની દુન્યવી ધનદોલત ને માલમતા-રૂપી રમકડાંની નરી વિશાળતા જોઈને જ રાજી થતાં હોય ને બીજાંની આગળ તે બતાવી બડાઈ મારતાં હોય, એના જેવો આજની દુનિયાનો દેખાવ છે. આ વાત બધા જ દેશોને વિષે સાચી છે. એ પૂર્વ કે પશ્ચિમનો, એશિયા કે યુરોપનો સવાલ નથી. જે મહાપ્રજાઓ યુરોપમાં વસે છે, ને જેમણે અનેક ક્ષેત્રમાં ઉદાત્ત અને જ્વલંત સિદ્ધિઓ મેળવી છે તેને વિષે કોઈ પણ બુદ્ધિશાળી એશિયાવાસીના મનમાં પ્રશંસા ને આદરનો ભાવ ઊપજ્યા વિના રહે એમ નથી. ક્ષિતિજ પર કાળાં વાદળ ઘેરાતાં જોઇને તેનું હૈયું વલોવાઈ જાય છે. આપણી સંસ્કૃતિના અંતરતલમાં જ એવું કંઈક અભદ્ર તત્ત્વ

પડેલું છે જેને લીધે તે ફરીફરીને પછડાય છે. સંપત્તિ, શ્રમ અને ફુરસદની અસમાન વહેંચણીને લીધે સમાજના કેટલાક વર્ગોમાં જે રોષ ફેલાય છે ને વર્ગ વર્ગ વચ્ચે જે વિગ્રહ જામે છે તેની સામે ગમે તેવી ભવ્ય ને તેજસ્વી સંસ્કૃતિ ટક્કર ઝીલી ન શકે. જગત એક અને અખંડ છે, ને પરસ્પરાશ્રયથી સંકળાયેલું છે,[૧૪] એ વાત આપણે ન સ્વીકારીએ તો સદાનો ક્ષોભ જ આપણે કપાળે લખાયેલો છે. આજની સમાજરચના અને આંતરરાષ્ટ્રીય વ્યવસ્થા પશુબળ પર, અને નબળી વ્યક્તિઓ ને પછાત પ્રજાઓના શોષણ પર રચાયેલી છે. આપણે એનું મંડાણ જ ન બદલીએ તો વિશ્વશાન્તિ એક અપ્રાપ્ત સ્વપ્નરૂપ જ રહી જશે. આજની પ્રજા કશાનો ત્યાગ ન કરવાનો નિર્ધાર કરીને બેઠી છે, અને છતાં એ ત્યાગનાં ફળ તે ભોગવવા માગે છે.

'ઇસુનું અનુકરણ' એ ગ્રન્થમાં એક અત્યંત અર્થવાહી વચન છે: "માણસમાત્ર શાન્તિ ઇચ્છે છે, પણ જે વસ્તુઓ શાન્તિ સ્થાપવામાં મદદગાર છે તે તો કોઈ વિરલા જ ઇચ્છે છે."[૧૫] સામ્રાજ્યોનો ત્યાગ, આર્થિક રાષ્ટ્રવાદની નીતિનો ત્યાગ, જાતીય સમાનતા ને સ્વતંત્રતા તથા વિશ્વકુટુંબ પ્રત્યેની નિષ્ઠાના પાયા પર જગતની પુનર્ઘટના, એટલું થાય તો જ શાન્તિની સ્થાપના શકય બને. પણ શાન્તિની એ કિંમત આપવા આપણે તૈયાર નથી. ઉપર કહી તે વાતો સાવ સાદીસુતરી છે, પણ સમગ્ર માનવજાતિને ગળે તે ઊતરવા માટે માનસિક ને નૈતિક ક્રાન્તિ જરૂરની છે. શાન્તિ માગે છે ક્રાન્તિકારી ધગશ, નવી સાદાઈ, ને નવો ત્યાગમાર્ગ. માણસો પોતાની અનર્ગળ વાસનાઓને જીતે તો આ મનોવિજય

૧૪*. संघातवान्मर्त्यलोकः परस्परमपाश्रितः । महाभारत—शान्तिपर्व ૨૬૮; ૧૭.

૧૫. સરખાવો: पुण्यस्य फलमिच्छन्ति पुण्यं नेच्छन्ति मानवाः । (માણસો સત્કર્મ કરવા ઈચ્છતા નથી, છતાં સત્કર્મનું ફળ મેળવવા ઈચ્છે છે.)

તેમના બીજા સંબંધોમાં પણ દેખાઈ આવશે. ઈસવી સન પૂર્વે ત્રીજા સૈકામાં અશોકને વારસામાં જે સામ્રાજ્ય મળેલું તે આજના બ્રિટિશ હિંદ કરતાંયે વિશાળ હતું. જુવાનીમાં જ તેણે શૂરા સુભટ અને સેનાપતિ તરીકે નામના મેળવી હતી. યુદ્ધથી થતી ખુવારી અને પ્રાણહાનિ જોઈને તેનું હૃદય પશ્ચાત્તાપથી પ્રજળી ઊઠ્યું, તે પછી તેણે અહિંસાનો માર્ગ લીધો ને તે બુદ્ધનો ઉત્સાહી ઉપાસક બન્યો. તેના હૃદયપલટાનું વર્ણન તેના પોતાના શબ્દોમાં આપી શકાય એમ છે, કેમકે એ વર્ણન તેણે પોતાના વિશાળ સામ્રાજ્યમાં અનેક ઠેકાણે ખડકો ને સ્તંભો પર કોતરાવ્યું છે. કલિંગ દેશ પર તેણે કરેલી ચઢાઇમાં હજારો માણસોનો સંહાર થયો અને નિઃશસ્ત્ર પ્રજાને પારાવાર હાનિ વેઠવી પડી, તે જોઈ પોતાને થયેલા મર્મભેદી દુઃખનું વર્ણન તેણે એક શિલાલેખમાં કર્યું છેઃ "આના સોના કે હજારમા ભાગ જેટલા માણસોની પણ એવી જ દશા હવે પછી થશે તો તેથી દેવોના પ્રિય પ્રિયદર્શીને પારાવાર દુઃખ થશે. તે હવે માને છે કે કોઈ માણસ તેને ઈજા કરે તોપણ તેણે ધીરજ રાખીને, સહન કરી શકાય એટલી હદ સુધી, તે સહન કરી લેવી જોઇએ." ૧૧

અહીં આપણે એવા એક મહાન સમ્રાટનું દર્શન કરીએ છીએ જેણે પોતાના સામ્રાજ્યલોભને માટે પશ્ચાત્તાપ કર્યો હતો; એટલું જ નહીં પણ ભાવી પ્રજાને બોધ મળે તે માટે એ પશ્ચાત્તાપની ભાવનાને પાષાણમાં કોતરાવી રાખી હતી. વિજ્ઞાન અને યંત્રો લડાયક સીઝરો ને જુલમગાર તૈમુરોના હાથમાં છે તેને બદલે બીજા જ માણસોના હાથમાં આવે, અને દરેક સમાજમાં એવાં સ્ત્રીપુરુષો પૂરતી સંખ્યામાં નીકળી આવે, જેઓ ધર્મ અને રાજકાજના આંધળા ઝનૂન વિનાનાં હોય, જેઓ દરેક પ્રકારના માનસિક ને નૈતિક જુલમનો સામનો કરવા કટિબદ્ધ હોય, અને જેઓ સંકુચિત રાષ્ટ્રીય ભાવનાને બદલે વિશાળ વિશ્વકુટુંબની ભાવના ખીલવે — આવો સુદિન ઊગે તો જગતમાં શો ચમત્કાર થવો બાકી રહે?

---

૧૧. શિલાલેખ ૧૩ મો.

## ૪
# હિંદુ ધર્મનો પ્રાણ
## ૧. હિંદુ ધર્મનો પ્રાણ

ઇતિહાસ એટલે કેવળ ઘટનાઓનો ક્રમબદ્ધ પ્રવાહ નથી; પણ જન્મ પામવા મથી રહેલા, ને સંસારની ઘટનાઓ દ્વારા પોતાનો સાક્ષાત્કાર સાધવા પ્રયત્ન કરી રહેલા, પ્રાણ અથવા આત્માની જે પ્રવૃત્તિ તેનું નામ ઇતિહાસ છે. છતાં એ આત્માનો પૂરેપૂરો સાક્ષાત્કાર કદી થતો નથી, ને થઈ શકે પણ નહીં. ગ્યોટે[1] તેના સંવાદોમાં કહે છે: "કોઈ પણ સજીવ દેહ તેના અંતરસ્તલમાં રહેલા પ્રાણનું પ્રતિબિંબ પૂરેપૂરું પાડી શકતો નથી. દરેક દેહના અંતરમાં તેનો આત્મા ગૂઢ, નિગૂઢ પડેલો હોય છે. એ પરમાત્માને આપણે સહુ ખોળીએ છીએ ને તેનાં દર્શન કરવાની આશા તો રાખીએ છીએ; પણ તે હસ્તી ધરાવે છે એટલું ભાન જ આપણને થાય છે; આપણે તેને જોઈ શકતા નથી." હિંદુ ધર્મના વિવિધ, અને કેટલીકવાર એકબીજાનો વિરોધ કરતા, સંપ્રદાયો તરફ નજર નાખીએ, તો આપણને વિમાસણ થાય કે હિંદુ ધર્મ એ અનેક ભિન્ન ભિન્ન ધર્મોનો શંભુમેળો તો નથી? પણ એ સંપ્રદાયોની પાછળ રહેલાં આત્મપરાયણ જીવન, ધર્મનિષ્ઠા, અને પુરુષાર્થ તરફ ધ્યાન આપીએ, તો આપણને તેમાં એકસૂત્રતા જોવા મળે, ને કંઈક અકળ એવી એકરૂપતા જડી આવે. અને છતાં એ એકરૂપતા કોઈ પણ રીતે સ્થિર અથવા ગતિહીન નથી; અથવા તેમાં વિવિધતાનો છેક જ અભાવ છે એવું પણ નથી. હિંદુ સંસ્કૃતિના આખા ઇતિહાસ દરમ્યાન, અમુક પ્રેરક આદર્શ, અમુક ગતિપ્રેરક શક્તિ, જીવન પ્રત્યે જોવાની અમુક દૃષ્ટિ, કામ કરી રહ્યાં છે. એ સંસ્કૃતિની કોઈ પણ અવસ્થા યા તેનું કોઈ એકાદ અંગ લઈને જોવાથી તે જાણી શકાતાં નથી. એ સંસ્કૃતિનો પ્રાણ જોવો હોય, તો તેનો

---

૧. જર્મન કવિ, નાટકકાર ને ફિલસૂફ. ઈ. સ. ૧૭૪૯–૧૮૩૨.

આખો પ્રવાહ ને તેનું આરંભથી આજ લગીનું જીવન તપાસવાં જોઈએ. અને તેથી એ પ્રાણરૂપ ભાવનાનું વર્ણન સાવ સંક્ષેપમાં, એકાદ સાદા સૂત્રથી, થઈ શકતું નથી. મનુષ્યની મનોગત કલ્પનાઓને વ્યવહારમાં પ્રગટ થતાં સેંકડો વરસ લાગે છે; અને કોઈ પણ સંસ્કૃતિની ગમે તે અવસ્થા હો, તોયે એ સંસ્કૃતિનો કંઈક અંશ તો હજુ પ્રગટ થવો બાકી રહી જ ગયો હોય છે. કોઈ પણ કલ્પના તેના વિકાસક્રમની એક પણ અવસ્થાએ પૂરેપૂરી પ્રગટ થતી નથી.

હિંદુ ધર્મનો આ આત્મા કેવો છે? તેના પ્રાણરૂપ ભાવના કઈ છે? જે તત્ત્વ તેના આરંભકાળથી માંડીને છેક હમણાં સુધી, તેની છેક નીચલી કક્ષાથી માંડીને ઊંચામાં ઊંચી કક્ષા સુધી ઓતપ્રોત છે, અને જે તત્ત્વ છેક નીચલી કક્ષામાં મોજૂદ હોવા છતાં છેક ઊંચી કક્ષામાં પણ વધારે પૂર્ણપણે ને વધારે ભભકભેર પ્રગટ થાય છે, તે તત્ત્વ કયું છે? વૃક્ષના વિકાસની પ્રત્યેક અવસ્થામાં જીવનસ્રોત વહેતો હોય છે; નવી ફૂટતી કૂંપળ કરતાં વિકાસ પામેલા વૃક્ષમાં તે અધિક અંશે પ્રગટ થાય છે એ ખરું; છતાં એ પ્રાણ તો એનો એ જ હોય છે. હિંદુ ધર્મમાં એવું કોઈ સર્વસામાન્ય તત્ત્વ હોવું જોઇએ જેને લીધે એની પ્રત્યેક અવસ્થામાં ને પ્રત્યેક ગતિમાં એ ધર્મનું હાર્દ પ્રગટ થાય છે. હિંદુ ધર્મનાં જુદાં જુદાં અંગો ને તેની જુદી જુદી અવસ્થાઓમાં આ સામાન્ય તત્ત્વ જેટલે અંશે હોય તેટલે અંશે જ તેઓ આજના જમાનાને માટે સાર્થક ને ઉપયોગી છે. આદર્શરૂપી આખરી મુકામ સુધી પહોંચવાના લાંબા ચઢાણમાં ભૂલો ને નિષ્ફળતાઓ તો ઘણી થઇ છે, છતાં તેમાં જે ઐક્યનું તત્ત્વ રહેલું છે તે જોઇએ તો હિંદુ ધર્મના સમગ્ર પુરુષાર્થનું ને તેને મળેલી સફળતાનું યથાર્થ દર્શન થવા પામે. હિંદુ ધર્મના કોઈ પણ વિવેચનમાં તેની આ પ્રાણરૂપ ભાવનાનું વર્ણન આપવાનો પ્રયત્ન થવો જોઇએ. આ ભાવના એ ધર્મની રૂઢિઓ ને પ્રણાલિકાઓમાં અપૂર્ણપણે પ્રગટ થાય છે. અને આપણે

એ ભાવનાને અધિક માત્રામાં ને અધિક ઉત્કટતાથી ખીલવીએ તે પછી જ આજના કરતાં સારા યુગનો ને સારી સંસ્કૃતિનો ઉદય થવા પામે.[૨]

## ૨. ઐતિહાસિક રૂપરેખા

આ ભાવના તે નિર્જીવ કલ્પના નથી પણ જાગતીજોત શક્તિ છે. એ ભાવના ગતિશીલ અને વેગવાન છે, તેને લીધે જ હિંદુ સંસ્કૃતિ આટલો લાંબો કાળ ટકી છે, અને જીવનની વિવિધતા ને જટિલતાના વધવા સાથે પોતાના કલેવરમાં ફેરફારો કરી શકી છે. હિંદુ જીવનસરિતાનો મહાપ્રવાહ સામાન્ય રીતે શાંતપણે વહ્યો છે, છતાં તેમાં ક્યાંક જોરદાર વહેણ અને મોટા ધોધ પણ દેખાય છે. એ પ્રવાહનું મૂળ એટલા પ્રાચીન કાળમાં પડેલું છે કે એ શોધવા માટે, ને એનું અસલી સ્વરૂપ સમજવા માટે, ઘણે જ દૂર સુધી જવું પડે એમ છે. ઇતિહાસનો આરંભ થયો તે પહેલાંથી જ કેટલાંક એવાં બળો કામ કરતાં આવ્યાં છે જેમણે એ ધર્મનું કલેવર ઘડવામાં ફાળો આપ્યો છે. હરપ્પા અને મોહેન-જો-ડારોમાં થયેલા ખોદકામને પરિણામે મળેલા અવશેષો પરથી આપણને જે સંસ્કૃતિનું દર્શન થાય છે તે વિકાસ પામીને ઘણી ઊંચી કક્ષાએ પહોંચલી હશે એમ માનવાને કારણ મળે છે. સર જોન માર્શલ કહે છે કે "ભારતવર્ષની ભૂમિ પર એ સંસ્કૃતિનો લાંબો પૂર્વેતિહાસ ભજવાઈ ગયો હોવો જોઇએ; અને એનાં મૂળ જે અતિપ્રાચીન કાળ લગી પંહોંચે છે તે કાળની આપણે તો ઝાંખી ઝાંખી અટકળ જ કરી શકીએ એમ છીએ." વય અને પુરુષાર્થ એ બેની બાબતમાં સિંધુ-કાંઠાની સંસ્કૃતિને મિસર અને સુમેરની સંસ્કૃતિ સાથે સરખાવી શકાય એમ છે. એ સંસ્કૃતિની ધ્યાન ખેંચે એવી વિશેષતા એ છે કે તે રાજકીય સત્તારૂપે નહીં, પણ સંસ્કાર ફેલાવનાર ને ટકાવનાર

---

૨. સરખાવો 'ધર્મોનું મિલન' (રાધાકૃષ્ણન), પૃ. ૨૪૫.

શક્તિરૂપે, પ્રાચીન કાળથી આજ લગી અખંડ ને એકધારી ચાલી આવી છે.[3] સર જૉન માર્શલના કહેવા પ્રમાણે, સિંધુકાંઠાની એ પ્રાચીન પ્રજાના ધર્મમાં અને "હિંદુ ધર્મમાં ચાલતી પ્રાણીપૂજા તથા શિવ અને દેવીમાતાની પૂજામાં ભાગ્યે જ કંઈ ફરક દેખાય છે." શિવ અને શક્તિની પૂજાના સંપ્રદાયો વૈદિક ધર્મમાં પહેલેથી હોય એમ લાગતું નથી. કુલિકામ્નાય અથવા કુબ્જિકામલ તન્ત્રમાં એક શ્લોક છે, તેમાં કહ્યું છે: "તું ભારતવર્ષમાં જા ને તારી સત્તા આખા દેશ પર બેસાડ. તું ત્યાં ઠરીઠામ થશે ત્યાં સુધી હું તારી પાસે આવવાનો નથી." શક્તિપૂજાને વૈદિક આર્યોએ પાછળથી અપનાવેલી એ ખરું, પણ એની સામે તેમનો જે મૂળનો વિરોધ હતો તે સાવ શમી ગયો નથી. વેદમાંના રુદ્રનું સ્થાન શિવે થોડા જ વખતમાં લીધું લાગે છે. છતાં દક્ષ પ્રજાપતિએ કરેલા યજ્ઞમાં શિવ સિવાયના બીજા બધા વૈદિક દેવોને નિમંત્રણ અપાયેલું એમ કહેવાય છે. ભાગવત પુરાણ તો ઘણું પાછળનું છે, છતાં તેમાં પણ પાશુપત સંપ્રદાયનો વિરોધ કરેલો જોવામાં આવે છે. તેમાં કહ્યું છે: "જેઓ ભવ એટલે શિવની ઉપાસના કરે છે ને બીજા જે એમને અનુસરે છે તેઓ પાખંડી થાઓ, ને સચ્છાસ્ત્રથી વિરુદ્ધ વર્તનારા થાઓ. શુચિતા ગુમાવી બેઠેલા, મૂઢ બુદ્ધિવાળા, ને જટા ભસ્મ હાડકાં આદિ ધારણ કરનારા લોકો શિવદીક્ષામાં પ્રવેશ કરો. એ દીક્ષામાં સુરા અને આસવ દેવના

---

૩. અધ્યાપક ચાઈલ્ડ લખે છે: "ઈ. સ. પૂર્વે ૩૦૦૦ના અરસામાં ભારતવર્ષ જે સંસ્કૃતિ લઈને મિસર અને બૅબીલોનિયાની સામે ઉપસ્થિત થયેલું તે સંસ્કૃતિ તેની પોતાની વિશિષ્ટ ને સ્વતંત્ર હતી, ને ઉદ્યોગકળામાં તે કાળની બીજી સંસ્કૃતિઓની હારોહાર ઊભી શકે એવી હતી. ભારતવર્ષની ભૂમિમાં તેની જડ ઊંડી ઊતરેલી દેખાય છે....એ સંસ્કૃતિ ટકી રહી છે. એ પ્રાચીન કાળમાં પણ એમાં ભારતવર્ષની ખાસિયત દેખાઈ આવે છે; અને એના પાયા પર જ આધુનિક ભારતીય સંસ્કૃતિની ઇમારત રચાઈ છે." —'ન્યૂ લાઇટ ઑન ધી મોસ્ટ એનશન્ટ ઈસ્ટ'.

જેવી પૂજા પામે છે."[૪]

દ્રાવિડો એ, આપણી જાણ પ્રમાણે, ભારતવર્ષના જૂનામાં જૂના રહીશો હતા, એમ રીસલીનું કહેવું છે.[૫] એ દ્રાવિડો સાથે સિંધુ-કાંઠાના વતનીઓને કશો સંબન્ધ હતો કે કેમ, એ કેવળ અનુમાનનો જ વિષય છે. તેમજ દ્રાવિડો મૂળ આ દેશના વતની હતા કે બહારથી આવેલા, એ પણ આપણે કહી શકીએ એમ નથી. આર્યો અને દ્રાવિડો ઉપરાંત એક ત્રીજી પ્રજા પણ દેશમાં હતી. એ લોકો ચીબાં નાક ને કાળી ચામડીવાળા હતા; ને તેમને આર્યો દસ્યુ અથવા દાસ (એટલે કે ગુલામ) કહેતા. સાહિત્યની જે જૂનામાં જૂની કૃતિઓ આપણને મળી આવી છે તેમાં વર્ણવાયેલો ધર્મ આર્યોનો છે; જોકે એના પર સિંધુતટવાસીઓ, દ્રાવિડો અને દસ્યુઓની ઘણી અસર પડેલી જોવામાં આવે છે. ઋગ્વેદનાં સાદાં સૂક્તોમાં જે યુગની ઝાંખી થાય છે તેમાં કુદરત હજુ સજીવ ને ચેતનવંતી હતી; વનનાં વૃક્ષો બોલી શકતાં ને નદીઓનાં પાણી ગાઈ શકતાં; અને માણસ એ વાણી ને ગાન સાંભળી ને સમજી શકતો. ઋગ્વેદના દસમા મંડળમાં ને આખા અથર્વવેદમાં મળી આવતા જાદુ ને મંતરજંતર પરથી એમ અનુમાન થાય છે કે તે કાળનો ધર્મ ભયની લાગણી પર રચાયેલો હતો, ને તેમાં ભૂતપ્રેત પિશાચ આદિ મેલાં દેવદેવીની ઉપાસના થતી. શરૂઆતનાં ઉપનિષદોમાં જુદા જુદા ધાર્મિક મતો ને આચારોનો સમન્વય કરી, કેવલાદ્વૈતના સિદ્ધાન્તમાં એ સહુનો અન્તર્ભાવ કરવામાં આવેલો. તે પછી થોડા વખતમાં ઇરાની ને બેક્ટ્રિયન સંસ્કૃતિ સાથેના ગ્રીક

---

૪*. भवव्रतधरा ये च ये च तान्समनुव्रताः ।
पाखंडिनस्ते भवन्तु सच्छास्त्रपरिपन्थिनः ॥
नष्टशौचा मूढधियो जटाभस्मास्थिधारिणः ।
विशन्तु शिवदीक्षायां यत्र दैवं सुरासवम् ॥
भागवत ४; २; २८–९.

૫*. ૧૯૦૧ નો વસ્તીપત્રકનો રિપોર્ટ.

સંસ્કૃતિના સંયોગમાંથી જન્મેલી વિદેશી સંસ્કૃતિનું જોર વાયવ્ય હિંદમાં જામેલું. સુમારે ઈ. સ. ૧૦૦૦ થી માંડીને મુસલમાન વિજેતાઓનાં જે ધાડાં એક પછી એક ઊતરી આવ્યાં તેમણે પણ હિંદુ આચારવિચાર પર અસર પાડેલી. મુસલમાન વિજેતાઓએ ઈરાનમાંથી ભગાડી મૂકેલા પારસી હિજરતીઓને હિંદમાં આવકારપૂર્વક આશરો મળ્યો હતો. સેંટ ટોમસે સીરિયામાંથી દક્ષિણ હિંદમાં ખ્રિસ્તી ધર્મ આણ્યો; અને હજારેક વરસ સુધી તો ખ્રિસ્તી ધર્મ ને સંસ્કૃતિનો પ્રભાવ ફેલાવવાનું એ એક જ કેન્દ્ર જગતમાં હતું. સોળમા સૈકામાં સેંટ ફ્રાન્સીસ ઝેવિયરે રોમન કૅથલિક સંપ્રદાય દાખલ કર્યો. ખ્રિસ્તી ધર્મપ્રચારની જે આધુનિક હિલચાલ અત્યારે ચાલે છે તેનો આરંભ થયાને સૈકો વીતી ગયો છે. પશ્ચિમની પાસે રાજકીય બળ વધારે છે ને ઉદ્યોગહુન્નરની ભારે આવડત છે, એને લીધે તેની સંસ્કૃતિનો હુમલો ઘણા જોરમાં થયો છે.

જૈન ધર્મ, બૌદ્ધ ધર્મ, અને શીખ ધર્મ હિંદી માનસે નિપજાવેલા છે. હિંદુ ધર્મમાં જુદે જુદે વખતે જે ખાસ જરૂર ઊભી થઈ તેને પહોંચી વળવાને હિંદુ ધર્મના પરિવારની અંદર જ ઊભી થયેલી એ સુધારાની હિલચાલો છે. જરથોસ્તી ધર્મ, ઈસ્લામ, અને ખ્રિસ્તી ધર્મ આ દેશમાં એટલા લાંબા વખતથી છે કે તેઓ આ દેશના જ વતની બની ગયા છે; ને તેમના પર હિંદુ ધર્મના વાતાવરણની ઊંડી અસર થવા પામી છે.

હિંદુસ્તાન એ પ્રાચીન કાળથી અનેક ધર્મો, જાતિઓ ને સંસ્કૃતિઓની મિલનભૂમિ બન્યું હતું. હિંદુસ્તાન પર ગ્રીક, મુસ્લીમ, યુરોપિયન, ને તે ઉપરાંત બીજી અનેક પ્રજાઓના હુમલા થયા છે; છતાં હિંદુ સંસ્કૃતિએ ઇ. સ. પૂર્વે ૪૦૦૦ થી માંડીને આજ લગી તેની પ્રણાલિકા અસ્ખલિત ચાલુ રાખી છે. સિંધુકાંઠાની પ્રાચીન પ્રજાનું કે વેદકાલીન આર્યોનું જ નહીં, પણ શંકર અને રામાનુજ એ મહાન આચાર્યોના કાળનું પણ, ધાર્મિક જીવન જેવું હતું તેવું જ

ધાર્મિક આજના હિંદુઓનું રહ્યું નથી. વ્યક્તિઓના સ્વભાવ, સમાજની પરિસ્થિતિ, અને બૌદ્ધિક વાતાવરણમાં થતા પલટા અનુસાર તેમાં ફેરફારો થતા રહ્યા છે; છતાં એકની એક કલ્પનારૂપી અવ્યય ને અવિકારી આત્મા જુદાં જુદાં કલેવરોમાં ફરીફરીને પ્રગટ થાય છે. હિંદુ ધર્મનો જે વિકાસ થાય છે તેમાં બહારથી કશા ઉમેરા થતા નથી; પણ તે સજીવ દેહની પેઠે અંદરથી વિકાસ પામે છે, ને વખતોવખત તેની આખી કાયા જ પલટાઇ જાય છે. તેણે ઘણી વસ્તુઓ ફેંકી દીધી છે, તેમ ઘણીવાર બહારથી જડેલાં વિચાર-રત્નોને અપનાવી પણ લીધાં છે. તેને છેક આરંભમાં જે તત્ત્વદર્શન થયેલું તેને તે વળગી રહ્યો છે; છતાં તેણે જે કંઈ તત્ત્વો જ્યાંથી મળ્યાં ત્યાંથી ઉપાડી લીધાં છે. તેમાં જેટલા ફેરફારો થાય છે તેટલું તેનું અસલી રૂપ કાયમ રહે છે. હિંદુ ધર્મના ઈતિહાસમાં દુઃખદ નિષ્ફળતાઓ ને અદ્ભુત વિજયોની, તથા ગુમાવેલી ને વાપરેલી તકોની, બહુરંગી વિવિધતા ભરેલી છે. કવચિત તેણે નવું સત્ય ગ્રહણ કરવાનો ઇનકાર કર્યો છે ને તેના પર જુલમ પણ કર્યો છે. સેંકડો વરસના પુરુષાર્થ અને પરિશ્રમને પરિણામે સાધેલી તેના દેહની એકરૂપતા અવારનવાર, સ્વાર્થ અને અજ્ઞાનને લીધે, ભાંગીને ચૂરો થવાની અણી પર પહોંચી ગઇ છે. છતાં એ ધર્મ પોતે નાશ પામ્યો નથી. તે જીવે છે; ચેતનથી ભરત છે; અને તેણે અંદરના તેમજ બહારના હુમલા સામે ટક્કર ઝીલી છે. તેનામાં પોતાનો કાયાપલટો કરી નવાં નવાં રૂપ ધારણ કરવાની અમર્યાદ શકિત હોય એમ દેખાય છે. તેના આખા ઇતિહાસ દરમ્યાન તેણે જે ચેતન અને જોમ બતાવ્યાં છે, જે અખૂટ ઉત્સાહનું દર્શન કરાવ્યું છે, તે એકલાં જ તેની આધ્યાત્મિક પ્રતિભાની સાક્ષી આપવાને પૂરતાં છે.

### ૩. સર્વદેશીયતા

હિંદુ ધર્મને તેની જાહોજલાલીના દિવસોમાં પોતાના પ્રાણરૂપ ભાવના ને પોતાના આદર્શો ભારતવર્ષની હદ બહાર લઇ જવાનો ને

સુધરેલા જગતમાં તેનો પ્રચાર કરવાનો ઉત્સાહ હતો. એનું સ્મરણ આખા એશિયાના માનસમાં ઓતપ્રોત થઈ ગયું છે, ને એ આખા ખંડના જીવનની ભાવનાને એનો રંગ લાગ્યો છે. આજે જગતના વિચારમાં તે અત્યંત મહત્ત્વનું સ્થાન ધરાવે છે; ને પશ્ચિમમાં જે બુદ્ધિવાદ અને પ્રત્યક્ષવાદ પ્રાધાન્ય ભોગવે છે તે અધૂરા છે એમ બતાવી તેની ઊણપ પૂરવાનું કામ એ કરે છે. તેથી એ ભાવના આખા જગતને માટે ઉપયોગી છે.

ભારતનું તત્ત્વદર્શન એ 'ભારતીય' છે તે એટલા જ અર્થમાં કે તેને રચનારા માણસો ભારતવર્ષની ભૂમિ પર જન્મેલા હતા. એ તત્ત્વદર્શન અમુક કોમે કરેલું છે કે અમુક દેશ યા પ્રાન્તમાં થયેલું છે એટલા માટે કીમતી છે એવું નથી; પણ આખા જગતને રુચે એવા અંશો તેનામાં છે માટે જ તે કીમતી છે. એ તત્ત્વદર્શનમાં જે શાશ્વત ને સનાતન સત્ય છે તેમાં કંઈ ભારતવર્ષની વિશેષતા દેખાતી નથી. એ દર્શનમાં ને ધર્મમાં નિર્બળતા ને વહેમના જે અંશો દેખાય છે તે ભારતવર્ષનો ખાસ ફાળો છે એમ કહી શકાય. એ નબળાઈઓ ને વહેમો એકલા અજ્ઞાન લોકોમાં જ છે એવું નથી; કેટલાક મોટામાં મોટા ને અગ્રેસર હિંદીઓમાં પણ તે છે.

## ૪. ધર્મ એટલે અનુભવ

સિંધુકાંઠાની પ્રાચીન સંસ્કૃતિના આચારવિચારથી માંડીને, સદા બદલાતી આકાંક્ષાઓ ને ટેવો, કલ્પનાઓ ને રૂઢિઓનું જે જટિલ અને બહુરંગી પટોળું આજે જોવામાં આવે છે ત્યાં સુધીનો, જે વિકાસ છે તેનું નામ હિંદુ ધર્મ છે. છતાં તેમાં કેટલીક પ્રેરક કલ્પનાઓ, નિયામક વિચારો, તથા ઊંડી ને વેગવાન કડીઓ એવાં છે જે એ ધર્મની જુદીજુદી કક્ષાઓ ને હિલચાલોને ઐક્યને સૂત્રે બાંધી રહ્યાં છે. સ્થિરસ્થાવર, અચલાયતન જેવા ધર્મમતમાં, કે સિદ્ધાન્તોના સ્થગિત થઈ જામી ગયેલા વિચારપ્રવાહમાં, જેવી એકરૂપતા હોય છે તેવી એકરૂપતા હિંદુ ધર્મમાં નથી; પણ નિરંતર

બદલાતા સજીવ દેહમાં કે વિકાસ પામતા વૃક્ષમાં હોય એવી એકરૂપતા તેમાં છે. આ નિબંધમાં તો આપણે હિંદુ ધર્મનો સમગ્ર પ્રવાહ એકંદરે કઈ દિશામાં વહે છે એટલું જ બતાવી શકીશું; એ પ્રવાહનાં આડાંઅવળાં વહેણો કે તેમાં ભળનારા બીજા નાના પ્રવાહો તરફ નજર નાખવાનું અહીં નહીં બની શકે.

હિંદુઓના મત પ્રમાણે ધર્મનો અર્થ અનુભવ યા મનોવૃત્તિ છે. તે મનની કલ્પના નથી પણ એક શક્તિ છે; બુદ્ધિએ ઘડેલું પ્રમેય નથી પણ જીવનને પ્રેરનારી ને ટકાવનારી એક શ્રદ્ધા છે. ધર્મ એટલે ઈશ્વર વિષેનો વાદ કે મત નથી, પણ પરબ્રહ્મનો અપરોક્ષ અનુભવ યા સાક્ષાત્કાર છે. ધર્મપ્રાણ પુરુષ વાગ્જાળ રચનારો કે પંડિત નથી હોતો; તર્કવાદી કે દલીલબાજ નથી હોતો; પણ પેગંબર, દ્રષ્ટા કે ઋષિ હોય છે. તે પોતે આત્મજ્ઞાનની જીવતીજાગતી મૂર્તિરૂપ હોય છે. મનુષ્યનો આત્મા જ્યારે અંતર્મુખ બની પોતાના સ્વ–સ્વરૂપમાં પ્રવેશ કરે છે ત્યારે તે પરમાત્માની સમીપ જાય છે, ને એ પરાત્પરનું તેજ તેને વ્યાપી વળે છે. પરમ સત્યનું દર્શન, તેનો અપરોક્ષ અનુભવ યા સાક્ષાત્કાર, એ ધર્મમાત્રનું ધ્યેય છે. બ્રહ્માનુભવ, બ્રહ્મદર્શન, બ્રહ્મસંસ્પર્શ, બ્રહ્મસાક્ષાત્કાર એમાંથી ગમે તે નામ એને આપો.

ધર્મ એટલે બુદ્ધિથી કરેલો અમુક મતો કે વિચારોનો સ્વીકાર નહીં, પણ સત્ તત્ત્વનો અનુભવ અથવા સાક્ષાત્કાર, એમ જે હિંદુ ધર્મે કહ્યું છે, તેમાં તેણે ધર્મનો ઇતિહાસ તથા ધર્મને લગતી વર્તમાન પરિસ્થિતિ એ બંનેને બીજા ધર્મો કરતાં અધિક અંશે લક્ષમાં લીધાં છે. આરંભકાળના બૌદ્ધ ધર્મે ઈશ્વરની હસ્તી વિષે કશી આસ્થા બતાવી નહોતી. બુદ્ધની પેઠે કનફ્યુશિયસે પણ તેમના શિષ્યોને પરમાત્મા અથવા અદૃશ્ય જગતને વિષે કલ્પનાઓ કરવામાં મન પરોવતાં વાર્યાં હતા. હિંદુ તત્ત્વવિચારમાં સાંખ્ય અને પૂર્વ-મીમાંસા જેવાં દર્શનો છે તેની કેટલીક મુખ્ય શાખાઓ ઈશ્વરની કે મનુષ્યના કરતાં ચડિયાતા દેવોની હસ્તી કબૂલ રાખતી નથી. છતાં

તેને 'ધર્મ'ની ગણનામાંથી બાતલ રાખવાનું મુશ્કેલ છે. એ દર્શનો પાપ અને દુઃખમાંથી મુક્તિ મેળવવા માટે બીજા ઉપાયો યોજે છે, અને પરમાત્માને મુક્તિદાતા ગણતાં નથી. પરમાત્મા ને મનુષ્ય આત્મા વચ્ચે પરસ્પર યોગ અથવા અભેદસાક્ષાત્કાર શક્ય છે એમ સ્પીનોઝાએ[૬] કબૂલ રાખ્યું નહોતું, એટલા જ કારણસર કંઈ એમ ન કહી શકાય કે એનામાં ધર્મભાવના નહોતી. માણસમાં ધાર્મિક કહી શકાય એવી લગની ને એકાગ્રતા હોય, અને છતાં તેને 'પરમેશ્વર' નામે ઓળખાતા તત્ત્વને વિષે ઝાઝી આસ્થા ન હોય, એવા દાખલા આપણી જાણમાં છે. વળી ઈશ્વરની હસ્તીને વિષે આપણને આસ્થા હોય, ને છતાં ધર્મભાવના જરા પણ ન હોય, એ પણ બનવાજોગ છે. ઈશ્વરની હસ્તી સિદ્ધ કરવાને રજૂ થતા પુરાવાને આપણે નિર્વિવાદ માનતા હોઈએ, ને છતાં જેને 'ધર્મ'માં ગણી શકાય એવી ભાવના કે વૃત્તિ આપણા મનમાં ન હોય, એ સંભવિત છે. ધર્મ એ બુદ્ધિથી જાણવાની વસ્તુ છે એના કરતાં વધારે જીવનમાં ઉતારવાની ને આચરવાની વસ્તુ છે. ઈશ્વરની હસ્તી પુરવાર કરવાને પરાપૂર્વથી અપાતી દલીલો સામે કૅંટે[૭] વાંધો ઉઠાવ્યો; છતાં સાથેસાથે શ્રદ્ધાપૂર્વક એમ પણ કહ્યું કે મનુષ્યના અંતરમાં નીતિ અનીતિનો ભેદ પાડનારી જે વિવેકશક્તિ છે તે ઈશ્વરની હસ્તીનો પુરાવો આપે છે. એમ કહીને તેણે બતાવ્યું કે પ્રભુપરાયણ જીવન બુદ્ધિવિકાસ, વિદ્વત્તા કે વાદવિવાદથી પ્રાપ્ત થતું નથી.[૮] એમાંથી એમ ફલિત થાય છે કે ઈશ્વરની હસ્તી તાત્ત્વિક વાદવિવાદ કે પંડિતાઈવાળાં પ્રમાણોથી પુરવાર નથી થતી; પણ કેટલાક માણસોએ કરેલા ઈશ્વરદર્શન કે બ્રહ્મસાક્ષાત્કાર પરથી જ પુરવાર થાય છે.

૬. ડચ ફિલસૂફ. ઈ. સ. ૧૬૩૨-૭૭.

૭. જર્મન ફિલસૂફ. ઈ. સ. ૧૭૨૪-૧૮૦૪.

૮. नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन । कठोपनिषद् १; २; २२.

એ સાક્ષાત્કાર જ 'ઈશ્વર' શબ્દને સાર્થક ને સહેતુક બનાવે છે. માણુસ અપરોક્ષ અનુભવ દ્વારા ઈશ્વરનું જ્ઞાન (અથવા પ્રજ્ઞાન) મેળવે છે. તર્કની દલીલો વડે આપણે ઈશ્વરનું દર્શન નથી કરી શકતા; પણ માનવમાત્રમાં ઈશ્વરનું દર્શન યા તેનો સાક્ષાત્કાર કરવાની જે શકિત જન્મથી પડેલી છે તે શક્તિ વડે તેને થયેલા સાક્ષાત્કારને ને તેને સંભળાયેલી પરમાત્માની વાણીને સાચાં માનીને સ્વીકારતાં આપણુને જે વિઘ્નો નડે છે તેને દૂર કરવામાં તર્ક મદદ કરે છે. આ જે કેન્દ્ર અથવા નાકામાં થઈને વિશ્વના તમામ તાંતણા ખેંચાય છે તે કેન્દ્ર અથવા નાકું જેણે પોતાના અંતરમાં ખીલવ્યું છે તેઓ ખરા ધર્માત્માઓ છે. જીવનના છેક ઊંડાણુમાં ઊતરીને જોનાર માણુસોને જે પરમ સત્યનું દર્શન થાય છે, પરમાત્માના સ્મરણુથી ને તેને પોતાનો નિત્યનો સાથી માનીને ચાલવાથી તેમની લાગણીમાં જે જુવાળ આવે છે ને તેમનો જીવનપલટો થઈ તેમનામાં દૃષ્ટિની જે વિશાળતા આવે છે, તેમાંથી જ જગતનાં શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સત્કર્મોનો જન્મ થયો છે. મૂસાથી ઈસાઈયા સુધીના, ઇસુ અને પૉલથી માંડીને ઑગસ્ટાઈન, લ્યૂથર અને વેસ્લી સુધીના, સૉક્રેટિસ અને પ્લેટોથી માંડીને પ્લોટીનસ અને ફિશ્રો સુધીના, જરથુસ્ત્રથી બુદ્ધ અને કનફ્યુશિયસથી મહમદ સુધીના જે પુરુષોએ જીવનના નવા પ્રવાહો ચલાવ્યા છે, ને જેમણે નવી દુનિયા સરજાવી છે, તેઓ પરમાત્માને બીજા પાસેથી સાંભળીને નહીં પણ નજરોનજર જોઈને ઓળખતા હતા.

## ૫. વેદ

એટલે શ્રેષ્ઠ પ્રમાણુ અથવા છેવટનો પુરાવો તે તો સાક્ષાત્કાર અથવા અપરોક્ષ અનુભવનો જ ગણાય. પણ માણુસના વધતા જતા જ્ઞાન સાથે એનો મેળ રાખવો હોય, તો એ અનુભવનાં વર્ણુનોમાં ફેરફારો કરતા રહેવું પડે છે. માણુસ હૃદયગુહાનાં છેક ઊંડાં ઊંડાં ગહ્વરોમાં જે લાગણી યા સંવેદન અનુભવે, ને જે જુએ (દૃષ્ટિ)

કે સાંભળે (શ્રુતિ) તેનું નામ અપરોક્ષ અનુભવ છે. વેદના માનવી પ્રણેતાઓ વેદનાં સૂક્તોને રચતા નથી, પણ તેને જુએ છે કે સાંભળે છે. એ મનુષ્યે કરેલું સર્જન નથી, પણ આધ્યાત્મિક ક્ષેત્રમાં જે વસ્તુ અજ્ઞાત પડેલી હતી તેની મનુષ્યે કરેલી શોધ માત્ર છે. બુદ્ધિનો વિલાસ એ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો માર્ગ નથી. બુદ્ધિબળ વડે કરેલી તાર્કિક દલીલોના કરતાં અપરોક્ષ અનુભવ યા સાક્ષાત્કારનો — એટલે કે સત્યને નજરોનજર નિહાળવાનો — માર્ગ શ્રેષ્ઠ છે, એમ ભારતવર્ષે છેક શરૂઆતથી માન્યું હતું. વેદના ઋષિઓ પરબ્રહ્મરૂપી પ્રશાન્ત મહાસાગરની સફરે નીકળી પડનાર પહેલા નાવિકો હતા. એ સફરમાં તેમણે જે કંઈ જોયું ને સાંભળ્યું તેનાં તેમણે કરેલાં વર્ણનો વેદમાં નોંધેલાં મળી આવે છે. એ વેદ કોઈ અલૌકિક, અપૌરુષેય, શક્તિએ રચ્યા એમ તેઓ કહે છે એ સ્વાભાવિક છે.

આધુનિક માનસશાસ્ત્ર કબૂલ કરે છે કે માણસોની જે ઉચ્ચતર સિદ્ધિઓ છે તેનો ઉદ્ભવ કયાંથી થયો એનું પૃથક્કરણ કરતા કરતા જો છેક છેવટ લગી પહોંચીએ, તો એમ દેખાઈ આવે કે એનો ઊગમ ચિત્તતન્ત્રની જે ક્રિયાઓમાંથી થાય છે તે ક્રિયાઓ માણસની સામાન્ય ચેતનાથી પારના પ્રદેશમાં ને તેનાથી પહોંચી નથી શકાતું એવા ઊંડાણમાં ચાલે છે. સોક્રેટિસ કહેતો કે "મારા હૃદયમાં એવો કોઈ દેવ વસે છે જે મારી ચોકી કરે છે ને મારી વાણી વાટે બોલે છે." પ્લેટો માને છે કે માણસને પ્રેરણા કોઈક દેવી પાસેથી મળે છે. દ્વિજો પોતાની આસપાસની વસ્તુમાત્રને ભૂલી જાય છે, છતાં તેના મનમાં ઉપરથી કલ્પનાઓની ઝડી વરસે છે. જ્યૉર્જ ઇલિયટ[૯] કહે છે કે તે પોતાની સારામાં સારી કૃતિ એક પ્રકારના ઉન્માદની અવસ્થામાં લખતી, ને તે વેળા પોતે શું લખે છે એનું ભાન તેને

---

૯. અંગ્રેજ કવયિત્રી ને નવલકથાકાર. ઈ. સ. ૧૮૧૯–૧૮૮૦. 'જ્યૉર્જ ઇલિયટ' એનું તખલ્લુસ છે. એનું ખરું નામ મેરી ઍન ક્રૉસ હતું.

રહેતું નહીં. ઇમરસનના[10] મત પ્રમાણે કવિતામાત્ર પહેલાં સ્વર્ગમાં લખાય છે. જગતના વ્યાવહારિક જીવનમાં જે ઉપાધિયુક્ત જીવ દેખા દે છે તેના કરતાં વધારે ઊંડાણમાં બેઠેલો જે નિરુપાધિક આત્મા છે તેની કલ્પનામાંથી કવિતારૂપી સ્રોતનો ઉદ્ભવ થાય છે. કોઈ પેગંબર જ્યારે 'શ્રીભગવાનુવાચ' કરીને પોતાનો સંદેશો જગતને આપવો શરૂ કરે છે, ત્યારે તે એમ જણાવવા ઇચ્છે છે કે એ સંદેશો એનો પોતાનો નથી; તે જીવનના કોઈક વિશાળ અને ઊંડા થરમાંથી, તેના સોપાધિક જીવાત્માની પાર રહેલા કોઈક મૂલસ્થાનમાંથી, ઉદ્ભવે છે. આવી ક્ષણો અતિ વિરલ હોઈ તેને આપણે મરજી ફાવે ત્યારે બોલાવી શકતા નથી; એટલે આપણને મળતી પ્રેરણામાત્રમાં ઈશ્વરી — અપૌરુષેય — તત્ત્વનો કંઈક અંશ રહે જ છે. અત્યારના કેટલાક નવા માનસશાસ્ત્રીઓ માને છે કે માણસ જે કંઈ સર્જન-કાર્ય કરે છે તે તેના મનમાં અનાયાસે થતી ક્રિયાઓમાંથી ઉદ્ભવે છે. હિંદુ તત્ત્વચિન્તકોનો એવો મત નથી. તેઓ તો માને છે કે કવિઓની પ્રેરણા, કલાકારનું દર્શન, અને વૈજ્ઞાનિકની શોધકબુદ્ધિ વગેરે સર્જનાત્મક કાર્યો એ વસ્તુતઃ મનુષ્ય મારફતે ઉચ્ચારાયેલી પરમાત્માની વાણી જ છે. એ વિરલ ક્ષણોમાં માણસ આ દુનિયા કરતાં વિશાળ એવા જગતની સાથે સંપર્ક અનુભવે છે; અને પોતાના આત્માથી પર એવા પરમાત્માના હાથમાં જીવનની દોરી સોંપી તે નચવે એમ નાચે છે. તત્ત્વદર્શી ઋષિઓને લાગે છે કે તેમના પોતાના અનુભવો એ પરાત્પરની નજરોનજર થયેલી ઝાંખી છે, અથવા તો પરબારી સંભળાયેલી તેની વાણી છે. તેથી તેઓ માને છે કે એ અનુભવો માણસની પોતાની પ્રવૃત્તિને લીધે થતા નથી, પણ તે અકર્તૃક છે, અપૌરુષેય છે. તેમને લાગે છે કે એ વાણી તેમને પરમાત્મા પાસેથી સંભળાઈ છે;[11] જોકે

---

૧૦. અમેરિકન કવિ અને તત્ત્વચિન્તક. ઈ. સ. ૧૮૦૩–૧૮૮૨.

૧૧*. तस्माद्यज्ञात् सर्वहुतः ऋचः सामानि जज्ञिरे। छन्दांसि जज्ञिरे तस्माद्यजुस्तस्मादजायत। ऋग्वेद १०; ९०; ९.

પરમાત્મા પણ એ સૂક્તોનો કર્તા નહીં પણ પ્રણેતા કહેવાય છે. છેક છેવટ સુધી પૃથક્કરણ કરી જોતાં લાગે છે કે વેદનો કર્તા કોઈ પુરુષ છે જ નહીં.[૧૨] વેદ મનુષ્યની પ્રવૃત્તિનું પરિણામ નથી; એટલે તેનું પાર વિનાનું સંશોધન અને પુનરાવર્તન કરવાપણું રહેતું નથી; પણ વેદ તેના તે રૂપમાં કાયમ રહેતા હોવાથી તેનામાં એક પ્રકારનું 'નિત્યત્વ' છે એમ મનાય છે.

વિજ્ઞાન દ્વારા મળેલું જ્ઞાન થોડા જ વખતમાં જૂનું થઈ નકામું પડે છે; પણ સાક્ષાત્કાર દ્વારા મળેલા 'પ્રજ્ઞાન'નું તો કાયમનું મૂલ્ય હોય છે. સાચી પ્રેરણામાંથી નીપજતાં કવિતા અને શાસ્ત્રો અમુક રીતે દેશકાળની મર્યાદાથી પર હોય છે. એવું અમર્યાદપણું બુદ્ધિજન્ય કૃતિઓમાં હોતું નથી. ઍરિસ્ટૉટલે[૧૩] બાંધેલા પ્રાણીશાસ્ત્રના સિદ્ધાન્તો હવે ખરા ગણાતા નથી, પણ યુરીપીડીસનાં[૧૪]

(જેમાં સર્વ હોમેલું હતું તે યજ્ઞમાંથી ઋગ્વેદ, સામવેદ, છંદ અને યજુર્વેદ ઉત્પન્ન થયા.)

स यथार्द्रेन्धाग्नेरभ्याहितात्पृथग्धूमा विनिश्चरन्त्येवं वा अरेऽस्य महतो भूतस्य निःश्वसितमेतद् यद् ऋग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्वांगिरस इतिहासः पुराणं विद्या उपनिषदः श्लोकाः सूत्राण्यनुव्याख्यानानि व्याख्यानान्यस्यैवैतानि सर्वाणि निःश्वसितानि । बृहदारण्यकोपनिषत् २; ४; १०.

(જેમ ભીનાં લાકડાં વડે સળગાવેલા અગ્નિમાંથી ધુમાડાના ગોટા નીકળે છે, તેમ ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, ઈતિહાસ, પુરાણ, વિદ્યા, ઉપનિષદો, શ્લોકો, સૂત્રો, વ્યાખ્યાનો, ટીકાઓ — એ બધું આ મહાન તત્ત્વ (આત્મા)ના શ્વાસમાંથી જ નીકળેલું છે.)

૧૨*. वेदे तु पुरुषाभावनिश्चये शब्दनिष्ठ एव । न हि वेदः पुरुषनिर्मितः । मीमांसान्यायप्रकाश

૧૩. પ્રસિદ્ધ ગ્રીક ફિલસૂફ (ઈ. સ. પૂર્વે ૩૮૪–૩૨૨). તે પ્લેટોનો પટ્ટશિષ્ય હતો.

૧૪. ગ્રીક નાટકકાર (ઇ. સ. પૂર્વે ૪૮૦–૪૦૬). તેનાં કરુણાન્ત નાટકો પ્રસિદ્ધ છે.

નાટકોનું સૌંદર્ય તો હજુ પણ કાયમ છે. વૈશેષિક દર્શનનો પરમાણુવાદ ખોટો ને નકામો ઠર્યો છે, પણ કાલિદાસના 'શાકુન્તલ'ને ટપે એવું નાટક જગતમાં બીજું લખાયું નથી.

મનુષ્યનો આત્મા ને વિશ્વંભર પરમાત્મા બેની વચ્ચે સાધર્મ્ય છે, ને બેની વચ્ચે અભેદસાક્ષાત્કાર શક્ય છે. પુણ્યશીલ સર્જકતા ને ઈશ્વરસાક્ષાત્કાર બંનેમાં મનુષ્ય પરમાત્મા પાસેથી બળ ને પ્રેરણા મેળવે છે; અથવા કહો કે શક્તિના ભંડારરૂપ એ પરમાત્મા તેની વાટે પોતાની વિભૂતિ પ્રગટ કરે છે. ટેનીસનનું[15] સુન્દર રૂપક વાપરીને કહીએ તો, બાંધના દરવાજા ખૂલી જાય છે ને શક્તિનો મહાસાગર અંદર ધસી આવે છે. મનુષ્યનો અંતર્યામી આત્મા વિશ્વમાં વિલસતા પરમાત્માની હાકલને જવાબ આપે છે; સાગર સાગરને સાદ દે છે.

વેદ અથવા શ્રુતિ એ બ્રહ્મદર્શન યા સાક્ષાત્કારની નોંધ છે, તેનું વિવરણ નથી. એટલે શ્રુતિનું પ્રામાણ્ય અન્તિમ છે; પણ એ અનુભવ યા સાક્ષાત્કારનું જે વર્ણન કે વિવરણ હોય છે તેનું પ્રામાણ્ય અન્તિમ નથી. આ વર્ણન કે વિવરણ તે 'સ્મૃતિ', એટલે કે મહાન તત્ત્વદર્શીઓએ યાદ કરીકરીને ભેગું કરેલું જ્ઞાન, છે. માણસનું જ્ઞાન વધતું જાય તેમ તેમ એ પ્રગતિની હારોહાર સ્મૃતિઓ પણ જો ચાલવા માગતી હોય, તો તેમાં ફેરફાર થવા અનિવાર્ય છે. પરમ સત્ય એકલું જ અવિચળ રહે છે; તેને વિષેની મનુષ્યની કલ્પનાઓમાં તો ડગમગાટ ને ફેરફારો થયાં જ કરવાના. સત્યનું અથવા વાસ્તવિક હકીકતોનું વર્ણન તે તે યુગની ભાષામાં કરી શકાય છે. દર્શન ને તેનું વર્ણન, વાસ્તવિક હકીકત ને તેનું વિવરણ, બેની વચ્ચે ઘણો નિકટનો સંબન્ધ છે. એની વચ્ચેનો સંબન્ધ શરીર અને કપડાંના જેવો છે એના કરતાં વધારે શરીર અને ચામડીના જેવો છે. એકવાર થયેલા દર્શન યા સાક્ષાત્કારનું વિવરણ નવેસર કરવું હોય, તો કેવળ નવા

૧૫. અંગ્રેજ કવિ (ઈ. સ. ૧૮૦૯–૧૮૯૨)

શબ્દો વાપર્યે ચાલે એમ નથી હોતું; પણ મનની નવી ટેવો કેળવવી પડે છે. વેદને વિષે આસ્તિક વર્ગના વિચારમાં પણ કાળાંતરે ફરક પડતો ગયો છે, એમ બતાવનાર પુરાવો આપણી પાસે છે. જીવ, જગત ને બ્રહ્મનાં સ્વરૂપ તથા તેમનો પરસ્પર સંબન્ધ, તથા પરબ્રહ્મની ઉપાસનાના માર્ગો, એ મૂલગત પ્રશ્નો પરત્વે શંકર, રામાનુજ અને મધ્વ શ્રુતિવચનોના જુદા જુદા અર્થો ઘટાવે છે. આત્મપ્રાપ્તિની અમુક હિલચાલ છેવટની છે એમ કહીએ, તો એનું પરિણામ એ આવે કે એ હિલચાલ આગળ ચાલતી અટકી પડે. ચાલતાં ચાલતાં ઊભા રહી જવું એનો અર્થ જ એ છે કે પાછા પડવું. શ્રુતિજ્ઞાનનું એટલે કે બ્રહ્મસાક્ષાત્કારનું કોઇ પણ વર્ણન યા વિવરણ છેવટનું નથી, ને ન હોઇ શકે.

## ૬. બ્રહ્મદર્શનની સાધના

પરમ સત્યનું દર્શન, અથવા કહો કે બ્રહ્મસાક્ષાત્કાર, એ માણસની આધ્યાત્મિક શોધનું ધ્યેય છે. એ દર્શન બૌદ્ધિક અને નૈતિક સાધના વડે જ કરી શકાય. એમાં ત્રણ જુદી જુદી અવસ્થાઓ જોવામાં આવે છે — શ્રવણ, એટલે કે પરાપૂર્વથી ચાલતી આવેલી પ્રણાલિકાનો અભ્યાસ; મનન એટલે કે આપણે સ્વપ્રયત્ન વડે આપણી બુદ્ધિને આપવાની તાલીમ; અને નિદિધ્યાસન એટલે કે સદાચારના નિયમોનું પાલન.

પહેલી વાત તો એ કે આપણે બધા શિખાઉ છીએ. આપણે પરાપૂર્વથી ચાલી આવતી પ્રણાલિકા જોઇને તે પરથી આપણા વિચારો બાંધીએ છીએ. એ પ્રણાલિકા આપણે પેદા નથી કરી; પણ આરંભમાં તો આપણે એની આજ્ઞા માથે ચડાવીને જ ચાલવાનું રહે છે. કલા કે નીતિ, વિજ્ઞાન કે સમાજજીવન, એ દરેક ક્ષેત્રનાં મૂળતત્ત્વો આપણને શીખવવામાં આવે છે; ને તેમાં આપણને આપણી મરજી ફાવે તેવા વિચાર કરવાની છૂટ નથી અપાતી. ધર્મ એ નિયમમાં અપવાદરૂપ નથી; તેને પણ એ જ નિયમ લાગૂ પડે

છે. શાસ્ત્રોનું પ્રામાણ્ય આપણે સ્વીકાર્યે જ છૂટકો છે એમ કહેવામાં આવે છે.

બીજું પગલું તે મનન, એટલે કે તર્કના નિયમોને અનુસરીને કરેલું ચિન્તન. શાસ્ત્રોએ ચલાવેલી આચારવિચારની પ્રણાલિકા સમજવાને આપણે આપણી બુદ્ધિનો ઉપયોગ કરવો જોઈએ. "ઋષિઓ મરણ પામીને ચાલ્યા જતા હતા તે વેળા મનુષ્યોએ દેવોને પૂછ્યું: 'અમારો ઋષિ કોણ થશે?' દેવોએ તેમને આ તર્ક — એટલે કે મન્ત્રોનો અર્થ કરવાનું શાસ્ત્ર — ઋષિ તરીકે આપ્યું. તેથી કોઈ પણ વેદ જાણનાર વિદ્વાન વિચારપૂર્વક જે અર્થ કરી બતાવે છે તે ઋષિએ કરેલો અર્થ ગણાય છે."[૧૬] તર્કશુદ્ધ સમીક્ષા સત્યની શોધમાં મદદ કરે છે; અને, તે જો કશાનો નાશ કરતી હોય તો, ભાવિક લોકોએ ચલાવેલા ભ્રમોનો જ નાશ કરે છે. શ્રુતિ અને સ્મૃતિ, અનુભવ અને વિવરણ, શાસ્ત્ર અને તર્ક, એ મનુષ્ય આત્માને, ઊડીને સત્ય સુધી પહોંચવા માટે, મળેલી બે પાંખો છે. હિંદુ તત્ત્વજ્ઞાન આપણને ધાર્મિક પ્રણાલિકાની ટીકા કરવાની છૂટ આપે છે ખરું; પણ એ ટીકા આપણાથી એ પ્રણાલિકાએ બાંધી આપેલી મર્યાદાની અંદર રહીને જ કરી શકાય. જેઓ એ પ્રણાલિકાનાં નિયમો ને બંધનોને માથે ચડાવે ને તેણે ઠરાવેલી હદમાં રહીને પોતાના જીવનનું નાવ ચલાવે તેમને જ એ પ્રણાલિકામાં રૂપાન્તર અને સુધારા કરવાની છૂટ મળે છે. આપણા મહાન સુધારકો, શંકર અને રામાનુજ જેવા અતિશય મૌલિક વિચાર ધરાવનારા ને તત્ત્વજ્ઞાનમાં નવા ચીલા પાડનારા આપણા આચાર્યો, એ પ્રણાલિકાની સામે વિરોધ ઉઠાવનારા બળવાખોરો છે. પણ, તેઓ પોતે કબૂલ કરે છે તેમ, તેમના વિચારો પણ જૂની પ્રણાલિકાઓનાં જ નવાં રૂપાન્તરો છે.

---

૧૬*. मनुष्या वा ऋषिषूत्क्रामत्सु देवानब्रुवन् को न ऋषिर्भविष्यतीति ? तेभ्य एतं तर्कमृषिं प्रायच्छन् मन्त्रार्थचिन्ताभ्यूहमभ्यूहम् । तस्माद्यदेव किंचानूचानोऽभ्यूहत्यार्षं तद्भवति । निरुक्तपरिशिष्ट १२.

હિંદુઓ તેમની પ્રણાલિકાને નિંદનાર ને તેને છેક જ અવગણનાર લોકો પ્રત્યે અણગમો ધરાવે છે, ને તેમને અવૈદિક કે નાસ્તિક કહી વખોડે છે. પણ એ પ્રણાલિકાનો સ્વીકાર કરનાર ને તેણે ઠરાવેલી મર્યાદાઓ સ્વીકારનાર તેની ગમે તેટલી ટીકા કરે તોપણ તેમના પ્રત્યે તેઓ સહિષ્ણુતા દાખવે છે.

વેદ પ્રમાણભૂત મનાય છે એનો અર્થ એવો નથી કે એમાં ચર્ચેલા વિષયોની સટીક તપાસ કે સમીક્ષા કરવાની મનાઈ કરેલી છે. હિંદુઓ માને છે કે શ્રુતિજ્ઞાન વડે દેખાયેલાં સત્યો તર્કની કસોટીમાં પણ સાચાં ઠરે એવાં હોય છે. આપણે જાતે સમજવાની મહેનત લઈને, એ સ્વપ્રયત્નને બળે, સ્વીકાર્યાં હોય તે જ આપણા મતો કીમતી ગણાય. આમ શ્રદ્ધાપૂર્વક સ્વીકારેલી પ્રણાલિકા એ બુદ્ધિપૂર્વક સ્વીકારેલું સત્ય બની જાય છે. બુદ્ધિ અને તર્કની સમીક્ષા વડે જાણેલું સત્ય શાસ્ત્રવચનોથી વિરુદ્ધ જતું જણાતું હોય, તો એ સત્યની સાથે બંધ બેસે એવી રીતે શાસ્ત્રવચનોનો અર્થ ઘટાવવો જોઈએ. કોઇ પણ શાસ્ત્ર આપણને અસત્યને સાચું માનવાની ફરજ ન પાડી શકે. "હજારો શાસ્ત્રો પણ ઘટને પટ બનાવી શકતાં નથી."[૧૭] વેદમાં એવાં ઘણાં વચન છે જે મનુષ્યના સર્વોચ્ચ જ્ઞાનમાંથી નહીં પણ તેના ચંચળ કલ્પનાતરંગોમાંથી નીપજેલાં છે. તત્ત્વદર્શી ઋષિઓને શ્રુતિજ્ઞાનરૂપે પરમાત્માની વાણી પહેલાં સંભળાય છે, ને પછી જ એ વાણીને લેખનબદ્ધ કરવામાં આવે છે; એ વાત યાદ રાખીએ, તો આપણને સહેજે સમજાય કે વેદમાં પરમાત્માની એ વાણી સર્વથા શુદ્ધ રૂપમાં ને ભૂલચૂક વિના ઊતરી જ હશે એમ ખાતરીપૂર્વક ન કહી શકાય. વેદમાં સાક્ષાત્કાર અને અનુભવની વાણી છે તેની સાથે તર્કથી નિપજાવેલી દલીલો ને વિવેચનોનું મિશ્રણ પણ ઘણું છે. વેદનું પ્રામાણ્ય સ્વીકારવું એનો અર્થ એવો તો નથી જ કે તેમાંનો એકેએક શબ્દ વગરવિચારે, અંધશ્રદ્ધાપૂર્વક

---

૧૭. न हि सहस्रमप्यागमा घटं पटयितुमीशते । भामती

સાચો માનવો, યા તો શાસ્ત્રમાં ગણાતા ગ્રન્થોનાં વચનોના ગુલામ બનવું ને તેનાથી તસુભર પણ ચસવું નહીં. પાછળથી ધર્મને નામે જે જહાંગીરી શરૂ થઇ ને જેણે સમાજને અધોગતિએ પહોંચાડ્યો તેને વેદપ્રામાણ્યનો નિયમ જરા પણ ટેકો આપતો નથી કે તેને કોઇ રીતે વાજબી ગણતો નથી.

શ્રુતિએ એટલે કે વેદે વર્ણવેલું, ને તર્કે અનુમાનાદિ પ્રમાણથી સિદ્ધ કરેલું, સત્ય આપણા જીવનના તારે તારે વણાઈ જવું જોઇએ. જે આત્મશક્તિએ વેદ સરજાવ્યા તે શક્તિનો કંઇક અંશ આપણે જાતે મેળવવો જોઈએ. એને માટે, એ ભૂતકાળ, જે હજુ જીવતો છે, તેનાં વિચારો ને ભાવનાઓરૂપી તરંગો આપણા મનમાં ઊઠવા દેવા જોઈએ. નિદિધ્યાસન એટલે કે ઊંડું ચિન્તન અને ધ્યાન; તથા સદાચારને માર્ગે ચાલવાનો પ્રયત્ન; એ બે વડે એ સત્ય આપણા જીવનમાં રગેરગે ઊતરી જાય છે. જે વસ્તુને આપણે શાસ્ત્રપ્રામાણ્ય દ્વારા સ્વીકારીએ છીએ ને તર્ક વડે કસી જોઇએ છીએ તે હવે બીજી પણ એક રીતે પુરવાર થાય છે; અને સર્વોચ્ચ પ્રકારનું ને અજોડ એવું જીવન ટકાવી રાખવાની એની શક્તિનું દર્શન આપણે કરીએ છીએ. વિચાર જીવનમાં એટલે કે આચારમાં ઊતરીને સફળ થાય છે; ધર્મના સંસ્થાપકોને છેક શરૂઆતના દિવસોમાં જે સર્જનાત્મક અનુભવ થયેલો તે આપણને ફરીવાર થાય છે, ને આપણે આશ્ચર્યથી પુલકિત થઈ જઇએ છીએ.

## ૭. ઈશ્વર

ધર્મ એટલે અનુભવ એ વાત જો સાચી હોય, તો સવાલ એ ઊઠે છે કે એ અનુભવ શાનો થાય છે? પરબ્રહ્મ કે પરમાત્માનું રૂપ કેવું છે? પ્રકૃતિનું જ્ઞાન મેળવવામાં ઇન્દ્રિયોથી થતું પ્રકૃતિનું પ્રત્યક્ષ દર્શન જે ભાગ ભજવે છે, તે જ ભાગ ઈશ્વરનું જ્ઞાન મેળવવામાં પરબ્રહ્મ કે પરમાત્મા સાથેનો, યોગ દ્વારા થતો, અપરોક્ષ

અનુભવ યા અભેદસાક્ષાત્કાર ભજવે છે. બંનેમાં આપણને એવું ભાન થાય છે કે આપણી બહાર, આપણા મન કે આત્માથી પર રહેલી, કોઈ શક્તિ આપણને થતા જ્ઞાનનું નિયમન કરી રહી છે. એ જ્ઞાન આપણે નિપજાવતા નથી, પણ તે આપણને બીજું કોઈ આપે છે, એમ જ લાગે છે. જેમ ઇન્દ્રિયો વડે થતા પ્રત્યક્ષ જ્ઞાન પરથી આપણે સૃષ્ટિને વિષે ખ્યાલ બાંધીએ છીએ, તેમ અપરોક્ષ અનુભવ યા સાક્ષાત્કારમાં મળેલા જ્ઞાન પરથી ઈશ્વર અથવા પરબ્રહ્મ વિષેની કલ્પના ઘડીએ છીએ.

હિંદુ ધર્મ એ પરબ્રહ્મને માટે મનુષ્યે ચલાવેલી શોધનો લાંબો ને વિવિધ ઈતિહાસ છે. એ ઇતિહાસ દરમ્યાન અનંત, અપ્રમેય ને વિશ્વંભર એવા પરમાત્માના સ્વરૂપ વિષે મનુષ્યે અનેક વિવિધ કલ્પનાઓ બાંધી છે. હિંદુઓ અનેકદેવવાદ, એકદેવવાદ, એકેશ્વરવાદ એમ અનેક વાદો માનવા ઉપરાંત ભૂતપ્રેત, વીરપુરુષો, ને પૂર્વજોની પણ ઉપાસના કરે છે, એમ કહેવાય છે. એમાંના દરેક મતનું સમર્થન કરે એવાં વચનો શાસ્ત્રગ્રંથોમાંથી શોધી કાઢવાં સહેલાં છે. શિવ અને શક્તિની ઉપાસનાઓ સિંધુકાંઠાની પ્રાચીન પ્રજા પાસેથી ઊતરી આવી હોય એ સંભવિત છે. વૃક્ષો, પ્રાણીઓ, નદીઓ, વગેરે સાથે સંકળાયેલા ઉપાસનાના અન્ય પ્રકારો પણ એ જ મૂળમાંથી ઊતરી આવ્યા હોવાનો સંભવ છે; જ્યારે પાતાળની આસુરી ને મેલી શક્તિઓ, જેનાથી ડરીને લોકો તેને પ્રસન્ન કરવા મથે છે, તેની ઉપાસના આદિવાસીઓ પાસેથી મળી હોય એ બનવા જોગ છે. વૈદિક આર્યોએ એમાં દ્યાવાપૃથિવી, સૂર્ય ને અગ્નિ જેવા ઉચ્ચતર કોટિના દેવોનો ઉમેરો કર્યો. હિંદુ ધર્મ આ જુદા જુદા વિચારતંતુઓની સમીક્ષા કરે છે, અને પોતાના તાત્ત્વિક સમન્વય વડે એ સર્વને તાણાવાણારૂપે વણી એક વિશાળ ને ભાતીગર પટ તૈયાર કરે છે. ધર્મની કસોટી એનો પ્રવાહ કઇ દિશામાં વહી રહ્યો છે એના પરથી થાય છે. જેઓ બાહ્ય હકીકતો જ જુએ છે ને

એની અંદર રહેલા સત્યને ઉવેખે છે તેઓ હિંદુ ધર્મના પુરુષાર્થને અન્યાય કરે છે.

જે પરમ સત્યનો આપણે અપરોક્ષ અનુભવ કરીએ છીએ તેને તર્ક અને વ્યવહારની ભાષામાં પૂરેપૂરું વર્ણવી શકાતું નથી. તે અવર્ણનીય છે. મનુષ્યની વાણીમાં તેનું વર્ણન કરવાનું સામર્થ્ય જ નથી. તત્ત્વદર્શી ઋષિ જે સત્‌ને જુએ છે તેની હસ્તીને વિષે તેના મનમાં જેવી પૂરેપૂરી ખાતરી હોય છે, તેવી જ ખાતરી એ સત્યનું આકલન કરવાની મન યા વિચારની અશક્તિ વિષે પણ હોય છે. જે ઈશ્વરનું આકલન મનથી કરી શકાય તે ઇશ્વર નથી, પણ આપણાં મને ઉપજાવી કાઢેલી કૃત્રિમ વસ્તુ છે. મનુષ્યનો આત્મા શું કે પરમાત્મા શું, તેની હસ્તી સ્વતઃસિદ્ધ છે એમ માનીને જ ચાલવું રહ્યું. એ આત્મા કે પરમાત્માના સ્વરૂપનું વર્ણન કરી શકાતું નથી. તર્ક વડે તેના સ્વરૂપની પૂરી જાણ થતી જ નથી. પૃથક્કરણ કરવાથી તેનો પાર પામી શકાતો નથી.[૧૮] તેનું અગાધપણું, તેની અપ્રમેયતા એમ પુરવાર કરે છે કે પરમાત્મા આપણાં મને નિપજાવેલી કલ્પના નથી, પણ આપણાં મનથી સ્વતંત્રપણે પણ હસ્તી ધરાવે છે. આપણા તાર્કિક પૃથક્કરણને આપણે ગમે તેટલે દૂર સુધી લઇ જઇએ તોપણ, એક અને અદ્વિતીય એવા પરમાત્મા સુધી આપણું પૃથક્કરણ પહોંચી શકતું જ નથી. આપણા વિચારની ક્રિયા પર કોઈક બાહ્ય વસ્તુનું નિયમન ચાલે છે. એ નિયમન કરનાર વસ્તુ તે ભૌતિક વિજ્ઞાનમાં ઇન્દ્રિયો વડે થતું પ્રત્યક્ષ જ્ઞાન છે, અને અધ્યાત્મશાસ્ત્રમાં ઈશ્વરસાક્ષાત્કાર છે. ઈશ્વરની અનંતતાનું વર્ણન મનુષ્યની વાણી વડે થઈ શકતું જ નથી. તત્ત્વદર્શીઓનાં મન પરબ્રહ્મના સ્વરૂપ પરત્વે મૌન સેવવા તરફ ઝૂકે છે. જેઓ એને જાણે છે તેઓ એને

---

૧૮*. સરખાવો ઑગસ્ટાઈનનું વચન : માણસ જેને વિષે આસ્થા રાખતો હોય તે તત્ત્વને જાણે તો એ જાણેલું તત્ત્વ તે ઈશ્વર તો ન જ હોઇ શકે.

વિષે બોલતા નથી; જેઓ એને વિષે બોલે છે તેઓ એને જાણતા નથી.[૧૯] કેનોપનિષદ કહે છે : "ત્યાં આંખ જતી નથી, વાણી જતી નથી, મન જતું નથી. એને વિષે કેમ શીખવી શકાય એ અમે જાણતા નથી, અમે સમજતા નથી. તે જ્ઞાત વસ્તુઓથી પર છે, ને અજ્ઞાત વસ્તુઓથી પણ પર છે."[૨૦] શંકરે એક જગાએ શ્રુતિનું એક અવતરણ આપ્યું છે તેમાં ગુરુ આત્માનું સ્વરૂપ શિષ્યોને કહેવા માટે મૌન સેવે છે, ને શિષ્ય ફરીફરી પૂછે છે ત્યારે કહે છે: "હું તો કહું છું પણ તું સમજતો નથી. આત્મા ઉપશાન્ત — મૌનરૂપ — છે."[૨૧] જીવનનો ઊંડામાં ઊંડો અનુભવ શબ્દાતીત છે. ઋષિઓ કહે છે કે "એને વિષે બોલી શકે એ માણસ અદ્‌ભુત છે; એને સમજી શકે તે પણ અદ્‌ભુત છે.[૨૨] બુદ્ધે પરમ સત્યના સ્વરૂપ વિષે મૌન સેવ્યું હતું. માધ્યમિક સંપ્રદાયવાળા કહે છે

---

१९*. अविज्ञातं विजानतां, विज्ञातमविजानताम् । केनोपनिषत् २; ३.

२०*. न तत्र चक्षुर्गच्छति, न वाग् गच्छति, नो मनो, न विद्मो न विजानीमो यथैतदनुशिष्यात् । अन्यदेव तद्विदितादथो अविदितादधि ।

केनोपनिषत् १; ३.

२१*. बाष्कलिना च बाध्वः पृष्टः सन्नवचनेनैव ब्रह्म प्रोवाचेति ह श्रूयते — 'स होवाचाधीहि भो इति । स तूष्णीं बभूव । तं ह द्वितीये वा तृतीये वा वचन उवाच ब्रूमः खलु त्वं तु न विजानासि । उपशान्तोऽयमात्मेति । ब्रह्मसूत्रशांकरभाष्य

( બાષ્કલિએ બાધ્વને પ્રશ્ન પૂછ્યો ત્યારે બાધ્વે મૌન સેવીને જ બ્રહ્મનું વિવરણ કર્યું હતું. એને વિષે કહ્યું છે—બાષ્કલિએ કહ્યું: 'ભગવન્, મને ભણાવો.' બાધ્વ મૂગા રહ્યા. બીજી ત્રીજી વાર પૂછ્યું ત્યારે કહ્યું : 'હું તો કહું છું પણ તું સમજતો નથી. આત્મા ઉપશાન્ત—મૌનરૂપ—છે.'

२२*. आश्चर्यो वक्ता कुशलोऽस्य लब्धा, आश्चर्यो ज्ञाता कुशलानुशिष्टः । कठोपनिषत् १; २; ७.

સરખાવો ગીતા અધ્યાય ૨, શ્લોક ૨૯.

કે 'તે છે', 'તે નથી', 'તે છે તેમજ નથી', 'તે છે પણ નહીં ને નથી પણ નહીં' વગેરે વર્ણનો એ સત્યને લગાડી શકાતાં નથી. નાગાર્જુન કહે છે કે બુદ્ધે પરમ સત્યની કશી વ્યાખ્યા આપી નહોતી. "બુદ્ધે કોઇ પણ જગાએ ને કોઇ પણ માણસને કદી કશાનો ઉપદેશ આપ્યો નથી."[૨૩] શંકરને નામે ચડેલા એક શ્લોકમાં કહ્યું છે: "વડના ઝાડ નીચે વૃદ્ધ શિષ્યો ને યુવાન ગુરુ બેઠા હતા. ગુરુનું મૌન એ જ વ્યાખ્યાનરૂપ હતું; ને શિષ્યોની શંકા તેથી દૂર થઇ ગઈ,[૨૪] ઇશ્વરને વિષે વાદવિવાદ કરનારા ને વિવિધ સિદ્ધાંતો ચલાવનારા ધર્મવેત્તાઓ, જેઓ મોટી મોટી મહોલાતો રચે છે, અને પોતે જાણે ઇશ્વરની મિલકતના વહીવટદાર ન હોય એવો દેખાવ ધારણ કરીને આપણને એ મહેલો જોવા ફેરવે છે, તેમના વલણ કરતાં ઉપર કહેલા આ વલણમાં સત્ય અને આર્યત્વ વધારે છે.

છતાં જ્યારે એ અવર્ણનીય સત્યનું વર્ણન આપવાનો પ્રયત્ન કરવામાં આવે છે ત્યારે નકારવાચક વર્ણનો અપાય છે. પરબ્રહ્મ એ પરાત્પર છે, અદૃશ્ય, અગ્રાહ્ય, અચિન્ત્ય, ગૂઢ તત્ત્વ છે; તે આપણાં મનમાં આદર અને આશ્ચર્યની, ભય અને પ્રેમની લાગણી પેદા કરે છે. તે આપણને માત્ર રઢ જ નથી લગાડતું; આપણને આપણી અલ્પતા ને ક્ષુદ્રતાનું ભાન પણ કરાવે છે. વ્યાવહારિક સત્ય એટલે કે જગતની વસ્તુઓને વિષે જે કંઈ વાત લાગુ પડે છે તે બધીનો પારમાર્થિક સત્ય એટલે કે પરમાત્માને વિષે ઇનકાર કરવામાં આવે છે. "આ આત્માને 'આ નહિ', 'આ નહિ' (नेति नेति) કહીને જ વર્ણવી શકાય છે. તે પકડાતો નથી, કેમકે તે પકડી શકાય એવો છે જ નહીં. તે મરતો નથી, કેમકે તે મરે એવો છે જ નહીં. તે લેપાતો નથી, કેમકે તે કશામાં લપટાઈ પડે એવો છે જ

૨૩*. न क्वचित् कस्यचित् कश्चिद्धर्मो बुद्धेन देशितः। माध्यमिकवृत्ति

૨૪*. न्यग्रोधस्य तरोर्मूले वृद्धाः शिष्या गुरुर्युवा।
गुरोस्तु मौनं व्याख्यानं शिष्याः संछिन्नसंशयाः॥

નહીં."[૨૫] તે દિક્કાલની મર્યાદાથી પર છે. તેને કાર્યકારણનો નિયમ લાગુ પડતો નથી. બુદ્ધિની કરેલી કલ્પનાઓ ને તેણે પાડેલા ભેદો એને સ્પર્શી શકતાં નથી. પણ એટલા કારણસર એ અસત્ છે એટલે કે એની હસ્તી જ નથી એમ માની લેવું એ ભૂલ છે.[૨૬] પરબ્રહ્મમાં અંતર્ગત સત્ તત્ત્વનો અપાર ને અજોડ ભંડાર પડેલો છે તેને લીધે જ બુદ્ધિ વડે તેનું પૃથક્કરણ થઈ શકતું નથી. પરબ્રહ્મ ગુણમાત્રથી પર, એટલે કે નિર્ગુણ અથવા ત્રિગુણાતીત, છે. તેનામાં કોઈ પણ જાતનો અવચ્છેદ (મર્યાદા) સંભવતો નથી. તે આકાર-માત્રમાં પ્રાણ પૂરનાર હોવા છતાં પોતે નિરાકાર છે. જે ધાર્મિક સંપ્રદાયોમાં માણસે પરમાત્માના સત્સ્વરૂપ પર મર્યાદા મૂકવાનો પ્રયત્ન કર્યો છે તે સર્વ સંપ્રદાયો અધૂરા છે. તેઓ પરમાત્માને પ્રતિમાનું રૂપ આપે છે.

પરમાત્માનાં આ નકારવાચક વર્ણનો સૂચવે છે કે પરમાત્મા જગત કરતાં મોટો છે ને જગતથી પાર છે. પણ એક અર્થમાં પરમાત્મા જગતના અણુએ અણુમાં વ્યાપેલો પણ છે. આપણે પરમાત્માનો સાક્ષાત્કાર કરી શકીએ છીએ એ વસ્તુનો અર્થ જ એ છે કે એનો સાક્ષાત્કાર કરી શકે એવી કોઇક શકિત આપણામાં પડેલી છે. આપણી હૃદયગુહાનાં ઊંડાણમાં રહેલો અંતર્યામી આત્મા વિશ્વંભર પરમાત્માની હાકલને જવાબ આપે છે. સમાન ગુણધર્મ-વાળાં સત્ત્વો જ એકબીજાને જાણી શકે, એ નિયમ આધ્યાત્મિક જીવનમાં પણ પ્રવર્તે છે. જે વસ્તુ જોડે આપણે સાધર્મ્ય ધરાવતા

૨૫*. स एष नेति नेत्यात्मा, अगृह्यो न हि गृह्यते, अशीर्यो न हि शीर्यते, असंगो न हि सज्जते । बृहदारण्यकोपनिषत् ३; ९; २६.

२६*. दिग्देशगुणगतिफलभेदशून्यं हि परमार्थसदद्वयं ब्रह्म मन्दबुद्धीनामसदिव प्रतिभाति । छांदोग्योपनिषत् शांकरभाष्य ८; १; १.

(દિશા, દેશ, ગુણ, ગતિ, ફલભેદ વિનાનું જે પરમાર્થ સત્ અદ્વિતીય બ્રહ્મ છે તે મંદ બુદ્ધિવાળા પુરુષોને અસત્ સમાન ભાસે છે.)

હોઇએ તેને જ આપણે જાણી શકીએ. આપણાં મન અને બુદ્ધિની ઉપર ને તેની પાર, આપણા સ્વભાવનું અન્તિમ અને ઉચ્ચતમ તત્ત્વ — એટલે કે આપણો અંતરતમ આત્મા — છુપાયેલો પડ્યો છે. યોગીઓ ને ભક્તો જેને જગતનું 'અધિષ્ઠાન' કે 'ઉપાદાનકારણ' કહે છે તેને ક્ષણિક અથવા પાર્થિવ, ઇન્દ્રિયગોચર અથવા બુદ્ધિગમ્ય, વસ્તુઓથી તૃપ્તિ થતી નથી.[૨૭] સ્વાભાવિક રીતે, આપણે તાર્કિક વિચાર વડે નહીં પણ આત્મા વડે જ પરબ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત કરી શકીએ છીએ, કેમકે આત્માને તો આત્મા વડે જ જાણી શકાય.[૨૮] પરબ્રહ્મ મનુષ્યનાં મન વાણી ચક્ષુ આદિને સર્વથા અગોચર છે એ ખરું; છતાં એ બ્રહ્મ આપણા આત્મામાં જ અંતર્ગત છે ને તેની સાથે અભેદનો સંબન્ધ ધરાવે છે. જે પરાત્પર છે તે જ અંતરતમ છે. બ્રહ્મ એ જ આત્મા છે.[૨૯] તે અંતર્યામી છે, એટલે કે અંતરમાં બેસીને અંતરનું નિયમન કરનાર છે.[૩૦] તે પોતાનાં સંપૂર્ણ તેજ,

---

૨૭*. "આપણામાં પણ, આપણે જેને પુરુષ કે પૌરુષેય કહીએ છીએ તે બધું — એટલું જ નહીં પણ આપણી અંદરના જે કંઈ અંશને આપણે જાણી શકીએ છીએ કે નામ વડે ઓળખી શકીએ છીએ તે સર્વ — સમગ્રમાં માત્ર એક અંશરૂપ છે. એની નીચે આપણામાં પણ પેલો પરાત્પર બેઠેલો છે. તેનું ઊંડાણ કોઈ પણ બૌદ્ધિક કલ્પના વડે વર્ણવી શકાતું નથી; છતાં જેણે ગભીરતર જીવનનો અનુભવ લીધો છે તે આત્મજ્ઞાન વડે તેને જાણી શકે છે." — રૂડોલ્ફ ઑટોઃ 'ધી આઇડિયા ઑફ ધી હોલી', પૃ. ૩૬.

૨૮*. आत्मैव संविशत्यात्मनात्मानम् । माण्डूक्योपनिषत् १२.

(આત્મા જ આત્મા વડે આત્મામાં પ્રવેશ કરે છે.)

૨૯. अयमात्मा ब्रह्म । माण्डूक्योपनिषत् २.

३०. यः सर्वेषु भूतेषु तिष्ठन् सर्वेभ्यो भूतेभ्योऽन्तरो यं सर्वाणि भूतानि न विदुर्यस्य सर्वाणि भूतानि शरीरं यः सर्वाणि भूतान्यन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः । बृहदारण्यकोपनिषत् ३; १७; १५.

(જે બધાં પ્રાણીઓની અંદર રહે છે છતાં બધાં પ્રાણીઓથી

આનંદ ને શાન્તિ રૂપે સદાકાળ વિરાજતું ગૂઢ, અકળ ને અવર્ણનીય તત્ત્વ માત્ર નથી;[૩૧] પણ આપણાં અંતરમાં પણ છે ને તે આપણને નિરંતર પોષે ને ટકાવે છે.[૩૨] ઉપનિષદમાં કહ્યું છે: "હું બ્રહ્મ છું એમ જે માણસ જાણે છે તે સર્વરૂપ બને છે. બ્રહ્મ જુદું ને હું જુદો એમ માનીને જે બ્રહ્મની ઉપાસના કરે છે તેને ખરું જ્ઞાન થતું નથી."[૩૩] મનુષ્યના આત્માને જ્યારે લાગે છે કે હું પોતે પરમાત્માનો અંશ છું ને તેની ને મારી વચ્ચે સાધર્મ્ય છે, ત્યારે એ અનુભવમાંથી ધર્મની ઉત્પત્તિ થાય છે. કેવળ મનુષ્યના હૃદયમાં રહેતો ને એમાં જ પૂરેપૂરો સમાઈ જતો ઈશ્વર પૂજા ને ઉપાસનાનો વિષય ન બની શકે. તેમ કેવળ જગતની પાર દૂરદૂર વસતા ઈશ્વરની પૂજા કે ઉપાસના કરી શકાતી જ નથી.

પરમાત્મા એ પરાત્પર છે, મનુષ્યની સાથે તેને કંઈ સંબન્ધ નથી, નરી આંખે દેખાતા આ વિશ્વથી અળગો ને દૂરદૂર તે વસે છે, એવું પરમાત્માનું વર્ણન કરીને હિંદુ વિચારકો સન્તોષ માનતા નથી. હિંદુ ઈતિહાસના આરંભકાળથી માંડીને પરમાત્માને મિત્ર, પિતા,

---

અળગો છે, જેને બધાં પ્રાણીઓ જાણતાં નથી, બધાં પ્રાણીઓ જેનું શરીર છે, જે બધાં પ્રાણીઓની અંદર રહ્યો રહ્યો તેમને નિયમમાં રાખે છે, તે તમારો આત્મા છે; તે અંતર્યામી છે; તે અમર છે.)

૩૧. सत्यात्म । प्राणारामम् । मन आनन्दम् । शान्तिसमृद्धममृतम् । तैत्तिरीयोपनिषत् १; ६; २.

(સત્ય એ બ્રહ્મનો આત્મા છે. પ્રાણ એનો આરામ છે. મન એનો આનન્દ છે. તે શાન્તિથી ભરપૂર અને અમર છે.)

૩૨. हृद्यन्तःस्थो ह्यभद्राणि विधुनोति सुहृत्सताम् । भागवत १; २; १९.

(સજ્જનોનો આ સુહૃદ હૃદયની અંદર રહી બૂરી વાસનાઓને હઠાવી કાઢે છે.)

૩૩*. य एवं वेदाहं ब्रह्मास्मीति स इदं सर्वं भवति । अथ योऽन्यां देवतामुपास्तेऽसावन्योऽहमस्मीति न स वेद । बृहदारण्यकोपनिषत् १; ४; १०.

રક્ષક રૂપે મનુષ્યની સાથે સ્નેહનો સંબન્ધ ધરાવતો કલ્પવાના પ્રયત્નો કરવામાં આવ્યા છે. પરબ્રહ્મનું વર્ણન કરવાનું મનુષ્યની વાણીનું ગજું નથી હોતું એ ખરું, છતાં અમુક અમુક પ્રતીકો વડે તેનાં અંગોનું સૂચન કરવું સાવ શક્ય હોય છે; જોકે પ્રતીકો વડે કરેલું એ વર્ણન ઈશ્વરના અનુભવ યા સાક્ષાત્કારની અવેજીમાં ચાલી શકતું નથી. આપણે આ બાબતમાં અસહાય હોઈએ છીએ; ને તેથી પદાર્થોને બદલે પ્રતીકો, સત્યને બદલે તેનાં ચિત્રો, આપણે વાપરવાં પડે છે. પરમાત્મા એ પુરુષોત્તમ છે, સગુણ વ્યક્તિત્વની પરાકાષ્ઠા છે, આપણો સર્વનો પિતા છે, સંકટમાં આપણો હાથ સાહીને ઉગારે છે, એમ આપણે માનીએ ત્યારે આપણે પ્રતીકો વડે પરમાત્માનું વર્ણન કર્યું કહેવાય. ઋગ્વેદમાં કહ્યું છે: "આ બધું — જે કંઈ થઈ ગયું છે તે તથા જે કંઈ થવાનું છે તે સર્વ — પુરુષરૂપ જ છે."[૩૪] આખું વિશ્વ એનામાં સમાઈ ગયેલું છે.[૩૫] વૈષ્ણવ વિચારકો ને શૈવ સિદ્ધાન્તવાળાઓ કહે છે કે આપણા મનુષ્યના ગુણોનું સંપૂર્ણ રૂપ તે પરમાત્મા છે. તે અજ્ઞાનીનો જ્ઞાનદાતા, નિર્બળનું બળ, અપરાધી પર દયા કરનાર, દુખિયાંની ધીરજ, ને નોધારાંનો આધાર છે. પણ, ખરું કહીએ તો, પરમાત્મા કોઈ પણ એક મનુષ્યના જેવાં રૂપગુણ-

---

૩૪*. पुरुषमेवेदं सर्वं यद् भूतं यच्च भव्यम् । ऋग्वेद १०; ९०; २.

ईशावास्यमिदं सर्वं यत्किंच जगत्यां जगत् । ईशोपनिषत् १.

(આખા જગતમાં જે કંઈ છે તે બધું ઇશ્વરમાં સમાઇ ગયેલું છે.)

पुरुष एवेदं विश्वम् । मुण्डकोपनिषत् २; १; १०.

(આ વિશ્વ આખું પુરુષરૂપ જ છે.)

३५. सर्वव्यापी स भगवान् । श्वेताश्वतरोपनिषत् ३; ११.

(એ ભગવાન સર્વવ્યાપી છે.)

विश्वस्यैकं परिवेष्टितारम् । श्वे० ४; १४.

(તે આખા વિશ્વને વીંટાઈ વળેલો છે.)

નાળો નથી; પણ ભૂત, વર્તમાન ને ભાવિમાં જે કંઇ હતું, છે ને થશે તે સર્વનો સર્જક અને પાલક છે. વિશ્વમાંનો પ્રત્યેક લોક, આકાશમાં ફરનારો દરેક તારો, એ વિશ્વાત્માનું મન્દિર છે. કોઈ પણ મહાભૂત તેને સમાવી શકતું નથી, કેમકે સર્વ મહાભૂત તેનામાં સમાઇ ગયેલાં છે. તમારા ને મારા જીવનને તે વ્યાપી વળેલો છે. આ પરમાત્માની ભવ્યતા ને અપ્રમેયતા સમજવી, તેના વિરાટ સ્વરૂપની ઝાંખી કરવાનો પ્રયત્ન કરવો, એનું નામ ઉપાસના છે.

પરમ સત્યને પરબ્રહ્મ તેમજ ઈશ્વર, નિર્ગુણ તેમજ સગુણ, અપૌરુષેય તેમજ પૌરુષેય એ બંને રૂપે વર્ણવેલું આપણે જોઈએ છીએ. જેઓ પરબ્રહ્મને સગુણ અથવા પુરુષરૂપ માને છે તેઓ જ કબૂલ કરે છે કે પરબ્રહ્મ અગાધ ને અપ્રમેય હોઈ તેનું માપ આપણી નબળી કલ્પનાઓ વડે કાઢી શકાતું નથી. તેઓ કબૂલ કરે છે કે પરબ્રહ્મનું સગુણ રૂપ સ્વીકાર્યાં પછી પણ એનું સંપૂર્ણ વર્ણન કે આકલન થઇ જતું નથી, પણ એનો કંઇક અંશ વર્ણવવો બાકી રહી જ જાય છે. ઉપાસક ભક્ત સગુણ ઇશ્વરને જ પરબ્રહ્મનું સર્વોચ્ચ રૂપ ગણે છે. જે તત્ત્વ અપૂર્ણ કે અધૂરું મનાતું હોય તેની ઉપાસના કે ભક્તિ કોઇથી કરી શકાય જ નહીં. મૂર્તિપૂજકની મૂર્તિ પણ સંપૂર્ણતાના પ્રતીકરૂપ છે; જોકે એ મૂર્તિની અપૂર્ણતા તેની નજરે ચડતાંવેંત તત્કાળ તે એને ફગાવી દે છે.

પરમાત્મા એ કાં તો નિર્ગુણ બ્રહ્મ છે અથવા સગુણ ઈશ્વર છે એમ માની લેવું એ ભૂલ છે. તે નિર્ગુણ અને સગુણ, બ્રહ્મ અને ઇશ્વર, બંને છે. પરમાત્માનું નિર્ગુણ અથવા અપૌરુષેય રૂપ, અને સગુણ અથવા પૌરુષેય રૂપ, એ બે એકબીજાનાં હરીફ છે, અને પોતે એકલાં જ સાચાં હોવાનો દાવો કરે છે, એવું નથી. એક, અદ્વિતીય ને સર્વવ્યાપી એવો પરમાત્મા મનુષ્યના આત્માને સગુણ ને નિર્ગુણ ઉભય રૂપે ભાસે છે. પરબ્રહ્મ એક જ હોઇ ક્યારેક તાત્ત્વિક પર્યેષણા એટલે કે જ્ઞાનનો વિષય ભાસે છે, ને ક્યારેક ઉપાસના એટલે કે

ભક્તિનો. મનુષ્ય પરમ સત્યને નજરોનજર જુએ છે એટલે કે તેનો સાક્ષાત્કાર કરે છે ત્યાં નિર્ગુણ બ્રહ્મ ને સગુણ ઈશ્વર એ બે કલ્પનાઓ વચ્ચેનો ભેદ શમી જાય છે. પણ વિચારના ક્ષેત્રમાં એ ભેદ શમાવવાનું કામ સહેલું નથી. પરમાત્મા આપણો અંતર્યામી છે, અંતરતમ છે, હૃદયગુહામાં વિરાજે છે, તે આપણો હૃદયસ્વામી (हृत्पति) છે, સખા છે, પિતા છે, માતા છે, એને આપણા જેવી જ લાગણીઓ છે, વગેરે કલ્પનાઓ આપણાં મનમાં આવ્યા વિના રહેતી નથી. અને છતાં પરમાત્મા સર્વાંશે અખંડ, અવિકારી, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, ચૈતન્યરૂપ છે; ને આપણો આત્મા એ પરમાત્માને પોતાનો નિવાસ ને પોતાનું વિશ્રામધામ માને છે, ને એમાં પોતાનું પૂર્ણ રૂપ નિહાળી શકે છે.

## ૮. હિંદુ માનસની ઉદારતા

વિશ્વવ્યાપી પરમાત્માને કેંદ્રવર્તી સત્ય માની તેના આધાર પર જે ધર્મની ઇમારત રચાઈ હોય તે ધર્મ જડ ને હઠીલા મતાગ્રહ અને ઝનૂનને ઉત્તેજન કે ટેકો આપી શકે નહીં. તે સહિષ્ણુતાની વૃત્તિ ધારણ કરે છે, તે વહેવારુ ડહાપણ તરીકે કે કશું કામ કાઢી લેવાના ઇરાદાથી નહીં, પણ સહિષ્ણુતા એ આધ્યાત્મિક જીવનનો એક સિદ્ધાન્ત છે એમ માનીને. સહિષ્ણુતા એ ફરજ છે, મહેરબાનીની રાહે મૂકેલી છૂટછાટ નથી. એ ફરજ અદા કરવાને હિંદુ ધર્મે સર્વ પ્રકારના આચારવિચારને પોતાના ઉદરમાં સમાવી લીધા છે; અને, તેઓ એકબીજાથી ગમે તેટલા ઊલટા કે વિરોધી લાગે તોપણ, તેમને આધ્યાત્મિક પુરુષાર્થના સાચા ને આદરપાત્ર પ્રકારો માન્યા છે. હિંદુ ધર્મ આપણને ચેતવે છે કે આપણે દરેક જણે નમ્રતા ધારણ કરવી જોઈએ; અને સમજવું જોઇએ કે આપણા મતો ભૂલભરેલા હોવાનો સંભવ છે, ને બીજાઓ એટલી જ નિષ્ઠાપૂર્વક જે વિચારો ધરાવતા હોય તેની હાંસી કરવી ઉચિત નથી. ઈશ્વરનો સંપૂર્ણ માનસનું દર્શન આપણને થયું છે એમ જો આપણે માનતા

હોઇએ, તો આપણે એમ માનવાને લલચાઇએ કે આપણા વિચાર જોડે સંમત ન થનાર ને આપણા સૂરમાં સૂર ન મિલાવનાર દરેક જણની વાત ખોટી છે, ને આપણે તેનો અવાજ દાબી દેવો જોઇએ. જે મત ઘણા માણસો આગ્રહપૂર્વક ધરાવતા હોય તે સામાન્યપણે નર્યો ભ્રમ નથી હોતો, એવો જે મત ઍરિસ્ટૉટલે શ્રદ્ધાપૂર્વક પ્રગટ કરેલો તેને હિંદુઓ પણ સ્વીકારે છે. કોઈ પણ કલ્પના કે મતે ઘણા મોટા પ્રદેશમાં, લાંબા કાળ લગી, ને અનેક સંજોગોમાં માનવજીવનને ઉન્નત અને પવિત્ર બનાવ્યું હોય, અને તેના વિચાર ગ્રહણ કરનાર લોકોની એવી સેવા હજુ પણ કરી રહ્યાં હોય, તો તેનામાં પરમાત્મ-તત્ત્વની ખરેખરી સમજ સમાયેલી છે એમ કહી શકાય. હિંદુ ધર્મની કલ્પના અનુસાર ઇશ્વર નિરાકાર છે ખરો, છતાં તે અગણિત રૂપોમાં પ્રાણ પૂરે છે ને તેમને ટકાવી રાખે છે. તે અલ્પ ને અંશરૂપ નથી, અથવા દૂરવર્તી ને અવર્ણનીય નથી. તે માત્ર યહૂદીઓ કે ખ્રિસ્તી-ઓનો ઈશ્વર નથી, પણ તમારી ને મારી, પુરુષમાત્ર ને સ્ત્રીમાત્રની, જીવન ને મરણની, આનંદ ને શોકની, પરાકાષ્ઠા ને પરા ગતિ છે. કોઈ પણ બાહ્ય રૂપ અન્તર્ગત સત્યને પૂરેપૂરું સમાવી શકતું નથી; દરેક રૂપ માત્ર તેના એકાદ અંશને જ સમાવી શકે છે. છેક નીચેની કોટિથી માંડીને સર્વોચ્ચ કોટિ લગીના સર્વ ધર્મોમાં મનુષ્ય એક અદૃશ્ય વાતાવરણની સાથે સંપર્ક અનુભવે છે; અને પરમાત્મા વિષેની પોતાની કલ્પનાને પ્રતિમાઓ વડે વ્યક્ત કરવા મથે છે. અથર્વવેદનો પ્રાણીપૂજક, જે કુદરતને દેવદેવીઓથી ભરેલી માને છે, તેને અમુક અંશે તો એવી પ્રતીતિ હોય જ છે કે પરમાત્મા હાજરા-હજૂર છે, અને જગતના ને કુદરતના અણુએ અણુમાં ઓતપ્રોત છે. આવી પ્રતીતિ તેને જેટલે અંશે હોય તેટલે અંશે તે ધાર્મિક ગણાય. અનેકદેવપૂજક માણસ પરમાત્માને જગતની બીજી કોઇ વસ્તુ જેવો નહીં, પણ મનુષ્યના જેવી ચેતનાવાળો, ગણે છે, એટલે અંશે તે સત્યને અનુસરે છે. પડછાયા ને સૂર્યની વચ્ચે જેટલું સામ્ય

હોય છે તેના કરતાં વધારે સામ્ય વેદના દેવો ને પરમાત્મા વચ્ચે નથી. પણ જેમ પડછાયો સૂર્ય ક્યાં છે એનું સૂચન કરે છે, તેમ વેદના દેવો પરમાત્મા કઈ દિશામાં છે તે ચીંધીને બતાવે છે. પરમાત્માનાં મનુષ્યે કલ્પેલાં સર્વ રૂપો, ભલે જુદે જુદે રસ્તે થઈને પણ, એક ને અદ્વિતીય એવા પરમાત્મા તરફ જ પગલાં માંડે છે. સત્ એક છે; માત્ર તેને વિવિધ નામે ઓળખવામાં આવે છે એટલું જ. તે નામોનો નિશ્ચય આબોહવા, ઇતિહાસ, અને મનુષ્યના સ્વભાવ પરથી થાય છે. દરેક માણુસ જો સાચી નિષ્ઠા ને એકાગ્રતાપૂર્વક પોતાને રસ્તે ચાલ્યો જાય તો તે જરૂર પરમાત્મપદ સુધી પહોંચશે. અધૂરાં મતો ને કલ્પનાઓ પણ તેમના અનુયાયીઓને એવી શક્તિ આપે છે જેને લીધે તેઓ પોતાના વાતાવરણમાં વધારે સફળતાથી ગોઠવાઈ જાય છે, પોતાના અનુભવોને વધારે સારી રીતે વ્યવસ્થિત બનાવે છે, અને પોતાના વાતાવરણને નવેસર રચવામાં વધારે ફાળો આપે છે. જીવનમાં આવી પડેલા મહાવિપત્તિના પ્રસંગોમાં આપણા માંહોમાંહેના ભેદ તુચ્છ અને પામર લાગે છે. આપણુ સહુમાં કંઈક શાશ્વત ને સનાતન વસ્તુ પ્રાપ્ત કરવાની સરખી તાલાવેલી હોય છે; જે ગૂઢ તત્ત્વ વિશ્વની પાર તેમજ વિશ્વની અંદર વસે છે તેને વિષે ભય, આશ્ચર્ય ને આકર્ષણની સરખી લાગણી હોય છે; પ્રેમ અને આનંદ, શાંતિ અને ધૈર્યને માટે સરખી ધગશ હોય છે. મનુષ્યને ઉગારવા ને તારવાની સત્યની શક્તિનાં જે પરિણામ જગતના વહેવારમાં આવેલાં આપણે જોઈએ છીએ તે પરથી જો એ શક્તિને વિષે ખ્યાલ બાંધીએ, તો આપણને એટલું દેખાઈ આવે કે ઉપાસના ને માન્યતાના દરેક પ્રકારમાં કંઇક વિચિત્ર શક્તિ રહેલી હોય છે; અને એ શક્તિને પ્રતાપે આપણે આપણી અલ્પતાઓ ને ક્ષુદ્રતાઓને વટાવી જઈએ છીએ, ને અવનવા સુખનો પ્રકાશ અનુભવીએ છીએ. એ સુખ આ સંસારનું નથી હોતું; એટલું જ નહીં પણ તે દુઃખે ભરેલાં ઘોલકાંને પલટી સુંદર ઘરોનું રૂપ આપે

છે, અને સહેલાણી ને અલ્પજ્ઞ સ્ત્રીપુરુષોનાં જીવન પલટાવી તેમને ઇશ્વરનાં સહનશીલ સેવકો ને સેવિકાઓ બનાવે છે. સત્યમાત્ર પ્રભુનું સત્ય છે; અને એની અલ્પ માત્રા પણ આપણને મહા-વિપત્તિઓમાંથી ઉગારી શકે છે.

વળી ધર્મનું સત્ય તે, ટ્રીલ્શે કહ્યું છે તેમ, બહુરૂપી છે. એનો પ્રકાશ કિરણોના અનેક છૂટાછવાયા પુંજરૂપે ઘણી જગાએ વિખેરાઈ જાય છે; અને ઇશ્વરે આપેલા શ્રુતિજ્ઞાનનું સંપૂર્ણ ને શુદ્ધ શ્વેત કિરણ ક્યાંયે મળતું નથી. સત્ય તો બધા ધર્મમાં જોવા મળે છે; તેનું પ્રમાણ જુદા જુદા ધર્મમાં ઓછુંવત્તું હોય છે એટલું જ. જુદા જુદા ધર્મનાં શ્રુતિજ્ઞાન એકબીજાનો છેદ નથી ઉડાવતાં, પણ ઘણી બાબતોમાં એકબીજાનું સમર્થન કરે છે. હિંદુઓ માને છે કે ધર્મોમાં જે ભેદ હોય છે તે તેમના ધ્યેય પરત્વે નથી હોતો, પણ એ ધ્યેયના સ્વરૂપનાં વર્ણન પરત્વે હોય છે.

ધાર્મિક સુધારાને વિષે હિન્દુઓનું જે વલણ છે તેના મૂળમાં માનવજીવનમાં ધર્મનું શું સ્થાન છે તે વિષેની સાચી સમજ રહેલી છે. મનુષ્યનો ધર્મ એ તેના સ્વભાવનું અવિભાજ્ય અંગ છે. તે તેના શરીરના અવયવ જેવો છે; અવયવ જેમ શરીરમાંથી, શરીર ઉપર, ને શરીરનો રસ ખેંચીને ઊગે છે, તેવું જ ધર્મનું પણ છે. આપણે જો મનુષ્યની પાસેથી તેનો ધર્મ લઈ લઇએ, તો આપણે તેની માનવતા-માંથી એક અંગ છેદી લઇએ છીએ, ને તેને બળાત્કારે કૃત્રિમ રૂપ આપીએ છીએ. જે કંઈ આપણું પોતાનું હોય તેની પ્રત્યે આપણો સહુનો પક્ષપાત હોય છે. તર્કની દલીલથી ભલે ગમે તે સિદ્ધ થતું હોય, પણ આપણને સહુને એમ જ માનવાનું મન થાય છે કે આપણે જે ઘરમાં જન્મ્યા તે ઘર સૌ ઘરથી સારું; આપણાં માબાપ જેવાં તો કોઇ માબાપ જ નહીં; આપણે પોતે જીવતા છીએ તેને લીધે જ પૃથ્વી પર માનવજાતિનું જીવન શોભી ઊઠે છે; અને પરાયા લોકો આ વસ્તુઓ વિષે આશંકા કે અવિશ્વાસ ધરાવતા

હોય, તો તેનું કારણ એ કે તેમને ખબર નથી હોતી. આ જાતની મમતા અમુક હદ સુધી ઉપયોગી નીવડે છે. આપણામાં જો આપણાં ઘર અને માબાપ, આપણાં કલા અને સંસ્કાર, આપણાં ધર્મ અને સંસ્કૃતિ વિષે આવો પક્ષપાત ન હોત, તો માનવજાતિ પ્રગતિ કરીને આટલી ઊંચી અવસ્થાએ પહોંચવા પામી જ ન હોત. આ પક્ષપાતને જો દરેક માણુસ છેલ્લે પાટલે પહોંચાડે તો હરીફાઈ અને લડાઇ જ થવા પામે. પણ દરેક જણે સ્વધર્મને પોતા માટે ઉત્તમ ગણી તેનું જ છત્ર સ્વીકારવું રહ્યું — એ સિદ્ધાન્ત સ્વીકારતાં ને આચરતાં એટલી કાળજી રાખવાની છે કે એ પક્ષપાતનો અતિરેક ન થાય, ને તેને પરિણામે ઇતર ધર્મો પ્રત્યે તિરસ્કાર અને દ્વેષ પેદા થવા ન પામે. સ્વધર્મપાલનનો આ સિદ્ધાન્ત હિન્દુ ધર્મ સ્વીકારે છે; મનુષ્યની પ્રગતિ માટે તે અગત્યનો છે એમ કબૂલ કરે છે; અને સાથેસાથે બીજાઓના ધર્મો પ્રત્યે સમાન આદર હોવો જોઇએ એવો આગ્રહ રાખે છે. આપણે આજ લગી મેળવ્યાં હોય કે મળેલાં જાણ્યાં હોય એના કરતાં મોટાં પરિણામો મેળવવાના પ્રયત્નમાં બીજાઓ સાથે સહકાર કરવામાં જે રસ ને ઉત્સાહ આવે એમ છે ને તેમાંથી જે સુફળ નીપજે એમ છે, તેટલાં પોતાના મતોનો બીજાઓની પાસે પરાણે સ્વીકાર કરાવવામાં આવે એમ નથી.

વળી સત્ય તો આપબળે જય પામવાનું છે. તેને આપણા પ્રચારકાર્યની જરૂર નથી. પરમાત્મા પ્રત્યેની આત્માની જે સ્વાભાવિક હિલચાલ છે તેમાં મદદ કરવી એટલું જ ધર્મગુરુનું તો કર્તવ્ય છે. મુક્તિ અથવા બ્રહ્મનિર્વાણ માટેની આત્માની ઝંખના ભલે ઊંડે ઊંડે છુપાયેલી પડી હોય, તેના પર ભલે વાસનાઓના થર જામ્યા હોય, એ ઝંખના ભલે વિકૃત ને ગેરસમજ ઉપજાવે એવા રૂપમાં હોય, ભલે તે સ્પષ્ટ ને સુઘડ રીતે વાણીમાં પ્રગટ ન થતી હોય, છતાં એ ઝંખના તો મનુજહૃદયમાં પડેલી જ છે, ને ત્યાં તેનો સર્વથા અભાવ કદી હોતો નથી. એ મનુષ્યનો જન્મસિદ્ધ હક છે; ને તેને

તે કદી વેચી કે વેડફી શકતો નથી. એ ઝંખનાને આપણે હિસાબમાં લેવી જોઇએ, ને તેના પર જ ધર્મની ઈમારત રચવી જોઇએ. આપણે સત્યની શોધ સતત ને અવિરત ચાલુ રાખીએ એ જરૂરનું છે. ને એ શોધ ચાલુ હોય ત્યાં સુધી, આપણે ઈશ્વરને વિષે મનમાં કેવી કલ્પના ધરાવીએ છીએ એ ગૌણ વસ્તુ થઈ પડે છે. હિન્દુ ધર્મની સર્વોત્તમ પ્રાર્થનાઓ ઇશ્વરને સત્યનારાયણરૂપે સંબોધીને કરેલી હોય છે; ને એ પરમ સત્ય આપણને પ્રકાશ આપે, અને તે વડે આપણે વિશ્વના રહસ્યનો પાર વધારે ને વધારે પામતા જઇએ, એવી માગણી તેમાં કરેલી હોય છે.[36] આ જ્ઞાનપ્રાપ્તિની ક્રિયામાં પારછેડો કદી આવતો જ નથી. હિન્દુ ધર્મમાં સહિષ્ણુતાનો અર્થ સત્ય પ્રત્યે ઉદાસીનતા કે બેપરવાઈ એવો નથી થતો. હિન્દુ ધર્મ એમ નથી કહેતો કે સત્ય એ અસત્યની વસ્તુ નથી. તે તો કહે છે કે પરમ સત્ય કરતાં ઊતરતાં બધાં સત્ય પડછાયારૂપ છે, જોકે પડછાયા પણ સત્યના પ્રકાશે જ પાડેલા હોય છે. પરમ સત્યને પહોંચાય ત્યાં લગી આગળ ધપ્યે જવું એ માણસની ફરજ છે. ધાર્મિક સુધારા કે મતપરિવર્તનની જે રીત હિન્દુઓએ સ્વીકારી છે તેમાં, પરમ સત્યની પ્રાપ્તિ કહો કે સત્યનારાયણનાં દર્શન કહો, એ ધ્યેય રાખેલું છે.

માણસોનો હૃદયપલટો દલીલો વડે કરાવી શકાતો નથી. પોતાના આચરણનું પ્રત્યક્ષ ઉદાહરણ બતાવીને આચારવિચારમાં ઊંડા ને મહત્ત્વના ફેરફાર કરાવી શકાય છે. ધાર્મિક મતો વિષેનો દૃઢ આગ્રહ એ ધર્મપરાયણ જીવનનું કારણ નથી, પણ પરિણામ છે.

---

૩૬. धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि । भागवत १; १; १.

(જે પરમ સત્યે પોતાના તેજ વડે અંધકારને દૂર કર્યો છે તેનું અમે ધ્યાન ધરીએ છીએ.)

હિંદુ ધર્મ તેના અનુયાયીઓની ઉપાસનાનો પ્રકાર બદલ્યા વિના તેમની આત્મપ્રાપ્તિની ઝંખનાને પોષે છે, ને તેમના જીવનને અધિક પરમાત્મપરાયણ બનાવે છે. હિંદુ દેવમંડળમાં સ્વીકારેલાં સર્વ દેવ-દેવીઓ પરમાત્માના જ કોઇ ને કોઈ અંશનાં નિદર્શક છે. બ્રહ્મા, વિષ્ણુ ને શિવ પરમાત્માની સર્જકવૃત્તિ, ઉદ્ધારક પ્રેમ ને ભીષણ સંહારનું દર્શન કરાવે છે. એ ત્રિમૂર્તિમાંના દરેક દેવને તેમના ઉપાસકો પરમાત્માનું એક નામ ગણીને જ પૂજે છે. દાખલા તરીકે હરિવંશમાં કહ્યું છે કે વિષ્ણુ એ સર્વ શાસ્ત્રોએ જેની ઉપાસનાનો ઉપદેશ કર્યો છે તે પરમાત્મા જ છે. એવું જ વર્ણન શિવનું પણ આપેલું છે. શિવ તે વેદમાંના રુદ્રનું બીજું નામ છે. એના ઉપાસકો એને પરમાત્મપદ આપે છે.[૩૭] જુદાં જુદાં રૂપો ધારણ કરનારી જગન્માતા શક્તિ એ શિવનું ક્રિયાવાન અંગ છે.[૩૮] હિંદુ ધર્મ જે કોઈ દેવ યા દેવીને ઉપાસ્યરૂપે સ્વીકારે છે તેને ઊંચે ચડાવીને પરમાત્મપદ આપે છે. દેવદેવીઓ અનેક હોવાનું ઐતિહાસિક કારણ ખોળવા બેસીએ તો એ જડે કે હિંદુ ધર્મે તેની પહેલાંથી હસ્તી ધરાવતા દેવોને અપનાવી તેનો એક મહાસમન્વય રચ્યો હતો, ને એ

---

૩૭. त्वमर्कस्त्वं सोमस्त्वमसि पवनस्त्वं हुतवह-
स्त्वमापस्त्वं व्योम त्वमु धरणिरात्मा त्वमिति च ।
परिच्छिन्नामेवं त्वयि परिणता बिभ्रति गिरं
न विद्मस्तत्तत्त्वं वयमिह तु यत् त्वं न भवसि ॥

महिम्नस्तोत्र २६.

(તમે સૂર્ય છો, તમે ચંદ્ર છો, તમે પવન છો, તમે અગ્નિ છો, તમે જળ છો, તમે આકાશ છો, તમે ધરણી છો, તમે આત્મા છો — એવા મર્યાદિત વિચારો વિદ્વાન લોકો તમારે વિષે ધરાવે છે. પણ તમે શું નથી એની અમને ખબર પડતી નથી.)

૩૮. देव्या यया ततमिदं जगदात्मशक्त्या । दुर्गासप्तशती ४; २.

(પરમાત્માની શક્તિરૂપ દેવીએ આ જગત રચેલું છે.)

સમન્વયમાં જુદાં જુદાં દેવદેવીઓને પરમાત્માનાં રૂપો, અંગો કે અંશો ગણવામાં આવ્યાં હતાં. પણ ઉપાસના કરતી વેળા તો દરેક દેવદેવીને તાત્ત્વિક તેમજ નૈતિક દૃષ્ટિએ સંપૂર્ણ જ ગણવામાં આવે છે. શીશીઓ પરની નામની ચિઠ્ઠીઓમાં ફરક ભલે હોય, પણ અંદરનો પ્રવાહી તો બધી શીશીઓમાં એક જ હોય છે. તેથી જ ઋગ્વેદના કાળથી હિંદુ તત્ત્વવિચારમાં દેખીતી ઉદારતા રહેલી છે. ગીતા કહે છે: "જેઓ જે પ્રમાણે મારો આશ્રય લે છે તે પ્રમાણે હું તેમને ફળ આપું છું. ગમે તે પ્રકારે પણ, હે પાર્થ, મનુષ્યો મારા માર્ગને અનુસરે છે — મારા શાસન નીચે રહે છે."[૩૯] માણસના મને કલ્પેલા પરમાત્માના પ્રત્યેક અંગને, તેમજ, આગળ પર આપણે જોઈશું તેમ, તેના હૃદયે યોજેલા ઉપાસનાના પ્રત્યેક પ્રકારને, અપનાવી લેતાં હિંદુ ધર્મ અચકાતો નથી. કેમકે, પેલી કલ્પના, જે ઓછેવત્તે અંશે બુદ્ધિએ નિપજાવેલી છે, તે મહત્ત્વની વસ્તુ નથી; મહત્ત્વની વસ્તુ તો માણુસના મનની સાચી નિષ્ઠા ને ભક્તિ છે. કિર્કેગાર્ડ કહે છે:

"ખ્રિસ્તી સમાજમાં રહેનારો એક માણસ ઈશ્વરના ધામમાં — સાચા ઈશ્વરના ધામમાં — જાય છે. તેના મનમાં ઈશ્વર વિષેની સાચી કલ્પના છે; અને તે પ્રાર્થના કરે છે ખરો, પણ અસત્યપૂર્વક પ્રાર્થના કરે છે; તેનું ચિત્ત પ્રાર્થનામાં હોતું નથી. બીજો એક માણસ હીધન દેશમાં રહેનારો હોઈ તેની આંખ કોઈ મૂર્તિ પર ઠરેલી છે; પણ પ્રાર્થના કરતી વખતે તેનો આત્મા પરમાત્માની પ્રાપ્તિ માટે અતિશય વ્યાકુળ બની જાય છે. ત્યારે આ બેમાંથી કયા માણસમાં સત્યનો અંશ વધારે છે? એક માણસ મૂર્તિને પૂજવા છતાં સત્યપૂર્વક — સાચી નિષ્ઠાથી — ઈશ્વરની ઉપાસના કરે છે. બીજો માણસ સાચા ઈશ્વરની ઉપાસના અસત્યપૂર્વક — નિષ્ઠા કે શ્રદ્ધા વિના — કરે છે; અને તેથી વાસ્તવિક રીતે તો તે મૂર્તિની પૂજા કરે છે; તે બૂતપરસ્ત છે."

---

૩૯*. ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ गीता ४; ११.

હિંદુ ધર્મ પર આવા આદર્શનો પ્રભાવ હોવાથી, તે મોટા મોટા સમૂહોને એકસામટા આત્મપરાયણ બનાવવાની શકયતા માનતો નથી; તેમજ મનુષ્યમાત્રને માટે વિવિધતા વિનાનો એક જ ધર્મ હોવો જોઇએ એમ પણ માનતો નથી.

જે સર્વોચ્ચ સત્યનું દર્શન કરવું આપણે માટે શકય છે તેના કરતાં ઊતરતા કોઈ તત્ત્વની ઉપાસના કરીને સન્તોષ માનવો એ મહાપાપ છે; એને આપણે બૂતપરસ્તીનું પાપ કહી શકીએ. ધર્મ એ સર્વોચ્ચ તત્ત્વને વિષેની શ્રદ્ધા છે તેના કરતાં અધિક અંશે તો જે તત્ત્વને આપણે પહોંચી શકીએ છીએ તે તત્ત્વ વિષેની શ્રદ્ધા છે. આપણે બુદ્ધિની ગમે તે કક્ષાએ હઈએ, ત્યાંથી આગળ વધવાનો આપણે પ્રયાસ કરવો જોઈએ. આપણાથી ને આપણા જમાનાના માણસોથી ઈશ્વર વિષેની જે ઉચ્ચતમ કલ્પના લગી પહોંચી શકાય એમ હોય, તે કલ્પના તરફ આંખ ઊંચી કરીને જોવાનો સતત પ્રયાસ કરવો, એ આપણું કર્તવ્ય છે. ઉચ્ચતર જીવનનું સ્વપ્ન, આપણે આજે હોઈએ તેનાથી આગળ વધવાની ઝંખના, એ જીવનમાં આપણને મળેલી મોટામાં મોટી ભેટ છે. જરા પણ અટકયા વિના આત્માનો વિકાસ ચાલુ રાખવો એ ધર્મનિષ્ઠ માણસનું લક્ષણ છે. હિંદુ-ધર્મમાં ધાર્મિક મતો પરત્વે એકતા નથી, પણ આત્મપ્રાપ્તિના પુરુષાર્થ પરત્વે એકતા છે; સર્વ સંપ્રદાયોના જીવ, જગત ને ઇશ્વર વિષેના મત સરખા નથી, પણ પરમ સત્યની શોધમાં તો તે સહુ સરખા મંડેલા છે. અભ્યાસ અને ચિન્તન વડે, આચારવિચારની શુદ્ધતા વડે, તથા ઉચ્ચ આદર્શો પ્રત્યેની નિષ્ઠા ને સ્વાર્પણબુદ્ધિ વડે, સત્યની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરનાર — ધર્મ શાસ્ત્રપ્રામાણ્ય પર નહીં પણ સ્વાનુભવ પર અવલંબે છે એમ માનનાર — દરેક જણ હિંદુ છે.

## ૯. પૂર્ણત્વ

હિંદુઓ ઈશ્વર વિષેની ગમે તે કલ્પના સ્વીકારતા હોય, તોપણ

તેઓ એટલું તો માને જ છે કે પરમાત્મા મનુષ્યના અંતરમાં વસે છે. કોઇ પણ નાતજાતનો ને કોઈ પણ ધર્મ કે દેશનો પ્રત્યેક મનુષ્ય આ પરમ સત્યનું જ્ઞાન મેળવી શકે છે, અને પોતાના આખા જીવનમાં—પોતાના પ્રત્યેક આચારવિચારમાં—એ જ્ઞાનનું તેજ પ્રગટાવી શકે છે. આપણા અંતરમાં વસતા એ અંતર્યામીનો આપણે મન અને આત્મા વડે સાક્ષાત્કાર કરવાનો છે, ને તેને આપણા જીવનનો નિયન્તા ને કર્ણધાર બનાવવાનો છે. જે જ્ઞાન માણસને બુદ્ધિ દ્વારા થયું હોય તેને પ્રતાપે તેનું આખું જીવન પલટાઇ જવું જોઇએ, અને તે સાચા અર્થમાં 'દ્વિજ' ( એટલે કે બીજીવાર જન્મેલો ) બનવો જોઇએ. પરમાત્મા આપણા જીવનને એની પોતાની ધારણા પાર પડે એ રીતે વાળે, બળવાખોર વાસનાઓને અંકુશમાં આણીને તેમાંથી નવો તાલ ઉપજાવે, ને પોતાની વાણી પ્રગટ કરવા માટે આપણા શરીરનો ઉપયોગ કરે, ત્યારે આપણું જીવન સાર્થક થયું ગણાય. અમૃતત્વ યા મુકિત યા વૈકુંઠવાસ એનો અર્થ એ જ છે કે આપણા અહંકારને તથા તેનાં સર્વ વિચારો ને વાસનાઓને પરમાત્મા પ્રત્યે વાળી તેનામાં શમાવી દેવાં. એવી સ્થિતિમાં જીવ હસ્તીમાં તો રહે છે; પણ પછી તે સ્વાર્થી અહંકારી જીવ નથી રહેતો, પણ તેજસ્વી દૈવી આત્મા બની જાય છે. તે ઉપાધિયુક્ત જીવના કરતાં ઊંડે વસે છે, ને આખી સૃષ્ટિને પોતાના પ્રેમપાશમાં ભીડે છે. ઉપનિષદમાં કહ્યું છે: "યુકતાત્માઓ સર્વરૂપ પરમાત્મામાં પ્રવેશ કરે છે."[૪૦] હૃદય પરથી ચિંતાનો ભાર ઊતરી જાય છે. ભૂતકાળનાં દુઃખો ને ભૂલો, અતૃપ્ત વાસનાની ચિન્તા, અને રોષનો ધૂંધવાટ શમી જાય છે. એ મનુષ્યને માટે પરમાત્માએ નિર્મેલો આખરી મુકામ છે; ને તે સ્થિતિમાં માનવજીવન સોળે કળાએ ખીલી નીકળે છે. આ સનાતન મહત્તાને સંસારમાં ઉતારવી એ જગતનું ધ્યેય છે. પૂર્ણત્વની શાન્તિ, સ્વર્ગનો આનન્દ આ ભૂતળ પર જ ભોગવી શકાય એવાં છે. પૂર્ણત્વ કે મોક્ષનાં

---

૪૦*. युक्तात्मानः सर्वमेवाविशन्ति । मुण्डकोपनिषत् ३; २; ५.

દ્વાર સહુને માટે ખુલ્લાં છે. આપણે સહુ સ્વર્ગીય કુટુંબનાં, પરમાત્માના પરિવારનાં, અંગો છીએ. આપણે પાપગર્તમાં ગમે તેટલા નીચે પડીએ, છતાં બાજી છેક હાથથી જવાની નથી. આધ્યાત્મિક મૃત્યુ જેવી કોઈ વસ્તુ જગતમાં છે જ નહીં. આપણામાં આધ્યાત્મિક જીવનની એક ચિનગારી પણ હશે ત્યાં લગી આપણે માટે આશા છે. આપણે પાપગર્તને કાંઠે ઊભા હઈશું ત્યાં પણ એ દયાઘનની સર્વવ્યાપી ભુજાઓ આપણને હાથ ધરીને પડતા રોકશે; કેમકે વિશ્વમાં કોઈ ચીજ એવી નથી, એક પરમાણુ પણ એવો નથી, જેમાં એ વિશ્વંભરનો વાસ ન હોય. આત્મજ્ઞાની પુરુષો માનવજાતિનાં દુઃખ પોતાને માથે વહોરી લે છે. બીજાઓને અમરપદ મળે એટલા માટે તેઓ પોતે કાંટાળા મુગટ પહેરે છે. તેમના પોતાના જગતમાં ભરેલી સમૃદ્ધિ પર આપણને આસ્થા બેસે એટલા માટે તેઓ આ જગતની સંપત્તિને તુચ્છકારી અકિંચન અનિકેત પરિવ્રાજક બનીને જગતમાં ભમે છે. ગમે તેવી સ્થિતિમાં પડેલાં માણસોની આંખ સામે તેઓ મીટ માંડે છે ત્યારે સામાન્ય માનવીની નજરે પડે એના કરતાં કંઈક વધારે તેમને દેખાય છે. તેઓ કેવળ જગતના મામૂલી તેજથી આપણી સામે નથી જોતા, પણ આપણા આત્મામાં રહેલા દૈવી તેજ વડે જુએ છે. તેથી તેઓ આપણાં સુખદુઃખના ભાગીદાર બને છે.[૪૧]

---

૪૧. शिवाय लोकस्य भवाय भूतये य उत्तमश्लोकपरायणा जनाः ।
जीवन्ति नात्मार्थमसौ पराश्रयं मुमोच निर्विद्य कुतः कलेवरम् ॥
भागवत १; ४; १२.

( જે માણસો ભગવાનના ભક્ત છે તેઓ જગતનાં સુખ, સંપત્તિ ને સમૃદ્ધિ માટે જ જીવે છે; પોતાના સ્વાર્થને સારુ જીવતા નથી. )

एतावान्हि प्रभोरर्थो यद्दीनपरिपालनम् ।
प्राणैः स्वैः प्राणिनः पान्ति साधवः क्षणभंगुरैः ॥
भागवत ८; ७; ३८–९.

## ૧૦. યોગ

આ આત્મજ્ઞાન મેળવવા માટે — પરબ્રહ્મનો આ ચેતનદાયી સાક્ષાત્કાર જાતે કરવા માટે — સાધકો વરસો લગી પરિશ્રમપૂર્વક સાધના કરે છે; લાંબા વખત સુધી તપ ત્યાગ તિતિક્ષા કરે છે. અંતરમાં આત્મતેજનો ઝળહળાટ પેદા થાય એ માટે આપણે આકરી કિંમત આપવી પડે છે. આપણે જેને મનુષ્યસ્વભાવ કહીએ છીએ તે અનેક વિવિધ ઇચ્છાઓ, લાગણીઓ ને ભાવનાઓના મિશ્રણની વિશાળ ને અટપટી રચના છે. એ વિવિધતા ને અવ્યવસ્થા ઘટાડી કંઇક સુવ્યવસ્થા ને એકરાગ પેદા કરવાં જરૂરનાં છે. તૃપ્તિ માટે પોકાર કરી રહેલી આપણી વાસનાઓ, જીવવાનો ઉત્સાહ, ને પશુ-વૃત્તિઓ ને અબુદ્ધિ પર રચાયેલા આપણા રાગદ્વેષો આપણને જુદી જુદી દિશામાં ખેંચે છે. આ વાસનાઓ ને રાગદ્વેષોના ઉછાળાને અંકુશમાં લાવી, એ વૃત્તિઓને આત્મપ્રાપ્તિને પંથે વાળવી જોઇએ. આપણે યોગયુક્ત દૃષ્ટિ, અવ્યંગ ને અવિકલ જીવન, શરીરનાં આરોગ્ય ને બળ, મનની જાગરૂકતા, અને આત્માની સ્વસ્થતા ને શાન્તિ પ્રાપ્ત કરવાં જોઇએ. મન, આત્મા, શરીર અને વાસનાઓનો પૂરેપૂરો મેળ સાધવા માટે આખા જીવનનું પરિવર્તન થવું જોઇએ. એ થાય તો જ આપણા વિચાર અને આચાર આજના કરતાં જુદી દિશામાં ચાલે. અંતરમાં મોટાં ઉત્પાત ને વાવાઝોડાં થાય એ આપણે સહી લેવું રહ્યું. એ સાધનાના પ્રથમ પગથિયારૂપે આપણને એમ કહેવામાં આવે છે કે આપણે બહારની સર્વ વસ્તુઓ

---

(બળવાનનું કામ જ એ છે કે દીનનું પાલન કરવું. સાધુપુરુષો પોતાના ક્ષણભંગુર પ્રાણ વડે પ્રાણીઓની રક્ષા કરે છે.)

तप्यन्ते लोकतापेन साधवः प्रायशो जनाः ।

परमाराधनं तद्धि पुरुषस्याखिलात्मनः ॥ ભાગવત ૮; ૭; ૪૪.

(સાધુ પુરુષો મોટે ભાગે જગતને દુઃખે દુઃખ પામે છે. ભૂતમાત્રના આત્મા એવા પુરુષોત્તમની એ જ મોટામાં મોટી આરાધના છે.)

પરથી મનને વાળી લેવું, આત્મારૂપી ગહ્વરમાં પેસી જવું, ને હૃદય-ગુહાનાં ઊંડાણમાં ઊતરી અંતર્યામી પરમાત્માનાં દર્શન કરવાં. એમ થાય ત્યારે, અપાર વૈવિધ્યથી ભરેલા આ ચરાચર જગતમાં વિવિધતાને સ્થાને એકતા દેખાવા લાગે છે. આત્માના દર્શનની સાથેસાથે વિશ્વમાં આત્મૈકત્વનું દર્શન પણ થાય છે ( एकत्वमनुपश्यति ). એવો માણસ ભૂતમાત્રને આત્મામાં ને આત્માને ભૂતમાત્રમાં જુએ છે.[૪૨] "એવી સ્થિતિમાં તે બીજા કોઈને જોતો નથી, બીજા કોઇને સાંભળતો નથી, બીજા કોઇને ઓળખતો નથી."[૪૩] જે જીવન અસ્તવ્યસ્ત, બસૂરું, ને એકરાગ વિનાનું હતું તે એકાગ્ર, સુરીલું ને એકરાગવાળું થાય છે. આ દ્વિજત્વ પ્રાપ્ત કરવાનો, અથવા કહો કે અંતર્યામી આત્માનું દર્શન કરવાનો, જે માર્ગ તેનું નામ યોગ છે.[૪૪]

ભગવાનના ભવનમાં ઘણા ખંડ છે, એટલું જ નહીં પણ એ અમરાપુરીમાં જવાના રસ્તા પણ ઘણા છે. એના ત્રણ મોટા વિભાગ પાડી શકાય — જ્ઞાન, ભક્તિ અને કર્મ. ઈશ્વર જ્ઞાન, પ્રેમ અને સદાચારનો ત્રિવેણીસંગમ છે. મનુષ્યની બુદ્ધિ એકરૂપતા ને એકવાક્યતાની જે ઝંખના સેવે છે તેને તે તૃપ્ત કરે છે; આત્મામાં સત્ ચિત્ આનંદની જે ઝંખના છે તેનો તે ઉત્પાદક ને પોષક છે; અને મનુષ્યની પૂજાઅર્ચા ને ઉપાસનાનો વિષય પણ એ જ છે. ધર્મમાં સમ્યક્ આચાર, સમ્યક્ સિદ્ધાન્ત, અને કોઈ પરમ તત્ત્વને

---

૪૨*. ईशोपनिषत् ६.

૪૩*. यत्र नान्यत्पश्यति नान्यच्छृणोति नान्यद्विजानाति । छांदोग्योपनिषत् ७; २४; १.

૪૪. इज्याचारदमाहिंसादानस्वाध्यायकर्मणाम् ।
अयं तु परमो धर्मो यद्योगेनात्मदर्शनम् ॥

याज्ञवल्क्यस्मृति १; ८.

( યજ્ઞ, આચાર, દમ, અહિંસા, દાન, સ્વાધ્યાય વગેરે સર્વ કર્મોમાં યોગ વડે આત્મદર્શન કરવું એ પરમ ધર્મ છે. )

વિષે આલંબનની લાગણી, એ સર્વનો સમાવેશ થાય છે. બુદ્ધિ, અંતરાત્મા ને ભાવના એ સર્વના વિકાસને ધર્મમાં સ્થાન છે. જ્ઞાન, ભક્તિ અને કર્મ;[૪૫] સ્પષ્ટ વિચાર, ધગશવાળી લાગણી, ને શુદ્ધ સદાચારી જીવન; એ સહુ આપણને પરમાત્મા પ્રત્યે દોરી જાય છે, ને આત્મવિકાસને માટે જરૂરનાં છે. આપણો આત્મવિકાસ જે કક્ષાએ પહોંચ્યો હોય તે પ્રમાણે એમાંના એક યા બીજામાં આપણે અધિક અંશે ગરકાવ થઈ જઈએ છીએ. એ પ્રવાસમાં આખરી મુકામ આવી પહોંચે છે ત્યારે મનુષ્યના આખા જીવનમાં પ્રગતિ થાય છે. ત્યારે ધર્મ એ કર્મકાંડરૂપ કે સંસારથી નાસીને ભરાઈ બેસવાનો ઠામ ન રહેતાં પરમાત્મપ્રાપ્તિરૂપ બની જાય છે.

## ૧૧. જ્ઞાન

જ્ઞાનથી મુક્તિ અથવા બ્રહ્મનિર્વાણ અથવા અમૃતત્વ મળે છે એમ કહેવામાં આવે છે, ત્યારે એમાં બૌદ્ધિક જ્ઞાનની નહિ પણ આત્મજ્ઞાનની — જેને 'પ્રજ્ઞાન' પણ કહે છે તેની — વાત હોય છે. એ જ્ઞાન વડે આપણે એટલું જાણી શકીએ છીએ કે આત્મા એ જ્ઞાતા છે, જ્ઞેય વિષય નથી. તત્ત્વવિચાર વડે આપણે એટલું સમજી શકીએ છીએ કે આપણા અંતરમાં જ્ઞાનસ્વરૂપ એવો આત્મા બેઠેલો છે, તેના વડે આપણે વસ્તુમાત્રને જાણી, જોઈ, સાંભળી શકીએ છીએ; પણ જેમ જગતના પદાર્થોને ઇન્દ્રિયો વડે જાણી, જોઈ, સાંભળી શકાય છે તેમ આત્માને જાણી, જોઈ, સાંભળી શકાતો નથી.[૪૬]

---

૪૫. योगास्त्रयो मया प्रोक्ता नृणां श्रेयोविधित्सया ।
ज्ञानं कर्म च भक्तिश्च नोपायोऽन्योऽस्ति कुत्रचित् ॥
भागवत ११; २०; ६.

(માણસોનું શ્રેય કરવાની ઇચ્છાથી મેં ત્રણ યોગ કહ્યા છે: જ્ઞાન, ભક્તિ અને કર્મ. એ સિવાય બીજો ઉપાય ક્યાંયે નથી.)

૪૬. अदृष्टो द्रष्टा, अश्रुतः श्रोता, अमतो मन्ता, अविज्ञातो विज्ञाता । नान्योऽतोऽस्ति द्रष्टा, नान्योऽतोऽस्ति श्रोता, नान्योऽतोऽस्ति मन्ता,

એ જ્ઞાતાને ન જાણવો એ આપણને મળેલો રત્નચિંતામણિ ફેંકી દેવા જેવું છે. બહારની પ્રવૃત્તિઓ ને ચિત્તની વૃત્તિઓને થંભાવી દેવી, અને શુદ્ધ ચૈતન્યરૂપ આત્માનું ધ્યાન ધરી સમાધિ સાધવી, એનું નામ યોગ છે. એવો યોગ આપણને આત્મજ્ઞાનની પ્રાપ્તિમાં મદદ કરનાર છે. એ જ્ઞાન થાય ત્યારે આપણને હર્ષાવેગ અને અભાનોર્મિ ઊપજે છે, ને માનવજાતિને કાજે કષ્ટો સહન કરવાની તમન્ના આપણાં મનમાં જાગે છે.

---

नान्योऽतोऽस्ति विज्ञाता। एष त आत्मान्तर्याम्यमृतः। अतोऽन्यदार्तम्। बृहदारण्यकोपनिषत् ३; ७; २३.

(એ આત્મા સહુને જુએ છે, પણ તેને કોઈ જોઈ શકતું નથી. તે સહુને સાંભળે છે, પણ તેને કોઈ સાંભળી શકતું નથી. તે સહુનો વિચાર કરે છે, પણ તેનો વિચાર કોઈ કરી શકતું નથી. તે સહુને જાણે છે, પણ તેને કોઈ જાણી શકતું નથી. એના વિના બીજો કોઈ જોનારો નથી; એના વિના બીજો કોઇ સાંભળનારો નથી; એના વિના બીજો કોઈ વિચારનારો નથી; એના વિના બીજો કોઈ જાણનારો નથી. તે તમારો આત્મા છે; તે અંતર્યામી છે; તે અમર છે. તેના સિવાય બીજું બધું નાશવંત છે.)

येनेदं सर्वं विजानाति तं केन विजानीयात्। स एष नेति नेत्यात्मा, अगृह्यो न हि गृह्यते, अशीर्यो न हि शीर्यते, असंगो न हि सज्जते, असितो न व्यथते, न रिष्यति। विज्ञातारमरे केन विजानीयात्। बृहदारण्यकोपनिषत् ४; ५; १५.

(જેના વડે આ બધી વસ્તુઓ જાણી શકાય છે, તેને શાનાથી જાણી શકાય? એ આત્માને "આ નહિ, આ નહિ' — नेति नेति — કહીને જ વર્ણવી શકાય છે. તે પકડાતો નથી, કેમકે તે પકડી શકાય એવો છે જ નહીં. તે મરતો નથી, કેમકે તે મરે એવો છે જ નહીં. તે લેપાતો નથી, કેમકે તે કશામાં લપટાઈ પડે એવો છે જ નહીં. તે બંધનમાં પડતો નથી. તેને દુઃખ થતું નથી. તેને ઈજા થતી નથી. જે સહુનો જાણનાર છે, તેને શાના વડે જાણી શકાય?)

## ૧૨. ભક્તિ

જીવ, જગત ને ઈશ્વરના સ્વરૂપ વિષેની તત્ત્વચર્ચા બીજા ધર્મો કરતાં હિંદુ ધર્મમાં ઘણી વધારે છે ખરી; છતાં ગરીબ ને અજ્ઞાન લોકો પણ એ ધર્મે પ્રવર્તાવેલી ભાવનાઓ સેવી શકે ને તેના સિદ્ધાંતોને આચરણમાં ઉતારી શકે એવો એ ધર્મ છે. આપણે જ્ઞાનને માર્ગે ચાલીને જે આખરી મુકામે પહોંચી શકીએ છીએ તે જ મુકામે ભક્તિમાર્ગથી પણ પહોંચી શકાય છે. ભકતોને તેમની ઉપાસના માટે કંઈક આલંબન અથવા આધાર જોઈએ છે; અને તેથી તેઓ સગુણ, પુરુષરૂપ ઈશ્વરને માને છે. જે પ્રેમ બદલામાં સામા પ્રેમની અપેક્ષા રાખે તે ભકિતમાં ન ગણાય.[૪૭] એવો પ્રેમ

---

૪૭. आत्मारामाश्च मुनयो निर्ग्रन्था अप्युरुक्रमे ।
कुर्वन्त्यहैतुकीं भक्तिमित्थंभूतगुणो हरिः ॥ भागवत १; ७; १०.

(આત્માનંદમાં મગ્ન રહેનારા, ગ્રન્થીઓ છેદીને બેઠેલા; જીવન્મુક્ત મુનિઓ પણ ભગવાનની અહૈતુક — નિષ્કામ — ભક્તિ કરે છે; કેમકે હરિ એવા ગુણોવાળા છે.)

अनन्यममता विष्णौ ममता प्रेमसंगता ।
भक्तिरित्युच्यते भीष्म प्रहलादोद्धवनारदैः ॥ नारदपांचरात्र

(હે ભીષ્મ, વિષ્ણુને વિષે અનન્ય ને પ્રેમયુક્ત મમતાને પ્રહ્લાદ, ઉદ્ધવ અને નારદે ભક્તિ એ નામ આપ્યું છે.)

मनोगतिरविच्छिन्ना हरौ प्रेमपरिप्लुता ।
अभिसन्धिविनिर्मुक्ता भक्तिर्विष्णुवशंकरी ॥ नारदपांचरात्र

(હરિને વિષે પ્રેમથી ઊભરાઈ જતી, ને ફળની આશા વિનાની જે મનની એકધારી ગતિ છે તે ભક્તિ છે; ને તે વિષ્ણુને વશ કરનારી છે.)

भक्तिरस्य भजनं; एतदिहामुत्रोपाधिनैराश्येनामुष्मिन् मनःकल्पनम् ।
गोपालपूर्वतापिनी उपनिषत् २; १.

(એનું ભજન તે ભક્તિ. એમાં ઈહલોક ને પરલોકમાં કશો લાભ મેળવવાની આશા રાખ્યા વિના મન એને વિષે એકાગ્ર કરવાનું હોય છે.)

તો મનુષ્યોની આસક્તિ છે; એથી વધારે જરાયે નથી. ભક્તિ-માર્ગમાં ભજન એ ધ્યાનરૂપ થઈ પડે છે; અને ભક્ત એકનિષ્ઠાપૂર્વક પોતાની ઇચ્છાને ઈશ્વરેચ્છાના પ્રવાહમાં ભેળવી દે છે. માણસ ઈશ્વરનો ખરો ભક્ત હોય તો તે જ્ઞાનવાન ને સદાચારી જીવ પણ બને છે. સ્વાર્પણ અને શરણાગતિ દ્વારા પોતાના ઉપાસ્ય ઇષ્ટદેવની સાથે સંપૂર્ણ તાદાત્મ્ય કેવી રીતે સાધવું એની ભકતને ખબર હોય છે. ભગવાન અને ભક્ત વચ્ચેનો ભેદ સાપેક્ષ હોય છે. ભક્તિ અને જ્ઞાન બંનેને આખરે તો એક જ મુકામે પહોંચવાનું હોય છે.[૪૮] ભક્ત અને ભગવાન, જ્ઞાતા અને જ્ઞેય, એની વચ્ચે સંપૂર્ણ તાદાત્મ્ય સધાય ત્યારે જ ભક્તિ અને જ્ઞાનની પરાકાષ્ઠા થઈ ગણાય.

## ૧૩. કર્મ

નીતિનિયમોનું પાલન એ પણ મુક્તિનો એક માર્ગ છે. હિંદુ ધર્મ માને છે કે માણસ જગતમાં કેટલાંક ઋણ લઈને જન્મે છે, અને એ ઋણ ફેડવાં એ તેનું કર્તવ્ય છે. ઋણ ચાર છેઃ (૧) દેવઋણ એટલે કે પરમાત્મા પ્રત્યેનું ઋણ. પોતાનું આખું જીવન ઈશ્વરને અર્પણ થયેલું છે ને તેને ઈશ્વરની ઇચ્છા અનુસાર ચલાવ-વાનું છે, એમ માણસે માનવું જોઈએ. (૨) ઋષિઋણ. ઋષિઓએ તપ અને નિદિધ્યાસન વડે સત્યને શોધી કાઢ્યું હતું. પરાપૂર્વથી ચાલતી આવેલી સંસ્કારોની પ્રણાલિકાના મુખ્ય અંશોને આપણા જીવનમાં ઉતારીને જ આપણે કોઈ પણ સંસ્કારી સમાજના સભ્ય બની શકીએ. (૩) પિતૃઋણ. આ ઋણ સારી સંતતિ ઉત્પન્ન કરીને ફેડી શકાય. જગતને માથે પરાણે કશી અસ્વાભાવિક યોજના

---

૪૮. ज्ञानयोगश्च मन्निष्ठो नैर्गुण्यो भक्तिलक्षणः ।
द्वयोरप्येक एवार्थो भगवच्छब्दलक्षणः ॥ ભાગવત ૩; ૩૨; ૩૨.

(નિર્ગુણ બ્રહ્મને વિષે યોજેલો જ્ઞાનયોગ, અને મારે વિષે કરેલો ભક્તિયોગ, એ બંનેથી ભગવાનનો સાક્ષાત્કાર એ એક જ અર્થ સાધી શકાય છે.)

લાદવી એવું હિંદુ ધર્મશાસ્ત્રો આપણને નથી કહેતાં. કુદરતે સ્ત્રી-પુરુષના દેહનાં બંધારણ જુદાં જુદાં ઘડ્યાં છે, એ ઉપરથી આપણે કુદરતની ધારણા શી હશે એ સમજી શકીએ છીએ. લગ્ન એ કેવળ બે શરીરનો નહીં પણ બે મનનો પણ સંયોગ હોય છે. લગ્ન આપણને અધિક સંપત્તિમાન, અધિક માનવપ્રેમી, ને અધિક ચેતનવાન બનાવે છે; અને આપણાં મનમાં આજના કરતાં અધિક પ્રેમ, કોમળતા, ને સમજ પેદા કરે છે. એ હેતુની સિદ્ધિ માટે સાધના ને તપસ્યાની જરૂર રહે છે. લગ્ન એ જો બે અવિભક્ત આત્માનું મિલન ન હોય તો તે નરી વિષયવાસના થઈ પડે છે. એક છેડે શરીર-સંયોગ દ્વારા પ્રગટ થતા આત્માના સંયોગરૂપ પ્રેમ; અને બીજે છેડે આત્માના કશા સંયોગ વિના થયેલા કેવળ શારીરિક આકર્ષણ-રૂપ વિષયવાસના; એ બેની વચ્ચે પાર વિનાની અવાંતર અવસ્થાઓ આવે છે. જગતની મોટામાં મોટી પ્રણયકથાઓમાં, મનુષ્યના કાયદાનો ભંગ થતો હોય તોપણ, તે આજ લગી ભુલાઈ ગઈ નથી; એ બતાવે છે કે એ કથાઓમાં પ્રણયીઓની વચ્ચે પરસ્પર જે એકનિષ્ઠ પ્રેમ હોય છે તેને લીધે એ કથાઓ ઉન્નત અને યશસ્વી બને છે. (૪) મનુષ્યઋણ. માનવજાતિનું પણ કંઈક ઋણ આપણે માથે હોય છે. એ ઋણ આપણે અતિથિસત્કાર અને મનુષ્યસેવા દ્વારા ફેડી શકીએ છીએ. આ મત સ્વીકારનાર લોકો કેવળ પેટ ભરવા જેટલી કમાણી કરીને કે પોતાને માટે સુખસગવડો મેળવીને તૃપ્ત થતા નથી, પણ માને છે કે આપણને આ જન્મ મળ્યો છે તે સ્વાર્થ સાધવાને સારુ નહીં પણ બીજાઓની સેવા કરવા માટે. પશુબળ યા શસ્ત્રબળનો પ્રયોગ સર્વ સંજોગોમાં અનીતિમય છે એવું હિંદુ ધર્મનું માનવું નથી. દાખલા તરીકે ભગવદ્‌ગીતાએ ક્ષત્રિયનાં કર્તવ્યો અને રાષ્ટ્ર પ્રત્યેની તેની ફરજનું વર્ણન ભાર દઈને કર્યું છે. જીવનમાં રાજકાજ અને શૂરાતનને સ્થાન છે ખરું; પણ જ્ઞાન અને પ્રેમ એ રાજકાજ અને યુદ્ધ કરતાં ચડિયાતાં છે.

કોઈ એક વર્ગ અથવા રાષ્ટ્રના બંધનમાં રહેવાને સારુ આપણે માનવજાતિનું બંધન — માનવકુટુંબ પ્રત્યેનું આપણું કર્તવ્ય — ફગાવી દેવું જોઈએ એવું નથી. જે રાજ્યવ્યવસ્થા દરેક માણસને સુવિકસિત ને સંપૂર્ણ વ્યક્તિગત જીવન ગાળવાની તક આપે છે તેનું નામ સાચું લોકશાસન છે. મનુષ્યેતર પશુપંખીઓને પણ આપણે દયાપાત્ર ગણવાં જોઈએ એમ કહ્યું છે. પશુપંખી શું કે મનુષ્ય શું, જીવમાત્ર પવિત્ર ને અવધ્ય છે. નરમાંસભક્ષણ વિષે વાંચતાં કે સાંભળતાં આપણને કંપારી છૂટે છે, અને અતિપ્રાચીન માનવીઓની એ જંગલી ટેવ ચાલુ રાખવા માગનાર લોકોને આપણે વખોડીએ છીએ; છતાં માણસના આહાર માટે પશુપંખીની જે કતલ થાય છે તે હજુ પણ વાજબી ગણાય છે. હિંદુ રિવાજ માંસાહારની છૂટ આપે છે ખરો, પણ નિરામિષાહારને વધારે પસંદ કરે છે. વ્રતોને દિવસે માંસાહાર કરવાની મનાઈ કરેલી છે. આપણને આત્મરક્ષા ને પોતાનો બચાવ કરવાનો હક છે ખરો; એટલે એ બે હેતુને સારુ જ આપણને મનુષ્યેતર પ્રાણીઓની હત્યા કરવાની છૂટ રાખેલી છે. હિંસામાંથી આનંદ મેળવવાને ખાતર જ હિંસા કરવાની વૃત્તિ જેના મનમાંથી નિર્મૂળ થઈ ગઈ છે તે જ સાચો માણસ છે. આનંદને ખાતર જ હિંસા કરવાની વૃત્તિ જ્યાં સુધી મનમાં છે ત્યાં સુધી માણસને 'સુધરેલો' કહેવડાવવાનો કશો અધિકાર નથી. હું આશા રાખું છું એવો કાળ જલદી આવશે, જ્યારે પશુપંખીની સતામણી પર આધાર રાખતી લોકરંજનની રીતોને લોકમત સાંખી નહિ શકે. કાચા માંસના એક ટુકડાને સારુ પથ્થરની કુહાડી વડે એકબીજાને ચીરી નાખનાર જંગલી પૂર્વજોની ટેવો જેમને વારસામાં મળી છે, તેવા અસંસ્કારી લોકોને પણ હિંદુ ધર્મના પરિવારમાં સ્થાન મળેલું છે એ ખરું. છતાં એ ધર્મની મુરાદ તો એવી છે કે એ માણસોનાં હૃદય પલટાવવાં, અને તેમનાં હૃદયમાં જીવમાત્ર પ્રત્યે ઉત્કટ ને અદમ્ય પ્રેમ ઉત્પન્ન કરવો.

કર્મઠ લોકોએ રચેલા કર્મકાંડને લગતા ગ્રન્થોમાં, કર્મકાંડના વિધિઓમાં જ સદ્‌ગુણ સમાયેલો છે એમ બતાવવાનો ભૂલભર્યો પ્રયત્ન કરવામાં આવે છે. એમના મત પ્રમાણે, માણસને મારી નાખવો એ બૂરું છે, પણ તેના શબને અડવું એ તો એથીયે બૂરું છે. છતાં જે મહાન ધર્મગ્રન્થો છે તે તો કર્મકાંડના વિધિઓની અવગણના કરે છે, અને આગ્રહપૂર્વક કહે છે કે માણસે સંયમ અને માનવપ્રેમની ભાવના કેળવવી જ જોઇએ. આત્મસમર્પણ અને આત્મબલિદાનનો નિયમ એ જ મનુષ્યના વિકાસનું સાધન છે. માણસની પાસે જે કર્તવ્યોના પાલનની આશા રાખવામાં આવે છે તે કર્તવ્યો પાર પાડવાને તેણે સંયમ પાળવો જરૂરનો હોય છે. આપણે જે કંઈ ભોગ ભોગવીએ છીએ તે નહીં, પણ આપણે જે કંઈ ત્યાગ કરીએ છીએ તે આપણા ઘડતરમાં ફાળો આપે છે. આત્માનો નાશ કરનારાં, નરકનાં દ્વાર ત્રણ છે: કામ, ક્રોધ, અને લોભ. એમની સામે આપણે આત્માનાં શસ્ત્રો વડે જ લડી શકીએ; વિષયવિકારની સામે બ્રહ્મચર્યનો, ક્રોધની સામે પ્રેમનો, અને લોભની સામે ઉદારતાનો, પ્રયોગ કરીને જ એમની સામે લડી શકાય. વેદ કહે છે: " આ દુસ્તર સેતુઓને ઓળંગી જાઓ પ્રેમને ક્રોધ વડે, અસત્યને સત્ય વડે, જીતો." મહાભારત કહે છે: "ધર્મના એટલે કે સદાચારના નિયમો અનેક છે. મહર્ષિઓએ પોતપોતાના જ્ઞાનને આધારે તે શીખવ્યા છે. તેમાં સૌથી મોટો નિયમ તે સંયમ (દમ) છે."[૪૯] દુર્ભાગ્યે, આપણા જમાનામાં સંયમવાળો માણસ નબળામાં ખપે છે.[૫૦] વ્રત, ઉપવાસ, ત્યાગ, તપસ્યા વગેરે કરવામાં

---

૪૯*. धर्मस्य विधयो नैके ते ते प्रोक्ता महर्षिभिः ।
स्वं स्वं विज्ञानमाश्रित्य दमस्तेषां परायणम् ॥
महाभारत–शान्तिपर्व १५८; ६.

५०*. एक एव दमे दोषो द्वितीयो नोपपद्यते ।
यदेनं दमसंयुक्तमशक्तं मन्यते जनः ॥
महाभारत–शान्तिपर्व १५८; ३४.

ઉદ્દેશ સંયમ કેળવવાનો હોય છે. પણ સંયમ કેળવાઈ જાય પછી આ કઠણ તપસ્યાની જરૂર નથી રહેતી. એક તરફ ભોગવિલાસ ને બીજી તરફ દેહદંડન, એમ બે છેડા છે, તે છોડીને મધ્યમ માર્ગે ચાલવામાં સંયમ અથવા શમદમાદિ સાધનથી મદદ થાય છે. સંયમ અથવા સાધનાનો અર્થ ઇન્દ્રિયોને સાવ અતૃપ્ત રાખવી યા તો તેને નિરંકુશ બનવા દેવી એ બેમાંથી એકેય નથી.[૫૧]

પશ્ચાત્તાપને માટે પણ પૂરતો અવકાશ રાખેલો છે. મનુએ કહ્યું છે: "માણસ પાપ કર્યા પછી તેને માટે પશ્ચાત્તાપ કરે તો તે પાપમાંથી છૂટી જાય છે. 'એ પાપ હું ફરી નહીં કરું' એવો નિશ્ચય કરે તો તે શુદ્ધ થાય છે."[૫૨]

---

(સંયમ — દમ — માં એક જ દોષ છે, બીજો નથી. તે એ કે સંયમવાળો માણસ લોકોની નજરે નબળામાં ખપે છે.)

૫૧*. नात्यश्नतस्तु योगोऽस्ति न चैकान्तमनश्नतः ।
न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ।।
युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ।।
यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते ।
निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ।।

गीता ६; १६–१८.

(આ સમત્વરૂપ યોગ નથી પ્રાપ્ત થતો અકરાંતિયાને, નથી થતો નકરા ઉપવાસીને; તેમ જ તે નથી મળતો અતિ ઊંઘનારને, અથવા અતિ જાગનારને. જે મનુષ્ય આહારવિહારમાં, બીજાં કર્મમાં, ઊંઘવા જાગવામાં પ્રમાણ જાળવે છે તેનો યોગ દુઃખભંજન થઇ પડે છે. સારી રીતે નિયમમાં આવેલું મન જ્યારે આત્માને વિષે સ્થિર થાય છે અને મનુષ્ય કામનામાત્રને વિષે નિઃસ્પૃહ થઇને બેસે છે ત્યારે તે યોગી કહેવાય છે.)

૫૨*. कृत्वा पापं हि संतप्य तस्मात्पापात्प्रमुच्यते ।
नैव कुर्यां पुनरिति निवृत्त्या पूयते तु सः ।।

मनुस्मृति ११; २३०.

સંન્યાસી કામ વિનાનો બેસી નથી રહેતો. ધ્યાન અને કર્મ બંનેમાં ભાવના તો એક જ પ્રગટ થાય છે. જ્ઞાન અને કર્મની વચ્ચે વિરોધ નથી. ગીતા કહે છે: "સાંખ્ય અને યોગ — જ્ઞાન અને કર્મ — એ બે નોખાં છે, એમ અજ્ઞાનીઓ કહે છે, પંડિત નથી કહેતા. એકમાં સારી રીતે સ્થિર રહેનાર પણ બંનેનું ફળ મેળવે છે."[૫૩]

## ૧૪. કર્મ અને પુનર્જન્મ

જગત પરમાત્માની ઇચ્છા અનુસાર ચાલે છે, એટલું જ નહીં પણ તેમાં નીતિનિયમનો અમલ પણ ચાલે છે. જીવન એ એક કેળવણી છે. જેમ ભૌતિક ક્ષેત્રમાં તેમ નૈતિક ક્ષેત્રમાં પણ માણસ જેવું વાવે તેવું લણે છે. માણસના પ્રત્યેક કામની અસર તેના ભાવિ ચારિત્ર પર પડે છે. એ કામનું ફળ એ કામ કરનાર પર કોઈએ બહારથી લાદેલી બાહ્ય વસ્તુ નથી, પણ એ કામનું જ અંગ હોય છે; ને પ્રત્યેક કાર્યમાં તેનું પરિણામ અંતર્ગત હોય જ છે. કર્મના નિયમ વિષેની આસ્થા, અને હાથ જોડીને બેસી રહેનારો દૈવવાદ, એ બેને એક સમજવાની ભૂલ આપણે ન કરવી ઘટે. કર્મનો નિયમ તો દૈવવાદથી છેક જ ઊલટી વસ્તુ છે. તેમાં યદચ્છાનો તો છેદ જ ઉડાવી દીધેલો હોય છે; કેમકે તે કહે છે કે નાનામાં નાની ઘટનાને પણ ભૂતકાળમાં કારણ, અને ભવિષ્યમાં પરિણામરૂપ કાર્ય, હોય છે. માણસના જીવનનો ક્રમ વિધાતાએ અગાઉથી ઘડીને તૈયાર રાખેલો હોય છે, અથવા તો કોઈ દૈવી શક્તિ તેના જીવન પર રાજ્ય ચલાવે છે, એવા સિદ્ધાન્તને હિંદુ ધર્મ સ્વીકારતો નથી. આપણે અસહાય ને દુઃખી છીએ એમ આપણને લાગે, તો આપણને એ

---

૫૩*. सांख्ययोगौ पृथग्बालाः प्रवदन्ति न पंडिताः ।
एकमप्यास्थितः सम्यगुभयोर्विन्दते फलम् ॥
यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥
गीता ५; ४–५.

દશામાં નાખનાર આપણી બહાર રહેલાં કોઈ દેવદેવી નથી. ગરુડ-પુરાણ કહે છે : "આપણને સુખદુઃખ દેનાર કોઈ નથી હોતું. કોઈ પરાયું આપણને સુખદુઃખ દે છે એમ માનવું એ કુબુદ્ધિ છે. આપણે પોતે કરેલું કામ જ આપણને ફળ આપે છે. માટે, હે શરીર, તેં પોતે જે કંઈ કરેલું હોય તેનું ફળ ભોગવી લે."[54] ઈશ્વર પોતાની કૃપાનું દાન વગરવિચારે, મનસ્વીપણે, નથી કરતો. નીતિ-નિયમ એ આખા બ્રહ્માંડરૂપી નાટકનો પાયો અથવા મૂળ આધાર છે. મોક્ષ એ મનસ્વી દેવોએ આપેલી ભેટ નથી; પણ કષ્ટપૂર્વક કરેલાં તપ સંયમ વગેરેના સ્વપુરુષાર્થ દ્વારા મેળવવાનો હોય છે. કર્મનો નિયમ કહે છે કે માણસ ઇષ્ટ ફળ આપનારું કામ અત્યારે કરીને પોતાનું ભાવિ મરજીમાં આવે તે રીતે ઘડી શકે છે. મનુષ્ય પોતે પોતાના ભાવિનો એકલો ને સ્વતંત્ર સ્વામી છે. પણ તે જ્યાં સુધી પોતાની વાસનાઓને વશ હોય, ને મનમાં ઊઠતા રાગદ્વેષના તરંગ અનુસાર પોતાની જીવનનૌકાને ઘસડાવા દે, ત્યાં સુધી તે સ્વતંત્રપણે વર્તે છે એમ ન કહી શકાય. કોઈ જંજીરો આપણને બાંધી રહી હોય, તો તે જંજીરો આપણે પોતે ઘડેલી છે, ને તેને તોડીને ફગાવી દેવાનું સામર્થ્ય આપણામાં પડેલું છે. ઈશ્વર બળ-જબરીથી નહીં પણ સમજાવટથી કામ લે છે. પુણ્ય અને પાપ એ એક જ વસ્તુ નથી; એના પંથ નિરાળા છે; અને એમાંથી આપણે નામની નહીં પણ ખરેખરી પસંદગી કરવાની હોય છે.

મરણ પછીના જીવનને વિષે ત્રણ જુદા જુદા મત શક્ય છે: (૧) શરીરના નાશ સાથે આત્મા પણ મરી જાય છે, કેમકે આત્મા એ ભૌતિક જીવનની જ એક ક્રિયા છે. આવો અચેતનવાદ હિંદુ

---

૫૪*. सुखस्य दुःखस्य न कोऽपि दाता
परो ददातीति कुबुद्धिरेषा ।
स्वयं कृतं स्वेन फलेन युज्यते
शरीर हे निस्तर यत्त्वया कृतम् ॥ गरुडपुराण

ધર્મને કબૂલ નથી. (૨) આત્મા કાં તો સ્વર્ગ યા શાશ્વત સુખની અવસ્થામાં, અથવા તો નરક યા શાશ્વત યાતનાની દશામાં, પડે છે ને ત્યાં જ રહે છે. આત્માને થોડાંક વરસની આવરદાવાળો એક જ ભવ હોય છે, ને તે દરમ્યાન તે શાશ્વત સ્વર્ગે જવું કે શાશ્વત નરકે એનો નિશ્ચય પોતાનાં કર્મ વડે કરી લે છે — એવો સિદ્ધાન્ત, હિંદુઓની દૃષ્ટિએ, બુદ્ધિ ને નીતિ બંનેની કસોટીમાં અગ્રાહ્ય કરે છે. (૩) આત્મા અમર જીવનને માટે લાયક ન હોય, ને છતાં શાશ્વત યાતનાને લાયક હોય, એમ બને; ને તેથી તે એક ભવમાંથી બીજા ભવમાં એમ ફેરા ફર્યા કરે છે. આ જીવન એ કંઈ છેલ્લો મુકામ નથી. આ ઉપરાંત બીજી તકો પણ આપણને મળશે. આત્મા આ દેહથી શરૂઆત નથી કરતો, કે આ દેહ આગળ અટકી નથી જતો. મરણ પામતાં શરીરમાં ને પ્રલય પામતાં બ્રહ્માંડોમાં ફરતો ફરતો તે પોતાની લાંબી યાત્રા ચલાવે છે. તેના ઉદ્ધારનું મહાકાર્ય એક ભવમાંથી બીજા ભવમાં, ને બીજામાંથી ત્રીજામાં, એમ અખંડિતપણે ચાલ્યાં કરે છે. મનુષ્ય આત્માનું જીવન આમ અતૂટ ચાલ્યાં કરે છે એ કલ્પના સ્વતઃસિદ્ધ છે, એમ હિંદુ ધર્મનાં સર્વ દર્શનો માને છે. મન વાસના આદિનો બનેલો આપણો સૂક્ષ્મ દેહ આપણી સાથે બીજા ભવમાં જન્મ લે છે; તેને આપણે ચારિત્ર કહીએ છીએ. "માણસ મરી જાય છે ત્યારે જે તત્ત્વ તેને તજી દેતું નથી તે એનો આત્મા (નામ) છે."[૫૫] આપણાં મથનો ને પુરુષાર્થો આપણને ચીલે ચઢાવી આપે છે. મનુષ્યે તેના લાંબા ને પ્રયત્નપૂર્ણ જીવનમાં મેળવેલા આધ્યાત્મિક લાભો નકામા નીવડશે એવો ડર આપણે રાખવાની જરૂર નથી. એની ધારા તો અખંડ ને અવિચ્છિન્ન ચાલ્યાં કરશે; અને ત્યારે જ અટકશે જ્યારે જીવમાત્ર મોક્ષરૂપી નિર્મેલે મુકામે પહોંચી જશે. મોક્ષ એ જ મનુષ્યના જીવનવિકાસનો આખરી મુકામ

---

૫૫*. यत्रायं पुरुषो म्रियते किमेनं न जहातीति नामेति ।

बृहदारण्यकोपनिषत् ३; १; १२.

છે; તેના જીવનની પરા કાષ્ઠા છે, પરા ગતિ છે. આને માટે તર્ક કે બુદ્ધિ સ્વીકારી શકે તેવો પુરાવો લવલેશ નથી એમ કહેવામાં આવે, તો એનો જવાબ એ છે કે મરણોત્તર જીવનને લગતા બીજા સિદ્ધાન્તોની સામે પણ એ જ વાંધો ઉઠાવી શકાય એમ છે.

## ૧૫. ઉપસંહાર

હિંદુ ઇતિહાસના આરંભકાળથી તેની સંસ્કૃતિના ઘડતરમાં નવાં નવાં બળોએ ફાળો આપ્યો છે. એ બળો તેને સ્વીકારવાં પડ્યાં હતાં, અને તેને પોતાની સંગીન ને સ્થાયી કલ્પનાઓના રંગથી રંગવાં પડ્યાં હતાં. એ સંસ્કૃતિની પ્રત્યેક અવસ્થામાં સુરીલો સંવાદ સાધવાનો પ્રયત્ન થયેલો છે. માત્ર એ સંવાદ ગતિમાન ને વેગવાન છે. ધર્મમાં જ્યારે એવો ગતિશીલ સંવાદ અથવા જીવનનું સુરીલું સંગીત ન હોય, ત્યારે એમ માનવું કે એ ધર્મમાં સુધારો થવાની જરૂર છે. અત્યારે આખા જગતમાં સામાજિક ઉથલપાથલ ને ધાર્મિક ઉત્પાતનો યુગ ચાલે છે. જે પ્રસંગોમાં ઇતિહાસ જૂનો ચીલો છોડી નવે ચીલે ચડે છે એવો એક મહાન ને અકળ પ્રસંગ અત્યારે આપણી સામે આવી પડેલો છે. ઈશ્વર વિષેનું જે ભાન વધી રહ્યું છે, સમ્યક્ જીવનનું જે ઊંડું ને પ્રખર દર્શન થઈ રહ્યું છે, તેને પ્રગટ કરવાનું ગજું એ સંસ્કૃતિની ચાલુ રૂઢિઓમાં નથી. ધર્મનાં ક્રિયાકાંડ અને વિધિઓરૂપી બાહ્ય અંગો, અને તેના કેન્દ્રવર્તી સિદ્ધાન્તો, એ બેને એક માની લેવાં એ ભૂલ છે. આપણે એ બાહ્ય અંગોને એવી રીતે સુધારવાં જોઇએ કે તેમાં સત્યનાં ફળદ્રુપ બીજને ઊગી નીકળવા માટે અનુકૂળ ભૂમિ મળે. આ દેશમાં ને પરદેશમાં પ્રવાસો કરતાં મેં જોયું છે કે આજે એવાં હજારો સ્ત્રીપુરુષો પડ્યાં છે જેઓ નવી સમાજ-વ્યવસ્થાનો જન્મ થયાના શુભ સમાચાર સાંભળવાની ઉત્કંઠા સેવી રહ્યાં છે, કામ કરવા ને સાહસ ખેડવા આતુર થઈ રહ્યાં છે, અને નવો સમાજ જન્મે એને માટે આપભોગ આપવાને તત્પર છે. એ

સ્ત્રીપુરુષો મનમાં ઝાંખું ઝાંખું એટલું તો સમજે છે કે સાચા ધર્મના, ન્યાયી સમાજવ્યવસ્થાના, મનુષ્યના સંસારી ને ઔદ્યોગિક, આર્થિક ને રાજકીય, રાષ્ટ્રીય ને આંતરરાષ્ટ્રીય, સંબંધોમાં ઉદારતાની નવી હિલચાલના, સિદ્ધાંતો હિંદુ ધર્મનાં મૂલભૂત તત્ત્વોમાંથી મળી આવે એમ છે. એવાં સ્ત્રીપુરુષોની સંખ્યા વધતી જાય છે; એ અચૂક બતાવે છે કે તિમિર, મૃત્યુ ને કલહનાં બળોની સામે તેજ, જીવન ને પ્રેમનાં બળોનો વિજય થયા વિના રહેવાનો નથી.

૫

# હિંદુ સંસ્કૃતિ

## ૧. આજની પરિસ્થિતિ

આજે આપણે આપણી નજર આગળ એક યુગનો અસ્ત થતો જોઈ રહ્યા છીએ. એક આખી સંસ્કૃતિ વેદનાથી પીડાઇ રહી છે. જે શક્તિઓ વડે આપણાં જીવન ચાલતાં હતાં તે શક્તિઓનો હ્રાસ થઈ રહ્યો છે. આજે ચાલી રહેલું વિશ્વયુદ્ધ ખોબા જેટલા માણસોની દુષ્ટતાને લીધે નીપજ્યું છે એવું નથી; તેમજ એને પ્રતિસ્પર્ધી સામ્રાજ્યવાદોનો સંઘર્ષ કહીને તેનો છેદ ઉડાવી શકાય એમ પણ નથી. એ યુદ્ધ તો બતાવે છે કે અત્યારની વિશ્વવ્યવસ્થાએ દેવાળું કાઢ્યું છે. એ વ્યવસ્થામાં આત્મા પ્રત્યેની નિષ્ઠા ઘટી ગઈ છે, અને લોકોને નીતિ-નિયમોનું પાલન કરવાની પરવા રહી નથી. વિજ્ઞાન, યંત્રો, અને સમાજસંગઠન જેવી વસ્તુઓ માનવકલ્યાણનાં મોટાં સાધનરૂપ થઈ પડશે એવી આશા રખાતી હતી; પણ તે આશા ફોગટ નીવડી છે. શાંતિ ને સદ્‌ભાવના આદર્શો ખરી કસોટીનો વખત આવ્યે ટકી શકયા નથી. આપણું જીવન ધર્મશૂન્ય બની ગયું છે; અને આપણે ધનદોલત મેળવવા સારુ, તથા બજારો ને મુલકો પર માલિકી જમાવવા સારુ, જરા પણ અટકયા વિના નિરંતર કલહ કર્યા કરીએ છીએ. આપણી ધારણા પાર પાડવાને સારુ આપણે મનુષ્ય મટીને પશુ બનીએ છીએ. યન્ત્રોથી ભરેલી આપણી દુનિયાએ જે અદ્‌ભુત પરાક્રમો કર્યાં છે તેમાં કંઈ આપણું મનુષ્યત્વ ઝળકતું નથી. એ તો નરી કરામતો છે; ને એવી કરામતો તો અતિશય બુદ્ધિશાળી પ્રાણીઓને કેળવીને તેમની પાસે પણ કરાવી શકાય. જગતમાં યન્ત્રો જેટલા પ્રમાણમાં વધતાં જાય છે તેટલા પ્રમાણમાં આપણું જીવન મધમાખો ને કીડીઓના જેવું, વ્યક્તિત્વ વિનાનું, બનતું જાય છે. મનુષ્યોમાં જ્ઞાન મેળવવાની ને પ્રેમ કરવાની શક્તિ હોય છે, ને

તેઓ આશા સેવે છે ને પ્રાર્થના કરે છે, એ સત્ય તરફ દુર્લક્ષ કરવાનું આપણને મન થાય છે. જીવનનાં મૂલભૂત તત્ત્વો, ગૃહસંસારનો સાદો સ્નેહભાવ, મિત્રતાની સુવાસ, ને પાવિત્ર્યનું અનુશીલન એ સર્વ વસ્તુઓ નાજુક, બટકણી, ને અસ્થિર હોય છે; અને જે આંધળી ને ગાંડી દુનિયામાંથી આત્માને લગતા ગુણોને રુખસદ અપાઈ હોય તે દુનિયામાં એ વસ્તુઓને ખીલવાની તક મળતી નથી. જ્યાં આત્મજ્ઞાનનો અભાવ હોય ત્યાં સમાજને અધઃપાતમાંથી રોકે એવી કોઈ વસ્તુ બાકી રહેતી જ નથી. આજની આપણી સંસ્કૃતિમાંથી સુજનતાનો લોપ થઇ ગયેલો છે, એટલે તે આત્મા વિનાના દેહ જેવી થઈ પડી છે. તેને મગજ છે પણ હૃદય નથી; સંકલ્પબળ છે પણ આત્મા નથી. તેનું મન જાગે છે પણ આત્મા સૂતેલો છે. પાવિત્ર્યની ઉપાસનાને બદલે આપણે સત્તાની પૂજા કરતા થઈ ગયા છીએ. અને સત્તા એ એવી મદિરા છે જેની આગળ બીજા કેફી પદાર્થો તો હળવા ને મનને શાંત પાડનારા ગણાય. હિટલર એ આ બૂરી પ્રણાલિકામાં રહેલાં ગાંડપણ ને કુરૂપતાની સાક્ષાત્ મૂર્તિ છે.

જે જગત પોતાની હસ્તીનું પ્રયોજન ભૂલી બેઠું છે તેમાં વિચારવંત ને લાગણીવાળા માણસોને સાવ સુનકાર લાગે છે ને તેઓ બીકથી ફફડી ઊઠે છે. તેમને લાગે છે કે અજ્ઞેયવાદી બુદ્ધિના પાયા પર રચાયેલા આધુનિક જગતના ચૂરા ઊડી રહ્યા છે. એ વેદનામાંથી નવી દૃષ્ટિ ને નવા માનસનો જન્મ થવો જોઇએ. જગતને જંગલીપણા તરફ ધસતું અટકાવવું હોય, તો આપણે આત્મા ને તેને લગતી વસ્તુઓ પરની શ્રદ્ધા ફરી પાછી મેળવવી જોઇએ. એવી આત્મપ્રાપ્તિ થાય તો જ જગતનો કાયાપલટો થાય ને તેનું ગયેલું આરોગ્ય ફરી પાછું મળે.

### ૨. ધર્મમાત્રનો પાયો આત્મદર્શન

હિંદુ સંસ્કૃતિ લગભગ પાંચ હજાર વરસથી ભાર દઇને કહેતી

આવી છે કે આત્મદર્શન, આત્મપ્રાપ્તિ, એ જ જીવનનો પરમ પુરુષાર્થ છે. આત્મદર્શનને અપાયેલા આ પ્રાધાન્યની કલ્પનાનાં મૂળ ભારતવર્ષના ઇતિહાસના છેક ઊંડાણુ સુધી ઊતરેલાં છે; અને એ કલ્પના એના આખા જીવનને વ્યાપી વળી તેના પર પ્રાબલ્ય ભોગવે છે. પ્રાચીન કાળમાં થઇ ગયેલા માણુસોએ જે સત્યોનું પ્રતિપાદન કરેલું તે ખરાં છે કે ખોટાં એ સ્વાનુભવ વડે તપાસનાર ને તેમાં ભૂલ હોય તે સુધારનાર પુરુષોને કોઈ સંસ્કૃતિ વખતોવખત પેદા કરતી હોય, તો તે પરથી એમ કહી શકાય કે એ સંસ્કૃતિનો પ્રાણુ કાયમ છે. અનુભવનાં ઝરણુ જ્યારે સુકાઈ જાય ત્યારે સંસ્કૃતિ આડંબરરૂપ થઇ પડે છે; વિચારો ને મતો જડ આંધળી શ્રદ્ધાનું રૂપ લે છે, ને માણુસોનું વર્તન ચાલુ રૂઢિને અનુસરી ગાડરિયા પ્રવાહમાં ચાલે છે. 'અમે સ્વાનુભવને આધારે બોલીએ છીએ' એમ કહી શકે એવા સાધુસંતોની હારમાળા ભારતીય સંસ્કૃતિમાં એકધારી ચાલી આવી છે, તે પરથી સિદ્ધ થાય છે કે એ સંસ્કૃતિનો એકધારો સ્રોત હજુ અખંડ ને અવિચ્છિન્ન વહી રહ્યો છે. વેદના ઋષિઓ એવો અનુભવ યા સાક્ષાત્કાર કર્યો હોવાનો દાવો કરતા; અને એ પ્રણાલિકાના આધુનિક પ્રતિનિધિઓ કહે છે કે તેમનાં જીવન અને કર્મ એ વેદ અને ઉપનિષદનાં મહાસત્યોના વિવરણરૂપ છે, ભારતવર્ષના પ્રાચીન જ્ઞાન ( प्रज्ञा पुराणी ) નું નવું પ્રતિપાદન છે. વેદરૂપી જે પ્રણાલિકા પર હિંદુ ધર્મની ઇમારત રચાઈ છે તે વેદ તત્ત્વદર્શી ઋષિઓએ કરેલા અનુભવ યા સાક્ષાત્કારની નોંધરૂપ છે. એ ઋષિઓ એટલું સમજ્યા હતા કે મનુષ્યની રગેરગમાં જે સનાતન ઝંખનાઓ ભરેલી છે તે રાગદ્વેષ ને પ્રવૃત્તિવાળા સ્થૂલ જગતમાં થનારા કોઈ પણ ફેરફારોથી તૃપ્ત થાય એવી નથી. પરમાત્મા — જે પરબ્રહ્મ પણ છે — તેને ઓળખવો, ને વ્યક્તિના આત્માએ મન વચન કર્મથી એ પરમાત્માને શરણે જવું, ને તેની ઇચ્છામાં પોતાની ઇચ્છાને ભેળવી દેવી, એ ધર્મનું સારભૂત તત્ત્વ છે; ને એ

જ મનુષ્યનો ખરો આખરી મુકામ છે. ધર્મ મનુષ્યના જીવનમાં એવું પરિવર્તન કરાવે છે કે તે પરબ્રહ્મની સાથે અનુસંધાન યા તદાકારતા (બ્રહ્મસંસ્પર્શ) સાધી શકે. એ અનુસંધાન તે ઈશ્વર વિષેની આસ્થા નથી પણ ઈશ્વરનો અનુભવ છે. ધાર્મિક શિક્ષણ સેંકડો વરસોથી અપાય છે છતાં આપણે માનવજાતિના જીવનમાં પૂરતો પલટો કરાવી શક્યા નથી, એનું કારણ એ છે કે આપણે ધર્મને બાહ્ય અથવા સ્થૂલ વસ્તુ માની છે. હિંદુ ધર્મ આપણને કહે છે કે ઈશ્વર પર આસ્થા રાખવી એટલું બસ નથી; આપણા જીવનમાં તેનો સાક્ષાત્કાર કરવો જોઈએ. ઉપનિષદો ને ગીતા એ મહાગ્રંથોમાં નિરૂપેલી પ્રજ્ઞાન અથવા સાક્ષાત્કારની જે શુદ્ધ પ્રણાલિકા પ્રાચીન કાળથી ચાલી આવી છે તેના પાયા પર જ હિંદુ ધર્મ અને સંસ્કૃતિની ઈમારત રચાઇ છે.

બીજા ધર્મોનું વલણ બૌદ્ધિક મતો ને શાસ્ત્રપ્રામાણ્ય પર ભાર મૂકી માનવજાતિને સામસામાં દળોમાં વહેંચી નાખવા તરફ છે. પણ હિંદુ ધર્મ તો ધર્મમાં આત્મદર્શનનું જે અંગ છે તેના પર જ વિશેષ ભાર દે છે. ધર્મના મતો ને વિધિઓ એ તો માત્ર આત્મ-દર્શનરૂપી મુકામે પહોંચવાના માર્ગો છે. હિંદુઓ વેદને પ્રમાણરૂપ માને છે ખરા; પણ સાથેસાથે કહે છે કે જેમણે ઈશ્વરનું દર્શન કર્યું છે એવા તત્ત્વદર્શી ઋષિઓના સાક્ષાત્કારની નોંધ જેમાં હોય એવા બીજા શાસ્ત્રગ્રન્થો પણ પ્રમાણભૂત છે. વેદની સાથે આગમોને પણ ધર્મના પ્રમાણરૂપ ગણવામાં આવે છે. હિંદુઓના શાસ્ત્રગ્રન્થો છેવટના લખાઈ ચૂક્યા છે, ને તેમાં કશા ફેરફાર કે સુધારાવધારા ન થઈ શકે, એવું નથી. તેના અર્થો ઉદારતાપૂર્વક ઘટાવવામાં આવે છે; અને જેમ જેમ આત્મજ્ઞાનમાં વધારો થતો જાય તેમ તેમ તેમાં નવા નવા ઉમેરા કરવામાં આવે છે. હિંદુ ધર્મનો સંબંધ મૂળે જગતના વ્યવહાર સાથે હોવાથી, વિજ્ઞાનની ભાવના સાથે તેનો મેળ ખાય છે. અમુક ગ્રન્થ ઈશ્વરપ્રણીત છે એટલા માટે તે માનવો,

એમ આપણને કહેવામાં આવતું નથી. વેદમાં જે અનુભવો નોંધેલા છે તે સાચા છે એટલા માટે જ વેદને પ્રમાણભૂત માનેલા છે.

સર્વોદયના ધોરણ પર એક વિશ્વવ્યાપી સમાજની રચના કરવી હોય તો તે વિશ્વધર્મના પાયા પર જ થઈ શકે. એવા ધર્મની રૂપરેખા ભારતવર્ષની આત્મદર્શનની પ્રણાલિકામાં મળી રહે છે. પણ ધર્મનાં જે રૂપો જગતમાં સામાન્યપણે જોવા મળે છે તેઓ એક-બીજા સાથે પતાવટ કરી શકતાં નથી, અને ઊલટું એક સગ્રગ્ર માનવસમાજના વિકાસમાં વિઘ્નો નાખે છે. પણ હિંદુ ધર્મનો પ્રયાસ પરસ્પર સમજ, સહૃદયતા ને સહકાર સાધવાનો છે. ઈશ્વરના સ્વરૂપ વિષેના જુદા જુદા સંપ્રદાયોના મત આપણા અંતરમાં વસતા પરમાત્માના સ્વરૂપ વિષે કાલ્પનિક ચિતારો આપે છે. એ મતોને આપણે ફગાવી દઈ શકતા નથી. કેમકે અનંત ને અપ્રમેય એવા પરમાત્માને આપણે દિક્‌કાલથી મર્યાદિત એવાં રૂપો દ્વારા પ્રગટ કરવો હોય, ઈશ્વરની સનાતન વાણીને પરિવર્તનશીલ જગતની ભાષામાં વ્યક્ત કરવી હોય, તો તે આ રીતે જ થઈ શકે. કવિતા, પુરાણકથા, ને પ્રતીકપૂજા એ સર્વને ધર્મમાં સ્થાન છે. તેઓ આત્માનાં જાગૃતિ ને વિકાસમાં સાધનરૂપે મદદ કરે એવી ધારણા રખાય છે. જીવ, જગત ને ઈશ્વરના સ્વરૂપ વિષેની કલ્પના એ પરમાત્મપ્રાપ્તિની સાધનામાં પહેલું પગથિયું છે. પહેલાં વિચાર ને પછી આચાર. વિચાર દોરે તે દિશામાં મનના સંકલ્પ વળે છે. સત્‌સ્વરૂપને વિષેના સર્વ પ્રકારના મતો એ અનંત ને અમર્યાદ તત્ત્વને ગ્રહણ કરવાના સાન્ત ને મર્યાદિત મનના પ્રયત્નો છે. તેઓ સહુ આપણને આખરી મુકામે પહોંચવામાં જેટલે અંશે મદદ કરે છે એટલે અંશે ઉપયોગી છે. તેમની વચ્ચે ભિન્નતા છે, કેમકે તેઓ જુદી જુદી પ્રજાઓની જુદી જુદી જરૂરિયાતો, તેમનાં વંશાવળી ને ઇતિહાસ, તેમનાં કામનાઓ ને સ્વભાવભેદો અનુસાર જુદાં જુદાં રૂપો ધારણ કરે છે. પણ એ બધાં કામચલાઉ છે;

અને તેથી એકબીજા પ્રત્યેની અસહિષ્ણુતાને માટે જરા પણ વાજબી કારણ રહેતું નથી. બુદ્ધિએ કરેલી ચોકસ, નિશ્ચિત કલ્પનાઓ તે ધર્મ, એમ માની લેવું એ ભૂલ છે. જે કોઇ ધર્મ પોતે અન્તિમ ને સંપૂર્ણ હોવાનો દાવો કરે તે બાકીના જગત પાસે પોતાના મતોનો પરાણે સ્વીકાર કરાવવાની, ને પોતાના ધોરણ પ્રમાણે બીજી પ્રજાઓને સુધારવાની, ઇચ્છા રાખે છે. જ્યારે ધર્મના બે કે ત્રણ સંપ્રદાયો મનુષ્યમાત્રને પોતાના વાડામાં લાવવા મથતા હોય ત્યારે તેમની વચ્ચે ચકમક ઝર્યા વિના ન જ રહે; કેમકે જગતમાં કોઈ પણ સંપૂર્ણ, અન્તિમ ને સાર્વભૌમ ધર્મને માટે સ્થાન હોય તો એવા એક જ ધર્મને માટે છે. આવા સામ્રાજ્યવાદી ધર્મો માંહોમાંહે લડે તેમાં રહેલું બેહૂદાપણું આપણે જોઇ શકતા નથી, તેનું કારણ એ જ છે કે આપણને એ વસ્તુ પરિચિત થઇ પડી છે. ઇશ્વરે શ્રુતિજ્ઞાન વડે બતાવેલા સત્યનો સ્વીકાર કરવો ને તેને અનુસરવું એને જ જ્યારે ભૂલથી ધર્મપરાયણ જીવન માની લેવામાં આવે, ત્યારે ધર્મમાં કર્મકાંડના બાહ્ય વિધિઓનું જોર જામે છે. આત્માની ઉપાસનાને બદલે પૂજારી કે પુરોહિત, ધર્મસંઘ, કે ધર્મગ્રન્થ પ્રત્યે આદર ધરાવવો. આવશ્યક ગણાય છે; અને ધર્મસંઘે ઠરાવેલા જે તાત્ત્વિક મતો હોય તે સ્વીકારવા જ જોઇએ એવી માગણી ચોમેરથી થાય છે. કોઈ પણ સંપ્રદાયના નિશ્ચિત ધર્મમતો તમે સ્વીકારો ને એના સંઘમાં દાખલ થાઓ તો તમને સદાને માટે કેટલાક હકો મળે છે, ને કેટલાંક દુઃખોમાંથી મુક્તિ મળે છે. જીવતી વસ્તુની સરખામણીમાં જડ યન્ત્ર ઘણું જ સાદું હોય છે; તેનું કામ નરી આંખે જોઇ શકાય એવું સાવ સ્પષ્ટ હોય છે; વસ્તીપત્રકના હેવાલો ને આંકડા વડે તેનાં પરિણામોનો આંક કાઢી શકાય છે; એ બધું સાચું. પણ તેની અસર આપણા સ્વભાવની ઉપલી સપાટી સુધી જ પહોંચે છે. આપણો ધર્મ ઇતર ધર્મોના કરતાં ઊંચો છે એ કારણસર, બળજબરી વડે બીજા ધર્મોને હઠાવી આપણા ધર્મનો પ્રચાર કરવાનો આપણને

હક છે એમ જો આપણે માનીએ, તો આપણે નીતિભંગનો અપરાધ કરીએ છીએ; કેમકે જુલમ, અન્યાય અને ક્રૂરતામાં આધ્યાત્મિક જ્ઞાન અને સદાચારનો સર્વથા અભાવ હોય છે. હિંદુ ધર્મે પોતાને માટે એવા કોઈ નિશ્ચિત ધર્મમતો રાખ્યા નથી જેનો સ્વીકાર કરો તો તમે હિંદુ, નહીં તો નહીં. કેમકે એને તો ખાતરી છે કે આત્મા એવા મતોની દીવાલોમાં પુરાઈ ન રહેતાં તેને ભેદીને પાર ચાલ્યો જવાનો છે. હિંદુને મન દરેક ધર્મ સાચો છે; માત્ર તેના અનુયાયીઓએ અંતરની સાચી નિષ્ઠાપૂર્વક તેનું અનુશીલન કરવું જોઇએ. જો તેઓ એમ કરશે તો મતમતાંતરને વટાવી અભેદાનુભવ સુધી પહોંચશે; શાબ્દિક સૂત્રોને વટાવી સત્યના અપરોક્ષ દર્શન લગી પહોંચી જશે. દાખલા તરીકે શંકરે ધર્મના છ સંપ્રદાયોની વાત કરી તેમને સ્વીકાર્ય ગણ્યા છે.

આત્મપરાયણ જીવન એ ધર્મમાત્રનું સામાન્ય ધ્યેય છે. ધર્મમાત્ર એ ધ્યેયની શોધમાં નીકળેલા છે. તેમની વચ્ચે ધ્યેયની બાબતમાં મતભેદ નથી. ભેદ છે તે એટલો જ કે તેઓ પોતપોતાનાં નોખાં નોખાં તેજની મદદથી ઓછીવત્તી પ્રગતિ કરી શકે છે. આપણે કોઈ એક ધર્મને બીજા ધર્મોની સાથે સરખાવીએ, તો આપણે જોઈશું કે તેમની વચ્ચે જે તફાવત છે તે શાબ્દિક સૂત્રો ને આચારની રૂઢિઓ પરત્વે છે. આપણે જ્યારે નિશ્ચિત ધર્મમતો ને શબ્દબદ્ધ સિદ્ધાન્તોની પાછળ જઈ, આપણા પોતાના ધર્મનાં છેક ઊંડાણો લગી ઊતરીએ છીએ ત્યારે આપણને માલૂમ પડે છે કે ધર્મમાત્ર એક જ અગાધ સાગરમાંથી શક્તિ મેળવે છે. ધર્મ ધર્મ વચ્ચેની આ પાયાની એકતાનું ભાન થાય તેને લીધે, સમગ્ર માનવજાતિના હિતને કાજે એકઠા મળીને અમુક સહકાર કરવાનું ધર્મોને માટે શક્ય બનવું જોઈએ. જીવ, જગત ને ઈશ્વરનાં સ્વરૂપ વિષે પણ હવે અગાઉના કરતાં વધારે એકમતી થઈ શકે એમ છે. રાષ્ટ્રીય રાજ્યોની પેઠે ધર્મોનાં ઉત્પત્તિ ને વિકાસ પણ જગતના નાના નાના ભાગમાં થયેલાં; અને તે વેળા જગતના બાકીના ભાગ સાથે સંપર્ક

સાધવાની ઘણી મુશ્કેલી હતી. પણ હવે, વિજ્ઞાન ને વેપારની અસરને લીધે, એક વિશ્વસંસ્કૃતિ ઘડાઇ રહી છે. તમામ ધર્મો હવે પોતાનું હૃદ્ગત વાણીના નવા પ્રયોગો વાટે પ્રગટ કરવા મથી રહ્યા છે, અને તેથી એકબીજાની નજીક આવતા જાય છે. જગતના આધુનિક વિચારપ્રવાહનાં ચેતનપ્રદ તત્ત્વો સર્વ ધર્મમાં નવો પ્રાણ પૂરી રહ્યાં છે, અને તે સહુમાં દૃષ્ટિની સમાનતા પેદા થઈ રહી છે. કસોટીમાં ઊતરી ન શકે એવા સિદ્ધાન્તોને વાદવિવાદથી ખોટા ઠરાવવામાં નથી આવતા પણ કોરે મૂકવામાં આવે છે; અને ધર્મોનાં જે સાર્વભૌમ તત્ત્વોને વિષે એકમત હોય તેના પર ભાર દેવામાં આવે છે. આપણા ધર્મ ગમે તે હોય, પણ આપણે તેમને આધુનિક વિચાર અને વિવેચનની પરિભાષામાં વર્ણવીએ છીએ. હવે પછી આવનારાં વરસોમાં આ ક્રિયા વેગથી ચાલશે; અને ધીરે ધીરે ભિન્ન ભિન્ન ધર્મોનું એકીકરણ થઈ તે એક વિશ્વધર્મ રૂપે વિચરશે ને કામ કરશે.

ધાર્મિક સહિષ્ણુતાના સિદ્ધાન્તને હિંદુઓએ છેક પ્રાચીન કાળથી માન્ય રાખેલો છે. અશોક અને તેના અનુગામી દશરથે નિરીશ્વરવાદી આજીવક સંપ્રદાયવાળાને દાન વગેરેથી આશ્રય આપેલો. મનુ કહે છે કે પાખંડીઓને તેમના રિવાજ પાળવાની છૂટ અપાવી જોઇએ. યાજ્ઞવલ્કય પાખંડીઓના રિવાજોને માન્ય રાખે છે.[1] ટૂંકામાં સર્વ

---

૧*. श्रेणिनैगमपाखंडिगणानामप्ययं विधिः ।
भेदं चैषां नृपो रक्षेत्पूर्ववृत्तिं च पालयेत् ।।

याज्ञवल्क्यस्मृति २; १९२.

(વેપારીઓનાં મહાજનો, વેદને પ્રમાણ માનનારાઓ, વેદને પ્રમાણ ન માનનારાઓ, ધંધાદારીઓના સમૂહો, એ સર્વના જુદા જુદા નિયમોને રાજાએ જાળવવા, ને પરાપૂર્વથી ચાલતા આવેલા તેમના રિવાજો કાયમ રાખીને પળાવવા.)

ધર્મો ને સંપ્રદાયોના અનુયાયીઓની રક્ષા કરવાની, અને કોઇને હાનિ ન કરવાની, ફરજ રાજ્યકર્તાને માથે નાખવામાં આવી હતી.

## ૩. હિંદુ ધર્મમાં સુધારો

સમાજમાં વસનારાં પ્રાણી તરીકે આપણી ફરજ છે કે મનુષ્યનાં જીવન, ઘર, સમાજ અને રાજ્યતન્ત્રમાં આત્માની પ્રેરણા પ્રમાણે કામ ચલાવવું. આ માનવી જગતમાં થઇને પ્રગતિ કરતાં કરતાં આપણે આત્માના જગતમાં પહોંચવાનું છે. બૃહદારણ્યક ઉપનિષદ કહે છે કે કૌટુંબિક જીવન, સંપત્તિ, ને બીજી બધી માલ-મતાનો ઉપયોગ આત્મસાક્ષાત્કારનાં સાધનરૂપે — **आत्मनस्तु कामाय** — કરવાનો છે. શંકરની ભાષામાં કહીએ તો, અવગતિ અથવા આત્માની વિમુક્તિ એ આખા વિશ્વની ક્રિયાનું અન્તિમ ધ્યેય છે. જગતની વસ્તુઓરૂપી ધાતુમાંથી આત્માની પ્રતિકૃતિઓ ઘડવાની છે. ધર્મનું સારભૂત તત્ત્વ માત્ર અભાનોર્મિ કે મસ્તી અનુભવવામાં યા તપસ્યા વડે દેહદમન કરવામાં રહેલું નથી; પણ નમ્રતા, મધુરતા ને ઉદારતામાં, દિવસનું કામ ધીરજ ને શાન્તિથી કરવામાં, રહેલું છે.

છેલ્લા થોડા વખતથી હિંદુ ધર્મે સામાજિક નિયમો ને રૂઢિઓની બાબતમાં જડતા અનુભવી છે, ને જરૂર પડ્યે ફેરફાર કરવાની શક્તિ નથી બતાવી. આત્માનાં સત્યો તેના મૂલ્યની દૃષ્ટિએ સનાતન છે એ ખરું, પણ વ્યવહારમાં તેનો પ્રયોગ કરતાં તેમાં પરિવર્તનને અવકાશ રહે છે — એ જે હિંદુ સમાજના વિકાસનું મુખ્ય અંગ હતું તેના તરફ દુર્લક્ષ કરવામાં આવ્યું છે. પરિણામે સમાજશરીર રોગી દશામાં આવી પડ્યું છે; અને કુસંપ, તથા વ્યક્તિસ્વાતંત્ર્ય પર કાપ, એ એનાં પ્રધાન અંગો થઈ પડ્યાં છે. આપણે ચૈતન્ય અને ભાવના કરતાં નિયમ અને રૂઢિને અધિક અગત્યનાં ગણ્યાં છે. સંજોગો જેમ જેમ બદલાતા ગયા તેમ તેમ હિંદુ ધર્મ બદલાતો ગયો છે; અને એ ફેરફારો દ્વારા તે પોતાનું પ્રાચીન રૂપ ટકાવી શક્યો છે.

જે ઘસાઈ ગયેલી રૂઢિઓ ને ચલણમાંથી નીકળી ગયેલા રિવાજો કેવળ માણસની જડતાને લીધે ટકી ને ફાલી શકે છે તેને, વગર-વિચારે આંધળા બનીને, અનુસરવાથી સમાજનો જેટલો હ્રાસ થાય છે તેટલો બીજા કશાથી નથી થતો. હિંદુ ધર્મનું સાચું સ્વરૂપ શોધી કાઢવું, અને તેની ભાવનાને આપણા સમાજશરીરની રગે-રગમાં વ્યાપવા દેવી, એ આજે આપણી ફરજ છે. મનુ કહે છે : "જેને વિદ્વાન અને રાગદ્વેષ વિનાના સજ્જનોએ હંમેશાં આચર્યો ને જેને હૃદયે સંમતિ આપી હોય તેને ધર્મ જાણો."[૨] આવો મત આપણને સામાજિક બાબતોમાં સ્વતંત્ર રીતે વર્તવાનો પૂરતો અવકાશ આપે છે. આજના મહત્ત્વના કાળમાં આપણે પૂર્વજોના અવાજની સાથે આજના નવા નવા સૂરો પણ સાંભળવા જોઈએ. આપણે સામાજિક સ્વતંત્રતા ભોગવવી હોય તો તેની કિંમતરૂપે સદૈવ જાગૃત રહેવું જોઈએ, એટલું જ નહીં પણ નિરંતર સમાજનું રૂપાન્તર કરતા રહેવું જોઇએ, ને સર્જનશીલ આત્માની પ્રવૃત્તિ અવિરત, અવિશ્રાન્ત ચાલવા દેવી જોઈએ. આપણા સમાજે પ્રગતિ કરવી હોય, તો સમાજવ્યવસ્થામાં ધરમૂળના ફેરફારો કર્યે જ છૂટકો. જૂના ધર્મો ને સંપ્રદાયો તેમની શક્તિ ગુમાવી બેઠા છે; જૂની પ્રથાઓ ને રૂઢિઓની પ્રતિષ્ઠા તૂટી ગઈ છે. છતાં ભારતવર્ષના ભૂતકાળનો પ્રાણ હજુ જાગતોજોત છે, ને પોતાનું રહસ્ય દરેક નવી નવી પેઢીને નવેસર બતાવતો જાય છે. આપણા સમાજમાં મનુષ્યે સરજેલાં જે વિષમતાઓ ને અન્યાયો છે તેને આપણે નાબૂદ કરવાં જોઇએ; અને પુરુષો ને સ્ત્રીઓ, ઊંચાં ને નીચાં, સહુને વ્યક્તિગત કલ્યાણ અને વિકાસ સાધવાની સરખી તક આપવી જોઇએ. ધર્મ

---

૨*. विद्वद्भिः सेवितः सद्भिर्नित्यमद्वेषरागिभिः ।
हृदयेनाभ्यनुज्ञातो यो धर्मस्तं निबोधत ॥

मनुस्मृति २; १.

એ વિકાસ પામતા શરીર પરની જીવતી ચામડી જેવો છે; જેમ શરીર વધે તેમ તેમ ચામડીની પેઠે તે પણ વધે છે. તે જો વધારેપડતો કડક રહે તો ફાટી જશે, અને આપણી નજર આગળ અંધાધૂંધી, અરાજકતા ને ક્રાન્તિ જામશે; તે જો વધારેપડતો ઢીલો રહે તો આપણને ભુલાવામાં નાખશે ને આપણી ગતિમાં અંતરાયરૂપ થઈ પડશે.

ધાર્મિક આચારવિચારની હિંદુ પદ્ધતિ આજની પેઢીના વિચારશીલ ને ચિન્તનપરાયણ માણસોને રુચિકર લાગશે, એ વિષે મને જરા પણ શંકા નથી. હિંદુ ધર્મ એ જીવન પ્રત્યે જોવાની એક એવી દૃષ્ટિ છે જે બુદ્ધિને સંતોષે છે, હૃદયને હલાવે છે, ને સંકલ્પશક્તિને ઉત્તેજી કાર્ય કરવા પ્રેરે છે. તે ભારતવર્ષને નવી દુનિયાની સાથે મેળ ખાય એવો નવો આત્મા આપે છે; અને તેને સજીવ દેહ બનાવી સ્વતંત્ર દૃષ્ટિ ને સંકલ્પ બળ અર્પે છે. દેશમાં ચાલતી, ઊંડી જડ ઘાલીને બેઠેલી ને વિવિધરૂપ રૂઢિઓની વચ્ચે તે મેળ સાધી શકે છે; અને તેમને હળીમળીને ને સ્વતંત્રતાપૂર્વક રહેવાનું સામર્થ્ય આપે છે. ભારતવર્ષ હજુ ઘડાઈ રહ્યું છે. લોકમત દુર્ભાગ્યે ભ્રમિત, સંકોચશીલ, ને છિન્નભિન્ન દશામાં છે; તેને સ્પષ્ટ દિશાદર્શન કરાવવામાં આવતું નથી; તે લગભગ રોગીની દશા ભોગવે છે. અને છતાં હિંદુ ધર્મ, ધર્મની સાચી ભાવના, અંતર્ગત સંવાદ ને માધુર્ય, તથા બાહ્ય બંધુતા ને સહચાર વડે, આપણા મૂંઝાયેલા યુગને ખોટો રસ્તો છોડાવી ખરે રસ્તે ચડાવે છે.

## શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬ | ૧૦ | क्षोत्रं | श्रोत्रं |
| ૧૭ | ૨૦ | જ્ઞાન | જ્ઞાતા |
| ૨૧ | ૨૨ | હાથીદંત | હાથીદાંત |
| ૩૯ | છેલ્લી | गोब्राह्मणेभ्यो | गोब्राह्मणेभ्यः |
| ૪૫ | નીચેથી ૪ | નિશ્રેયસનો | નિઃશ્રેયસનો |
| ,, | મથાળું | હિંદુ ધર્મનું હાર્દ | હિંદુ ધર્મ |
| ૪૭ | ,, | ,, | ,, |
| ૫૦ | ૭ | હશે | હશે. |
| ૬૨ | ૧૯ | दयालुश्र | दयालुश्च |
| ૬૭ | ૩ | તેનો | તેનાં |
| ૭૫ | ૧૭ | દ્યદ્રૌ | દ્યદ્રો |
| ૭૭ | ૬ | માણુસન | માણસના |
| ૮૫ | નીચેથી ૪ | (ઉમેરો) | तैत्तिरीयसंहिता ૬; ૩; ૧૦; ૫. |
| ૯૨ | ૨૦ | ભાતિક | ભૌતિક |
| ૯૪ | ૧૨ | નિરવાધ | નિરવધિ |
| ૧૦૪ | ૮ | ઉતરીને | ઊતરીને |
| ૧૧૮ | ૧૮ | સર્વ | " સર્વ |
| ૧૨૭ | નીચેથી ૫ | विदन्ति | विन्दति |
| ૧૩૬ | ૧૦ | ન | ને |
| ૧૪૪ | ૭ | બનાવાનો | બનવાનો |
| ૧૫૩ | ૧૨ | સોના | સોમા |
| ૧૫૮ | ૨૧ | બેક્ટ્રિયન | બેક્ટ્રિયન |
| ૧૭૬ | ૮ | ગઈ, | ગઈ. |
| ૧૮૩ | ૨૦ | પ્રતિમાઓ | પ્રતીકો |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૮૯ | ૬ | તત્ત્વાવચારમાં | તત્ત્વવિચારમાં |
| ૧૯૪ | નીચેથી ૬ | भ्योपनिषत् | ग्योपनिषत् |
| ૨૦૧ | ૧૬ | પ્રયાગ | પ્રયોગ |
| ૨૦૫ | ૬ | ઠરે | ઠરે |
| ૨૧૭ | ૭ | આચર્યો | આચર્યો હોય |
| ૨૧૮ | ૧૩ | સંકલ્પ બળ | સંકલ્પબળ |